દોહરા.

દુંદાળો દુખ ભંજનો, ગુણ નિધિ ગુણ ગંભીર;
ઈશ્વરથી ઉત્પન્ન હવો, ધર્મ ધુરંધર ધીર. ૧૧
સિંદૂર અંગે શોભિતું, મોદક અમૃત આહાર;
ગજ વદનો ગરવો ધણી, દેવ વડો દાતાર ૧૨

છપો.

સિદ્ધિ બુદ્ધિ બે નારય, લક્ષ લાભ બે પુત્ર;
શિવ સરખા શિર તાત, ચિંતામણિના ધરસુત્ર;
આદ્ય શક્તિ ઊમયા, મહા માયા છે માંડી;
ક્ષેમ કલ્યાણ જમાત્ર, અણપ રત્નોની ખાડી;
બ્રહ્મા વિષ્ણું રની રૂદ્રથી, પ્રથમ પુજા ગણપતિ તણી;
શામળ કહે શેવો સહુ, સુખ સાગર સીમા ઘણી. ૧૩

કૃષ્ણની પ્રારથના.

દોહરો.

કૃષ્ણ કૃપા કરૂણા નિધી, દેવકિ નંદન દેવ;
વિશ્વપતી વસુદેવ સુત, સુર સનકાદિક સેવ. ૧૪

છપા.

ગીરધર ગોકુળ ચંદ, મથુરાપતિ મોટમ મહિમા;
પાંડવના પ્રતિપાળ, સૂખ સાગરની સીમા;
પંચાળીને ચીર, પુરયાં નવસેં નવાણું;
નરસિંહાને હાર, દીધો ગાતામાં ગાણું;
એ નંદ જસોદા નંદને, સ્મરતાં શોક સહુનો સમ્યો;
કવિ શામળ સમરૂ કૃષ્ણને, ભરવાડા ભેળો રમ્યો. ૧૫
જરાશનનનું જોર, દર્પ હરયો દેખંતી;

શિશુપાળનું છેદ્યું શિશ, પુરખાયે પેખંતા;
ભરવાડનું ખાધું ભાત, જાત કે ભાત ન જોઈ;
રમિયો વ્રજમાં રાસ, માગ્યું આપ્યાણ ત્યાંહાં રોઈ;
કંસ હંસ હેતે હણ્યો, પુતનાને પ્રાણે કરિ;
સેવે સામળ શ્રીકૃષ્ણને, સોળ સહસ્ત્ર જેન વરી. ૧૬

રામચંદ્રજીની પ્રારથના.

દોહરા.

રાજિવલોચન રામજી, મુકતી દાતા મૂળ;
કોટિ કોટિ પાતક મટે, ટાળે સંકટ શૂળ; ૧૭
રામ રટે રસના વડે, વળી જે વારંમવાર;
એથી અન્ય મિલે નહી, મુકિત તણો દાતાર; ૧૮
તારણ તરણ ત્રિલોકમાં, તારક મંત્ર કેહેવાય;
જમને શિર પગ દઇને, જરૂર વૈકુંઠ જાય. ૧૯

છપા.

સીતાપતી શ્રીરામ, નૃપ દસરથનો નંદન;
ભકતવત્સળ તે ભૂપ, વિશ્વ સૌનો એ વંદન;
કૌશળા કુલદીપ, લક્ષ્માણ લઘુબંધવ લાયક;
વરણેવે ઊમરે વેદ, નિગમ આગમનો નાયક;
એક બાણે મારી તાડિકા, રાવણ રણમાં રોળિયો;
અતળિ બળ ઇંદ્રજીત નો, આંચાણ વત જેણે ચોળિયો. ૨૦
કોટિ બ્રહ્માંડનો નાથ, સત તણો એ સત્વ;
સત કોટિ રામાયણ, તેમાં અક્ષર બે તત્વ;
કોટિ જન્મનાં પાપ, બેત અક્ષરથી બળશે;
લખચોરાશી ખાણ, જનમ મરણ દુખ ટળશે;

રામનામ વિના મુકતી નહી, વેદ પુરાંણો વાંચજો;
સુખસાગર શામળ ભણે, સત્ય ગણીને સાંચજો. ૨૧

દોહરો.

જપતપ સૌધ્યા ધર્મનિમ, પધતી પૂજા ક્રોડ;
તત્વ રામ ત્રીલોકમાં, કહે કવી કરજોડ. ૨૨

અન્નપુર્ણાની પ્રારથના.

દોહરો.

આદ્ય શકિત અન પૂરણા, જગત તણી આધાર;
અષ્ટસિધિ નવનિધિ રિધિ, દેની તું દાતાર. ૨૩

છપા.

અન્ન જગત આધાર, અન્ન દેવત એ મોટું;
અનવણ ન રહે જીવ, અનવણ સરવે ખોટું;
દેવ દાનવ રંકરાય, જીવે સૌ અન્નને જોર;
અન્નવણ ઉપાસન, સર્વ અંધારૂં ઘોર;
પાલણ પોષણ પૃથ્વી વિષે, કર્તાનામ કૃતકૂરણા;
શામળ કહે સેવો સહુ, આવશકની અન્ન પૂરણા. ૨૪
સિતા રામ તે એહ, એ શ્રી રાધા કૃષ્ણ;
એ ઊમયાન ઇશ, પંડિતે કીધું પ્રશ્ન;
એ રોહિણી એ ચંદ્ર, એહ બ્રહ્મા સાવિત્રી;
મંત્ર જંત્ર એ તંત્ર, એ ગુણનિધિ ગાયત્રી
અન્ન પુરાણા સઉની ઇષ્ટછે, બુધિવંતાજન બુજશે;
શામળ કહે અન્ન આધારથી, સર્વે વિદ્યા સૂજશે. ૨૫
અન્નપુરણા વડિ માત, જગત જીવાડન જાણી;
અન્નવિના સૌ સુંન્ય પ્રથમ જીવે નહીં પ્રાણી;

અભવિના સુખ અલ્પ, અનભજ્ઞ મરણ ન ચાલે;
ભાવે નહી મન ભક્તી, અભવણ મોન્ન ધિ માલે;
અભવના ઈશ્વર વાલો નહીં, ભાન તાન ગુણ નવ ગમે;
શામળ શેવો અનપુરાણ, સકળ દુઃખ એથી શમે. ૨૬

આ વારતા રચવાનું કારણ.

દોહરા.

કવિ કહે કહું શુકબહોતરી, આણી મત આહલાદ;
પરાક્રમ પુરૂષ પ્રકૃતિતણાં, શિવ ઉમયા સંવાદ. ૨૭
ચાતુર નર મહો દેશમાં, ચતુર શિરોમણિ ચાલ;
સ્ત્રીચરિત્ર શોભા ઘણી, ખરી વાતનો ખ્યાલ. ૨૮
શામળ કહે સંક્ષેપમાં, કવિતા કેરાં કામ;
ત્રિયા લક્ષણ ખુબપણ, હુંશીને મન હામ. ૨૯
એમાં અર્થછે અવનવા, ગરૂવો છે એ ગ્રંથ;
નિચજનતો નિંદા કરે, પૂર્ણ પરાક્રમ પંથ. ૩૦
ગુણવંત દુધ ગવરી તણું, તત્વજ્ઞ આપે તંત;
કો દુધ દહીં કો તક્રલે, કો માખણ કો ઘૃત. ૩૧
મૂર્ખ મૂર મમતા કરે, ગુણ હિણાતો ગર્ક;
પંડિત જનને પ્રીયછે, નિંદક જનને નર્ક ૩૨
ગુજરદેશ ગૃરૂવો ઘણો, અમદાવાદ અનૂપ;
સાભર તટ શિરોમણિ, ખ્યાતજીવ જ્યાં ભૂપ. ૩૩
કુળ પોઠાં પરગણો, અધિક એકથી એક;
વરણ અઢાર વાસો વસે, વારૂ વિપ્ર વિવેક. ૩૪
માતર પ્રગણામાં ભણી, શુંઝ શિરોણિ ગામ;
વિશ્વનાથ વીરેશ્વરો, નવે ખંડમાં નામ ૩૫

પ્રમટ તેહનાં પ્રારખ્યાં, મહા મોટમ પદ મેર;
ચોખાના લાડુ ચડે, સેવામિમણન ચોર. ૩૬
વાંઝ બંધાવે પારણાં, અષ્ટ સિદ્ધ આપણહાર;
વરદાતા વિશ્વેશ્વરો, નોધારાં આધાર. ૩૭

છપો.

વિશ્વેશ્વર મહાદેવ, પવિત્ર જન પૂરણ પરચો;
ભક્તિ મુક્તિ દાતાર, શુધ્ધ ચિંતામણી સરખો;
અષ્ટાસિધિ નવનીધ, એક પળમાં એ આપે;
કૈલાશે વાસ કીરતરિ, તેહ થીરથાવર થાપે;
જંજાળ મટે જન્મ મરણની, લખચોરાશી ફેરા ટળે;
શામળ કહે શિવ પૂજતાં, સુખસાગર મહિમા મળે. ૩૮

દોહરા.

કુળશુધ્ધે કણબી વસે, કાઉજી કુળ શુભ કામ;
વાસણ વંસે અશપત, નરપતિ જેવાં નામ. ૩૯
માનજી સુત મોટમપદે, રખીદાસ રિધ રૂપ;
નવાણુ કીધાં નિર્મળાં, લોન સમોવડ ભૂપ. ૪૦
પાળ્યાં લાડ પ્રજાતણાં, પ્રજા ઉપર બહુ પ્રીત;
સદાવ્રતો શોભાવિયાં, રામ રાજની રીત. ૪૧
રખિયલ જ્યાં રક્ષા કરે, દુનિયામાં નહી દુઃખ;
પ્રથ્વી કરી પસાયતે, ભિક્ષુક ભાગી ભૂખ. ૪૨
પુન્યવંત પરિવાર સહુ, ભડભાવિક ભત્રીજ;
સુખસાગર શોભિત સદા, બહુ પુન્યના બીજ. ૪૩
પંડીતજનનો પારખુ, કવિયાં પુરણ કોડ;
મંગણ મોજાં દયેણો, હાકી જીતે હોડ. ૪૪

પાંચે પુત્ર પરાક્રમી, એક એકથી એક;
જીતેલ સૌ ભૂપતીસમા, ન્યાવટ શાવટ નેક. ૪૫
સ્વામિજી વીર સલક્ષણો, ઘણી બુદ્ધિ ઘર સૂત્ર;
વડકુંથ વેણીસારખો, પાટવી રખિયલ પુત્ર. ૪૬
રખિયલ કેરા રાજવી, પાંચ પુત્ર પરતાપ;
જશવંત અપૈરાજ જાણવો, અધિક પરાક્રમી આપ. ૪૭
સદાવ્રતની સાખ ઘેર, અન્નના દાન અપાય;
સભા ભરે પંડિતની, કૃષ્ણ કથા કહેવાય. ૪૮
હરીભક્ત હરીજન સહુ, ગુણનિધિ સુભગંગેવ;
લક્ષ્મી વર પૂજે લખું, તરતિમ સહુની ટેવ. ૪૯
ગુણીજન આવે ગામમાં, શાસ્ત્ર વાત સુજાણ;
આશિષ દેતો અતિ ઘણી, કહે કુશળ કલ્યાણ. ૫૦
રખિયલ સુત રાજેશ્વરી, શિવ પૂજે સાંજ સવેર;
એક સમે સભા ભરી, બેઠા જશવંત અપૈર. ૫૧
સાખી સંભરયા સોરઠા, કહે વખાણી વાત;
ભાટ ચારણ બ્રાહ્મણ સહુ, પુન્યકાળ પરભાત. ૫૨
કીર્તી તેણું સાંભળી, શામળભટ કવિરાજ;
શીગોડ માળવી વિપ્ર સુભ, લક્ષ કોટિયા લાજ. ૫૩
કવિ તેડ્યો કોડે કરી, સાંભળજો સુભ જાત;
વાશી વેગનપુર તણો, ગુણ જાણે ગુજરાત. ૫૪
શામળ આવ્યો સભામાં, સકળ શાસ્ત્રમાં સૂત્ર;
શોભિત સાથ સલક્ષણો, પરસોતમ લેઈ પુત્ર. ૫૫
માન દિધાં મનસા શુધે, અતિ આણી આહ્લાદ;
સભા મધ્ય શામળભટે, દીધો આશિરવાદ. ૫૬

છપ્પા.

તમ ઘેર ત્રીજે વાર, પ્રથમ વાર, નિત્ય પૂજે;
ચતુર જાયમ ચોથો વાર, સત્ય વાતે સુભ સુઝે;
પ્રસન પાચમો વાર, વિમળ જશ વિદ્યા વાધો;
છઠ્ઠા વારની છત્ય, શોભા શત્રુની સાધો;
સાતમો વાર સંકટ હરે, અધિપત ડાહ્યા અંશને;
આશીર્વાદ કવી કહે, મનજી વાસણના વંશને ૫૭

દોહરા.

ઉઠયા સહુ આદર કરી, સકળ સભા સમેત;
પ્રદક્ષણ દેઈ પાગે નમ્યા, હૈડે આણી હેત. ૫૮
ભલે પધાર્યા ભ્રમજી, ભવપણ કેરા ભૂપ;
વ્યાસ વસીષ્ટ સુકદેવજી, રિખિઅંતાછો રૂપ. ૫૯
પુરૂશોત્તમ પુત્ર પવીત્ર નર, નિરમળ રૂડુ નામ;
પૂરણ પુન્ય પ્રગટ હવું, ગુણવંત પધું નિજ ગામ ૬૦
પાણય જોડીને પુછિયે, કરિયે વિનતિ કેહેણ;
નૌતમ ગ્રંથનિતિ કહો, વિવિધ વિલાસી વેણ. ૬૧
ગ્રંથ કહ્યો રખિદાસને, સીહાસન બત્રીશ;
નવે ખંડ નામે લહ્યો, પ્રસન્નછે ઉમિયા ઈશ. ૬૨
રામ ચરીત્ર રૂદે ધર્યો, વર્ણવ્યો રેવાખંડ;
ગંગા કેરા ગુણ ઘણા, ટાળાછે જમ દંડ. ૬૩
નૌતમ ગ્રંથ નવો કહો, ચતુરાઈ તણો ઉપદેશ;
પંચ પ્રમાણ પંડીત કરે, હારદથી હમેશ. ૬૪
સંસ્કૃતથી પ્રાકૃત કહો, ખટરસ ભાષા ખ્યાલ;
અઢાર પુરાણથી અધિપતિ, મહિપત જેનાં માલ ૬૫

શ્લોક હોય સંસ્કૃતમાં, કરી તેહ કવીત;
ગુર્જર ભાષા ગુણે ઘણા, ચાતુર રીઝે ચીત. ૬૬
સાબાશ સપુત સુલક્ષણા, સાબાશ સહોદર સાથ;
સાબાશ પિતુ પઢીયા પિતર, સાબાશી જમણે હાથ. ૬૭
પુરસોતમ ત્યાં પ્રીતથી દીધો આશીરવાદ;
ગ્રંથ કર્યો શામળભટે, આણીને આહલાદ. ૬૮

છપો.

હંસ વાહન હીતકાર, મયુરજાહાની મહિમા;
કુરકુટ વહની કલ્યાણ, મેંઢક વાહન સુખ સીમા;
અશ્વ વાહન દે માન, કીર વાહન કરવ કામો;
શાર્દુલ વાહની નેહ, નેહ ઘણે શીર નામો;
ઊંદર અશ્વને ઇભપે, ગરૂડ વૃષભછે જેહને;
કલ્યાણ કોડ કૃપા કરે, શામળ કહે આશીશ એહને. ૬૯

દોહરા.

શુક બોહોતેર શીરામણી, ચતુરાનો ચીત ચાલ;
મોટાં માણસ મહિપતિ, માને તેમાં માલ. ૭૦
ઉત્તરનો પ્રતિ ઉત્તરે, ભાર તણો વીભાર;
ગુણ અવગુણ ગ્રાહક ઘણા, પંડિત કરે વિચાર. ૭૧
ખોટાનું સાચું કરે, કલંક કરે અકલંક;
કથીરનું કંચન કરે, વાળે આડો અંક. ૭૨
શાહ નરને તસ્કર કરે, તસ્કરને કરે શાપ;
જળને સ્થાન સ્થળ કરે, કરે રંકને રાય. ૭૩
ઓલવી નાંખે અસત્યને, વાળી નાંખે વેર;
એક વચને અમૃત કરે, જો હોય ભર્યું ઝેર. ૭૪

માંહ વિદ્યાથી ચોધણી, વિસ્તર વાત વિવેક;
પંડિત જન એ પારખે, ન્યાવટ.શાહાવટ નેક. ૭૫

ચોપાઈ.

પુર્વ દિશા પુરંદર ગામ, નૃપતિસિંહ રાજાનું નામ;
રામ રાજ સરીખુ રાજ, અસત અન્યા તનથી તાજ. ૭૬
હરીચંદ્ર સરખા હરીજન, કુડ કપટ નવ માને મન;
વરણ અઢાર વસેછે વાસ, તેજ પુંજ પુરણ પરકાશ. ૭૭
લક્ષપતિ લક્ષો ત્યા વસે, ધર્મ મારગ ઊપર સહુ ધસે;
શ્રીશ્રીમાળી વાણિયો, જન ધર્મ જુગતે જાણિયો. ૭૮
શ્રીવંત માંહે તે શિરદાર, દિલ મોટે દાખ્યો દાતાર;
જીવ દયા ઉપર બહુ પ્રીત, ન્યાય શાસ્ત્રની રાખે રીત. ૭૯
મહિમા જેનો વાધ્યો ઘણો, વ્યાપાર દેશ દેશાવર તણો;
પુન્યવંતો પુન્ય પવીત્ર, મહિપ સરિખા જેને મીત્ર. ૮૦
અલખ્યત ઘરમાં અપરંમપાર, દીપોશા દીઠો દાતાર;
મહાલક્ષ્મિ દીઠે મન ઠરે, વ્યાપાર વહાણ વટીનો કરે. ૮૧
સમરધ તેના ઘરમા ઘણી, લક્ષ કરોડો કેરો ધણી;
અપુત્રવંત અનર્ગણ ધન્ય, જશવંતો જાણીતો જુન. ૮૨
પાસઠ વર્ષ થયા ત્યા તર્ત, માન્યની તેની પામી મર્ત;
વૃધપણે ભાગ્યુ ઘર સૂત્ર, પેટ નહી પોતાને પુત્ર. ૮૩

છપો.

પુત્ર વિના નહિ મોક્ષ, પુત્ર વણ એહેલું મોટું;
પુત્ર વિના દે દોષ, પુત્ર વણ જીવિત ખોટું;
પુત્ર વિના પરિવાર, વિશ્વ માહી નવ વાધે;
પુત્ર વિના સંસાર, શ્રાધ્ધ ગયા કુણ સાધે;

અરધ ગરથ કુણ ભોગવે, ઘણું દ્રવ્ય પણ ગાંજિયો;
બાળ અવતાર બાળક વિના, વિશ્વ કહે સહુ વાંઝિયો. ૮૪

દોહરો.

વિચાર કર્યો વેહેવારિયે, ઘરણી પાખી ઘરશુન્ય;
વેલા વંશ વાધે નહી, પ્રગટે ક્યાંથી પુત્ર. ૮૫

છપા.

નારય વિના નર રંક, દામણો દીસે દેહે;
નારય વિના નર રંક, ગ્રહસ્તાશ્રમ હીણો ગેહે;
નારય વિના નર રંક, ધન નવ ધીરે કોઈ;
નારય વિના નર રંક, જગત જન નિંદે જોઈ;
નારય વિના નિર્બળપણું, ભોગ કહો શા ભોગવે;
અપુત્ર અવગુણ ભાસે ભારયા, જોખમ આજનું જોગવે. ૮૬
નારય તે નરનું અંગ, સુખેથી ઈચ્છે સેવા;
પુન્યમાં થાય વિભાગ, લાભ યશ રૂડા લેવા;
સ્ત્રીથી હોય સંતાન, ધર્મ બુદ્ધિ તે ધારે;
પ્રગટે પુત્ર સપુત્ર, કુળ ઈકોતર તારે;
શુધ કુળની સામા મળે, સ્વામીને સુખ દે સતી;
એમ વિચાર્યું શેઠીએ, મન મધ્યે ધારી મતી. ૮૭
પરણવા ઉપર પ્રીત, થઈ તે નરને પૂરી;
કોને પુછી નવ થાય, સહુને રહે અધુરી;
આશા નિર અઘાત, વિશ્વ તે મધ્યે બુડ્યું;
શાહા રાયને રંક, કપરપિ કાહરને કુડું;
સૂરપુર પંડિત સહુ, ભણ્યા ગણ્યા ભુલા ભમ્યા;
આશા રૂપિ અર્ણવ જળે, શામળ કહે તેમાં ભ્રમ્યા. ૮૮

ગળે અધીકું અંગ, ગળે નાસિકા ને નેણ;
ગળે મુડ ને તુંડ, વિપરીત બોલાયે વેણ;
અસ્તિ રૂધિર ને માંશ, સડી નળ્ય આવે આરણિ;
ધાતુ સર્વનો ધ્વંશ, શુંણ નહી કુંઠીત કરણિ;
ઇંદ્રી ખાધાં અડવડે, અહાર નિંદ્રા છેપટ ગઇ;
શામળ કેહે તૃના તૃષા, તોય માયા છુટિ નહી. ૮૯

દોહરા.

શાહાપત પરણ્યો સુંદરી, જુવતી જોબન વેશ;
પદ્મની સરખી પ્રેમદા, દાખી ખાપે દેશ. ૯૦
ગુણ્યનિધાન વર્ષ બારની, બોહો કળા બહુ રૂપ;
બહુ પરાક્રમ ચાતુરી, ભામનિ ભારે ભૂપ. ૯૧
હામ કામ મૃગલોચના, સીંહ લંકી સૂજાણ;
ગતિમંદ કટિ કેસરી, સામુદ્રિક સૌ પ્રાણ. ૯૨
પંચ લઘુ પંચ દીર્ઘછે, પંચ રાતડાં પૂર;
પંચ ઊંનત પંચ પાતળાં, નારીમાં બહુ નૂર. ૯૩
કેશ સવાગજ કંદ્રપી, આંગ સમારણ સૂક્ષ્મ;
વદન પંકજ વરણાગીપૂ, ત્રિલોત્તમાને તૂલ્ય. ૯૪
નયન ચપળ મહા મીનવત, કરણ પર્યંતે કેહેણ;
અમૃત રસ વત ઉચરે, વદને અમૃત વેણ. ૯૫
અધર પ્રવાળ ડાડિમ દશન, ચાબુક વારૂ ચેહેન;
શુક ચંચુવત શોભિતી, નાશા ઉજવળ એન. ૯૬
ગ્રીવા પોત કપોત વન, કેળ પત્ર વત પૃષ્ટ;
ઉદર પોયણ પાનવત, શોભા વિખ્યાત સૃષ્ટ. ૯૭
પયોધર પક્ષ આકારવત, અમૃત ફળ શ્રીષ રંગ;

કામબાણ કટારિયો, શોભીત શામા સંગ. ૯૮
ગુહ્યસ્થળ કટિ કેસરી, જંઘા યુગ્મ શ્રીષ રંભ;
કર કરિ સુંઢ સરીખડા, અબળામા બહુ અંભ. ૯૯
પાવક વત પગ પાનિયો, રૂડી રાતી ઓળ;
સોળ કળા સંપૂર્ણ તે, તરૂણી રૂપ અતોલ. ૧૦૦
જોખ કરે તે નરપતી, તે વેળા આવે તર્ત;
નિર્ધન નિર્માલ્ય નેં બાપડા, મનોરથ તેના મર્ત. ૧૦૧
નર વડ્યે જુવતી નડી, જારનું નેને જોર;
મરકો પણ નાઠે ગયો છે, કળાવંત જ્યમ મોર.[1] ૧૦૨

છપ્પા.

નર ત્યાં જોબન રૂપ, ભૂપ વશ નરને જોર;
નરે ત્યાં સગળો જોખ ટેક, તરતીબવત તોરે.
નર તે ઊંચ અમીર, નર તે વિદ્યા ભણિયો;
નર તે રૂપ સ્વરૂપ, નર ગુણ સગળા ગણિયો;
નર નેં સંગે યશ વસે, નર જોરથી દુઃખ જશે;
શામળ કેહે જોર એ નરતણું, નરથી કાજ સગળા થશે. ૧૦૩
દમ્મડા વિના દરીદ્ર, કુળવંત કોંકર કહેવાયે;
દ્રિવ્ય વિના સહુ રંક, પ્રતિષ્ટા દુર પળાયે;
ડાહ્યા પણ વિનય વિવેક, દામ પાખી સહુ ડૂલ્યાં;
પેદા ન કર્યું દ્રવ્ય, શાસ્ત્ર ભણીને ભૂલ્યાં;
સુર પુર પ્રુડ ધીરદાર, વપુ વર્ણાંગી વાંકડા;
શામળ કેહે સંસારમાં, દ્રિવ્ય વિના નર રાંકડા. ૧૦૪

ચોપાઈ.

લાહાપવી પરણ્યો તે સતી, તેહેનું નામતો પ્રભાવતી;

નર નારીને નૌતમ નેહ, પ્રીતી જેમ બપૈયો મેહ. ૧૦૫
નિર્ખિ હર્ખે નરને નાર્ય, વરસે અમૃત વારમવાર;
અળગાં નવ રેહે એક ઘડી, બાંધી પ્રિત અંન્યોઅંન્ય અડી. ૧૦૬
કંપ કામ્યની કરે કલોલ, શુભ વર્ષ શામાને સોળ;
એક દીવશ એક કૌતક હોય, તેને કળી સકે નહી કોય. ૧૦૭
પાંચોશા પશ્ચિમનો પાસ, વિજયસિહને વસતો વાસ;
ગરથવંતો ને ગુણીયલ ઘણો, આડતિયો દીપાશાતણો. ૧૦૮
માણ વ્યાપાર અકલ મોટીયે, કાંઈક વાંધો પડ્યો કોઠીયે;
વીમાં લુટાણા વાટઘમાં, ઠઠાભખરના ઘાટમાં. ૧૦૯
વાણોતેર લખ્યો એક લેખ, એ વાતે કાંઈ નહિ મિનમેખ;
કાગ્યું જે અત્રે આવજો, હાથ અક્ષર એના લાવજો. ૧૧૦
પાચો બાસે જુઠા બોલ, ઉતરશે આપણનું તોલ;
એની પાસે લેણું ઘણું, દશ લાખ રૂપૈયા તણું. ૧૧૧
ના આવોતો થાશે જ્યાન, મોટા જનમાં ઘટશે માન;
સત્ય જવાબ એને દેઇશું, લેણું તે સઘળું લેઇશું. ૧૧૨
નહી આવ્યે અકારજ થશે, માથે કરજ સવાયું થશે.
જુઠું બોલી મુકરી જાયછે, લેણાનું દેણું થાયછે. ૧૧૩
આવતા રખે લગાડો વાર, ઘટશે વ્યાપારીમાં કાર;
જુઠા આપણને કેહેછે લોક, કરવા બેઠો લેણું ફોક. ૧૧૪
એ કાગળ શેઠે વાંચિયો, સાચે દિલ પોતે સાંચિયો;
જૈયે નહીતો થાયે જ્યાનં, રામાં પેરછે રાંધ્યું ધાન. ૧૧૫
કોને સોંપી થૈયે નીઃશંક, કદાપિ કાંઈ ચટે કલંક;
નારીને સોંપ્યે વણસે નારી, એવી શેઠે વાત વીચારી. ૧૧૬
પર પુરૂષનો મેળો કરે, પ્રત પાસે જે અગ્ની ધરે;

ઊંચા નીચા દેખાડે દામ, કરે એહ વિભિચારી કામ. ૧૧૭
પુરૂષને સોંપે પરઠે પાપ, વણસે નારી આપો આપ;
જો એવો સતવાદી હોય, કામ જીત ન દીઠો કોય. ૧૧૮
અગ્નિથી ઊકળશે અન્ન, નરથી નારી વણસે તર્ત;
ગરપવંની હોયે ગોરડી, કામતણી બુધહીણ બાપડી. ૧૧૯
પાટે જાતાં જો મન થાય, રંક રાય સહુ ચીણી જાય;
મોટાની કોણ વાતો કરે. મોટાનાં કોણ હારદ હરે. ૧૨૦
મોટાની કોણ લોપે લાજ, મોટાને ઘેર મોટાં કાજ;
એમ વિચારી આપો આપ, શેઠે માંડ્યો પશ્ચાતાપ. ૧૨૧

છપો.

સીતા સરખી શુભ રૂપ, રાવણ રણમાં રોળાવ્યો;
ઇંદ્રજીત કુંભકર્ણ, માંમાણ વત તે ખોળાવ્યો;
દ્રૂપદી સરખી નારય, સૌની પણ સર્વે ધાર્યું;
અઢારક્ષોણી સૈન્ય, કુળ કૌરવનું કાપ્યું;
મહામાયા રૂપ એ માન્યની, એકવી મુકે અનરપ ધરી;
વિચાર કરજો મન વાણિયે, વ્રદ્ધપણે હાંશી હરી. ૧૨૨

દોહરો.

વાણોતરતો છે વડો, પંડીત પેઠી પરધાન;
સાચવે સઘળી વસ્તુને, જુવતી પીરથાથી ભ્યાન. ૧૨૩

છપા.

ઇંદ્ર સરખા અધિપત્ય, ઘેર રાણી ઇંદ્રાણી,
અહલ્યા રાખે સંગ, કરતાં બ્રાંતી નવ આણી;
આતુર નર ને ચંદ્ર, રામા ઘેર રોહણી સરખી;
તેણે તારો એકવાર, નેહ કરીને નાખી;

પાપ પુન્ય પ્રીછયો નહી, ગુરૂ પત્ની પોતા તણી;
ક્ષીણ દેહ શાપે થયો, નક્ષત્ર મંડળમાં ને મણી ૧૨૪
એનાથી લક્ષ ક્રોડ, ઘોર અંધારે ગળિયા;
કૈયકૈયક રાત ભ્રાત, એક ચિતામા બળિયા;
શ્રીકૃષ્ણ સરિખા દેવ; કુડી કુબજાને સેવી;
માનપની રૂપ મોહોજાળ, જગતમાં જાણો એવી;
ભામ્યનીએ સહુ ભોળવ્યા, દેવ ગંધર્વ ને દાનવી;
શામળ કહે જીત્યા જુવતીયે, કુણ માત્રછે માનવી. ૧૨૫

ચોપાઈ.

વણજ સોંપ્યો વાણોતર હાથ, શામદ રૂડા લીધા સાથ;
એડી દેડી વારૂ વાશિયો, સેવા કાજ શુપી દાશિયો ૧૨૬
જુવતિને કહે જાશુ અમો, આપ તમારૂ રાખો તમો,
દિલમાં ડાહ્યાપણ રાખજો, પરિયાનું પાણી રાખજો. ૧૨૭
લાખીણી વધારો લાજ, કરજો આપણાં કુળના કાજ,
આઠ માસે અમો આવશુ, લાખિણી વસ્તુ લાવશુ. ૧૨૮
તે સરવે તમારે કાજ, રમા તુ ભોગવજો રાજ,,

દોહરા.

પવિત્ર પક્ષી બે બારણે, બાંધ્યાં બુદ્ધ નિધાન,
બત્રીશ લક્ષણ આગળાં, ભારે રાખે ભાન. ૧૨૯
કળા બુજે તે ખાતરી, ચોરાશી આશન ચેત,
રાગ વર્ણન નેં રાગણી, હરીકથાપર હેત ૧૩૦
જનાવર ડાહ્યાં જાણિયાં, વણિકે કરચો વિચાર;
એથી અનરથ થાયે નહી, નિશ્ચે સોંપુ નારય. ૧૩૧
સાંભળ મેના માનપનિ, ડાહાપણ તારૂં દાખ,

પરદેશ જઇ આવું અમો, શામાની સ્થિર રાખ્ય. ૧૩૨
નીસરવા ના દો નારીને, મંદિર મુકી પર મહેલ;
થોડામાં કહ્યું ઘણું, સંક્ષેપ રીતથિ સેહેલ. ૧૩૩
સમજાવી શેઠે સારિકા, ધાનિ ગુણે ગુણ;
પરાક્રમ જોશું તાહરૂં, શામા તાહારી સુજ. ૧૩૪
મેના કહે રાખુ માનનિ, નીસરવા નહિ દેઉં;
સત્ય વચન શેઠે કહ્યાં, શીર ચઢાવી લેઉં. ૧૩૫
સાબાશ કહિને શેઠજી, પ્રીત્યે પોપટ પાસ;
આવીને ઉભા રહ્યા, વદે વાણી વીનાસ. ૧૩૬
પોપટ પાસે આવિયો, નારી કેરો નાથ;
પરીક્ષો પક્ષી તમો, હેતે દેરજો હાથ ૧૩૭
સાંભળ્ય શુક સોહામણા, સોંપુછું એક કામ;
અમો જઇએ પરદેશમાં, સાચવજો આ ઠામ. ૧૩૮
શેઠાણિ ઘેર એકલાં, શું કહું વારમવાર;
નીસરવા દેશો નહીં, ઘર મુકીને બાહાર.' ૧૩૯
પરણી છે મેહે પ્રેમદા, જુવતિ જપાયાં વેશ;
તરૂણીં તારે આશરે, પરઠું હું પરદેશ. ૧૪૦
સામ દામ ભેદ કરી, વનિતા રાખજે વાસ;
કલંક ન વાધે કુળમાં, તો તુજને સાબાશ. ૧૪૧
શુક કહે શુણ્ય શેઠજી, પૂર્ણ તમારો વાન;
શાસ્ત્ર મધેથી સાંભળ્યાં, તે કૃત ધારજો કાન. ૧૪૨
શામાને રાખી સકે, ભાથી જન્મ્યો કામાય;
સુતો મુકે સામીને, જુવતિ જારી જાય. ૧૪૩
મૂર્ખ જાતિ હોય માનનિ, પરઠે અવળી પેર;

ગુણવંતો ગુણિયલ તજી, જાય ગુણહિણને ઘેર. ૧૪૪
પંડિત જનને પરહરે, મુર્ખ સંગાથે મેળ;
ખરાબ કરે ખરિ વાતને, ખોટો ધારે ખેલ. ૧૪૫
ઠાકર સાટે ઠગ વરે, ચાકરશું ચિત લાય;
નિર્મળ જળ નારી તજે, નર્ક કુંડમાં નાય. ૧૪૬
શુક કહે શુણ્ય શેઠીયા, માન્યનિ મુકે મેહેલ;
ચીંતા ન કરો ચિત્તમાં, મદ વિદ્યાથી સેહેલ. ૧૪૭
લક્ષ્મીવર લજ્જા રાખશે, કે રાખે તારૂં લુણ;
રેહેશે પુન્ય પ્રતાપથી, હું કીંકર તે કુણ. ૧૪૮
જ્યાં સુધી મુજ પ્રાણછે, ગુણ તાહરા ગાઊં;
જાવા નહી દેઊ નારયને, લુણ હરામ ન થાઊં. ૧૪૯
સારૂ કહિ તે શેઠજી, ગયો પોતે પરદેશ;
મંદિરમા રહી માન્યનિ, વનિતા જ્યોબન વેશ. ૧૫૦
ખાય પિયે ખૂબી કરે, પ્રીત્યે ચાવે પાન;
દાસ દાસી દિન રિઝવે, મન ગમતા દે માન. ૧૫૧
એમ કરતાં દિન વહી ગયા, વસંત આવ્યો વેહ;
કામતુર બહુ કામ્યની, ભ્રાંત ન રાખે ભેદ. ૧૫૨
અહાર ખમણી બેરા વિશે, લાજ ચોથણી લાય;
કામા આઠ ઘણો વસે, કાં રંક કાં રાય. ૧૫૩
વીસ ઘણો વસંતમાં, નારીને નરશું નેહ;
ભોગ તૃપ્ત ભાસે નહી, દિલ નવ રીઝે દેહ. ૧૫૪
રાજા છયે રૂતુ તણો, વસંત કામ કહેવાય;
ચતુર ચંચળ ચિત્તની, વનિતા વિહવળ થાય. ૧૫૫
વીશ ઘણો વસંતમાં, ગરીબ રંકને ઘેર;

રાત ઘણાં શ્રીવંત ઘેર, શ્રીછે પંડિત પેર. ૧૫૬
ખાન પાન ખૂબી કરે, હોંશે પેહેરે હાર;
કામાતુ રતે કામ્યનિ, સજે સોળ શણગાર. ૧૫૭
કંદર્પ સર્પ અંગે ડસે, કેહે દાશીને દુઃખ;
સ્વામી માહારે સાભરે, ભેટે ભાગે ભુખ. ૧૫૮
વાયદો તેતો વહિ ગયો, સ્વામી નાવ્યા શા માટય;
કાંઇક સંકટ આકરૂ, કે કાંઈ વસમી વાટય ૧૫૯
હાથ જોડી હશી પડી, સુખ પાસી સાહેલ;
મેંઠાણીજી સાંભળો ખરી વાતનો એલ. ૧૬૦
જુવતિ જોબન વેશમા, જરી ન કરી ત્રપ;
વાટય ઊઠી તે વેશને, તન અટવાણું તેણ. ૧૬૧
પર પુરૂષ શું પ્રીતડી, કામ વાસના કીધ;
અપરમપેર સુખ સાગરે, લાહો લાએણો લીધ ૧૬૨
માળાકાર વધૂ મળિ, લોપાવાને લાજ;
નારીને જારી શીખવે, કરવા કુકાજ. ૧૬૩
ઘણા પ્રકારે પ્રીછવી, કરિ કામાતુર કામ્ય;
મન ટળકાવ્યું માનનિ, સેજે નતો સ્વામ. ૧૬૪
હાથ જોડી હશી પડિ, કયમ કરીયે એ કામ;
ચીત જણાય જો રાવળો, રેહે વટ જાયે દામ. ૧૬૫

છપો.

નારી તે નીચ સ્વભાવ, ન રહે પોતાના ધરમેં;
નારી તે નીચ સ્વભાવ, કલંક કાહાવે કુળ કરમેં;
નારી તે નીચ સ્વભાવ, લાજ મર્યાદ ન પ્રીછે;
નારી તે નીચ સ્વભાવ, અંન્ય નર અંતર ઈચ્છે;

નીચમાં નીચ તે નારીયો, પરણુ જોડે પ્રીતડી;
શામળ કહે સ્ત્રિયો સમસ્તને, રૂડિ નહી એ રીતડી. ૧૬૬

ચોપાઈ.

સામ દામ ને લઈ ભરી, કામ્પનિને કામાતુર કરી;
અતિ મનમાં આણી ઉલાસ, એકવાર જુઓ તે સ્વાદ. ૧૬૭
લક્ષ વસા તણીને લાભ, ક્રોડ વસા કરો એ કાજ;
શેઠ મંદિર આવે આહરે, તજાજે તે લક્ષણ તાહરે. ૧૬૮

દોહરા.

કાર જાયે માહારા કંથનો, લોકમાં જાયે લાજ;
પાણી જાય પરિયા તણું, કયમ કરિયે એ કાજ. ૧૬૯
દાસી કહે દેવી સુણો, દેવત આરૂં દાખ્ય;
જાણ્ય પડે એહ વાતની, તો શ્રી સુરજની સાખ્ય. ૧૭૦
વનિતાયે ક્રોધો વાયરો, વેદ ન ચુકૂ વાત;
તરૂણી આવું તુજ કને, રૂડી રીતે રાત્ય. ૧૭૧
ન્યાલ થઈ તે નારિયો, અગે વાધ્યુ નૂર;
ઉલટમાંલ ઉરે ધયો, સૌભાગ્યવંતો સુર. ૧૭૨
સોળ સજ્યા તે શુંદરી, નારચ વાધારયું નીર;
આભુષણ અંગે ઓપિનાં, ચરણા ચોળી ચીર. ૧૭૩
કાજળ કુમ કુમ જ્યાં ધરે, સેંથામાં સિંદુર;
બરાસ કસ્તુરી અર્ગજા, ભોગ સકળ ભરપૂર. ૧૭૪
પુષ્પ હાર કંઠે ધર્યા, દરપણમાં જોયો દેહ;
અંતરમાં ઉચાટ રહે, પરણુ જેને નેહ. ૧૭૫
બણી ઠણી તે નીસરી, ઉલટ વાધ્યો અંગ;
કામાતુર તે કામ્પનો, પયોધી પડયો પતંગ. ૧૭૬

શીકલિને કહે સારીકા, અંગ સજ્યા શણગાર;
કાજળને કુમ કુમ કરયાં, ભુવન નથી ભરથાર ૧૭૭
સમજી તાહરૂં શાણપણ, કોણ પુરૂષ શું પ્રીત;
એ તુજને ઘટતું નથી, રૂડી નહિ એ રીત. ૧૭૮
મેના કહે સુણ માન્યનિ, વિપરીત એતો વાત;
જાઓ કોણ ઠામે કામ્યનિ, જારી રમવા રાત્ય. ૧૭૯
પૈર નથી તુજ ઘરધણી, શણગાર સજ્યાછે સોળ;
અધર્મ કરછે અતિ ઘણો, મુખ ભરિયાં તંબોળ. ૧૮૦
સમઝી તાહારી સુઝને, જારી કામે જાય;
શેઠ મુને સોપી ગયે, એ અન્યા કેમ થાય. ૧૮૧
બાળ્યરે લક્ષણ બાળિકા, બાળ્ય તાહરૂં કામ;
અણી ઠણીને નીસરયાં, કોણ ધણીને ધામ. ૧૮૨
બાળ્ય ચતુરાં તુજ ચતુરી, શોભે નહિ શણગાર;
કાંઇક લજ્જા રાખ્યરે, ભુવન નથી ભરથાર. ૧૮૩
સાચુ માનવશે માન્યનિ, સુર્ય સાખ્યથિ સાંચ;
નાક છેદાવું તાહરૂં, પુરાણ અંગુલ પાંચ. ૧૮૪
ઘદાવું કાનને ચોટથી, જુવે જનમ બાધુ ગામ;
સમજાવું જો શેઠને, તો મેના માહારૂં નામ. ૧૮૫
રૂડા કુળમાં ઊપનિ, રૂડા ઘરની નારય;
ગણિકાના છે ગુણ અહે, નહિ તાહારો વેહેવાર ૧૮૬
વાસ્ય ઉંચી તુજ લોચમાં, ભડપ પડ્યો અવતાર;
કંથ વિના ઘેર કામ્યની, શોભે શા શણગાર. ૧૮૭
કઠિણ વચન કાને સુણિ, ટીધી ધરિને રોશ્ય.
માન્યનિયે મેના સુણિ, મરડી નાંખી કોટ્ય. ૧૮૮

પાંખો ઝાલી પ્રીતે કરી, મોરી નાંખી આંમ;
ખરોડિ નાંખી ખાળમાં, અધિક પમાડી આંમ. ૧૮૯
શામા ચે તે શોકમાં, પુરણ દુઃખની પેર;
તે દિવસે તો ગઈ નહીં પરમંદિર પરપેર. ૧૯૦
બીજે દિવસે તત્પર થઈ, સજ્યા સંપુરણ સોળ;
કસ્તુરિ કેસર અર્ગજા, મુખ ભરિયાં તંબોળ. ૧૯૧
જુવતિ પોતે જોબમાં, જારી રમવા જાય;
અંગ રાગ અતિ ઓપિતા, અળ તે રંગ્યા પાય. ૧૯૨
પોપટ પોતે પ્રીછિયો, મેના બોલીતી બોલ;
શેઠાણીનું સતિપણું, તરૂણીનો કીધો તોલ. ૧૯૩
બાન ઉતારૂ તો મરૂ, મોત માથે શીદ લેઉ;
સામ દામ ભેદે કરી, જવાતો નહી દેઉ. ૧૯૪
કરી પરીક્ષા પોપટે, મન સમજ્યો મેહેરાણ;
આંમ દેખાડું એહને, તોતો પરહું પ્રાણ. ૧૯૫
જેહ ગતી મેનાં તણી, તેહ ગતી મુજ થાય;
વળતુ કોણ વાળી સકે, જોબ કરતી જાય. ૧૯૬
ઊપાય કરૂ એક અકલથી, ગમતિ કહુ કાંઈ ગોઠય;
રૂદય રામાનું રીઝવું, મતુરાઈ તણી ને ચોટય. ૧૯૭
જાય તેતો જુગતુ નહિ, વીણામાં ઉઠે વેઠ;
કાલ્પ કપટો દે મુજને, શાણો સમજુ શેઠ. ૧૯૮
શુક કહે શુરૂપ સુંદરી, વારૂ કહુ એક વાત;
કેહેવીતો ઘટતિ નથી, તુંતો માહારી માત. ૧૯૯
જોબપણું તે જોબને, તરૂણિ તાહારો તોર;
સકળ ગુણ સલક્ષણી, જોબન કેરૂં જોર. ૨૦૦

શામા તુ સમજે નહી; ભાર વીણાના જોય;
સજ અવસર છે આ ઘડિ, શું અશી રેહે રોષ. ૨૦૧
આજ કાલય તો આવશે; શ્રીવંત આપણા શેઠ;
અવસર શાને ચુકિયે, નિશ્ચે કહુંછું નેટ. ૨૦૨

છપ્પો.

વણ રૂતુ વરસે મેહ, તેથીતો ધાન્ય ન પાકે;
પરાક્રમ ન મળે પૂર, શત્રૂ કોહો શેણ થાકે;
પેહેલી વિશી વિદ્યાય, ભાવ આણિ નવ ભણિયો;
વૃધ્ધપણે વિવેક, શાસ્ત્રનો બોધ ન શણિયો;
ગયો અવસર આવે નહિ, નર નારીને તે નડે;
પ્રથમ જુઓ પ્રીછયા વિના, વળતા હાથ ઘસવા પડે. ૨૦૩

દોહરો.

એમ અનેક અનિ ઘણાં, કહ્યાં કામ્પનિને કેહેણ;
રૂદે રામાનું રીઝવ્યુ, વીનયનાં બોલી વેણ. ૨૦૪

છપ્પો.

વિનય થકી વીવેક, સજ્જન સઘળામાં શોભે;
વિનય થકી વિદ્યાય, સ્થીર થાવર તે પોભે;
વિનય તણે વશ લોક, જસ આપે જન આઝા;
વિનય તણે વિખવાદ, કરે નહી રંક કે રાજા;
વિનય મોટો છે વિશ્વમાં, વિનય ધર્મ મારગ વસે;
શામળ કહે શીલાજ્ઞશીકરાણ, વિનયમાંહ આવી વસે. ૨૦૫

દોહરો.

શેઠાણીને વશ કરી, વિનય ધરી વીવેક;
પ્રભાવતી પાયે નમી, સારૂં બોલી છેક. ૨૦૬

તાળિ દેઈ હેતે હસી, કાંઈ ન રાખી ભ્રાંત;
સાચુ કહુંછું શુક તને, આપણ છું એકાંત. ૨૦૭
સાંભળ શુક સોહામણા, ખાંતે તારા સમ ખાઉં;
જુવની સાથે જોખમાં, જારી કામે જાઉં. ૨૦૮
પોપટ કહે સુખે પવંરહં રૂદયા સાથે રીઝ;
જારી વીજારી વિના, ન મળે સુખનું બીજ. ૨૦૯
એવા કામ તો તે કરે, જે જાણે વિજારી વેર;
વિજાર વિના વિષ ઉપજે, ખરે પ્રગટે મન ભેદ. ૨૧૦
આખ્યાન કહુ તે ઉપરે, કર્યું વિજારી કામ;
સુરસિંહરાયની સુંદરી, નંદા જેનું નામ. ૨૧૧
આણુમાનીતિ રાયની, વળી વધારયું વેર;
વિજાર વીદ્યાયે વાળિયું, જેહ હુવા હળ ફેર. ૨૧૨
નંદાયે વિદ્યા કરી, વિજાર વખાણી વેર.
તેહ તુને હું શીખવું, ખાતી રાણું ભેદ. ૨૧૩
કર જોડી કહે કામની, સાંભળ શુક ગુણ ધીર;
સાગ્રી પેરષે શિખવો, ધારણ રાખુ ધીર. ૨૧૪
શણગાર તજીને સુંદરી, ભિના પેહેરો વસ્ત્ર;
છો ઉપર આસન કરો, શીખો ડાપણ ફસ્ત્ર. ૨૧૫
પોપટે જન કહ્યું, શુભ બુધ્ધિ સાક્ષાત;
વિસ્તાર વડપે નંદા તણી, કેહેવા માંડી વાત. ૨૧૬

ચોપાઈ.

પુરવપંથ તણે વાશીયે, ક્રોહંદાપુર નગરી કાશીયે;
વર્ણ અઢાર વસેછે લોક, સ્વપ્નામાં નવ ઉપજે શોક. ૨૧૭
સુરસિંહરાય કરેછે રાજ, અસ્ત્પ અંપા તનથી તાજ;

મહા સુખનો મહીમા માણિયો, તે રાજાને મેં રાણિયો. ૨૧૮
એક માનીતિ મોટમ મતી, તે સાધુ શીરોમણિ સતી;
ઘણી લક્ષ્મી ગણો ઘર સુત્ર, પ્રતાપવંત તેનેતો પુત્ર. ૨૧૯
કનકાવતિ રાણીનું નામ, વશ વરતેછે આખું ગામ;
તે આનપનિથી મહિપત મોહ્ય, નેત્ર સામું તે નવ જોય ૨૨૦
નવિ મેહેલ ન પુછે વાત, સ્નેહ કરે નહી નારી સાથ;
તે નેત્રતો રીશે બળે, કારણ દુઃખ તેહેનું કોણ કળે. ૨૨૧
સુખ ન લાગવે એકે ઘડી, દુઃખ સમૂદ્રના દ્રોમા પડી;
શોકયનું દુઃખ દાવાનળ દેહ, અગ્નિનો શીર વરસે મેહ. ૨૨૨
ક્રોડ વાર હું કહિયે કથી, શોકય સમાન દુઃખ બીજું નથી;
ક્ષણ ક્ષણ પામે એદના, લક્ષ વીછી કેરી વેદના. ૨૨૩
લક્ષ કોટિધા આગ્ન ઝેર, શોકય સમાન બીજુ નહિ વેર.

છપ્પા.

રાજાને એક સાલ, ગામ ફરેપો કૂટે;
પ્રજાને મોટૂ સાલ, વણ વાંકે રાજા લૂટે;
વ્યાપારી શિર એક સાલ, વસ્ત્ર વરંતર નાખે;
ભરતાર શીર એક સાલ, ભામ્યની જો મુંડુ ભાખે;
સુરખને સાલ વિદ્યાતણું, દુઃખ બકારી શોકયનું;
શામળ કહે શાણા માનજો, સ્ત્રિને સાલ એક શોકયનું. ૨૨૪
સ્ત્રી કહે ભલી અનાથ, તેથીતો મોત ભલેરૂ;
ભલી હીણાને હાથે, એથી નહિ દુખ અનેરૂ;
ભલી વિધવા કે વંઝ, ભલી ગુણકા કે મેહેલી;
ભલી દરિદ્ર કે દરૂપ, ભલી સોહાગણ સેહેલી;
મહા દાવાનળ દુઃખથી, સંબળ ઓત પડે શોકયનું;

શામળ કહે શાણા માનજો, સાલ સામાને સોકૂપનું. ૨૨૫
દરીદ્રને ઓટું દુખ, મનનું માન્યુ નવ થાયે;
કાશદને એક દુખ, નિત્ય વીરમે જાયે;
દુનિયાને એક દુખ, વરસાદ આરે નવ વરસે;
વંઝાને એક દુખ, તનને કાજ્યે તલસે;
કુંવારાને દુખ સ્ત્રી તણું, સર્વને દુખ ભૂખનું;
શામળ કહે પાર પ્રીછુ નહી, સ્ત્રિને સોકયના દુખનું. ૨૨૬
અંધાને દુખ આખ્ય, સારૂ ઓટું નવ દેખે;
બેરાને દુખ કાન, રાગ પૂરણ નવ પ્રેખે;
રાગીને દુખ રોગ, ભોગ એકુ નવ ભાવે;
ભિક્ષુકને એ દુખ, નામ ભીખારી કહાવે;
એવાં દુઃખ અનેકછે, પંગાને તો પગ તણું;
શામળ કહે સ્ત્રિ સરવને, સોકય દાવાનળ દુખ ઘણું ૨૨૭

ચોપાઈ.

તે શામાને સોકૂપનું સાલ, વનિતા ઉપર ન ધરે વહાલ;
તેહેનું બોલ્યુ કોને નવ ગમે, રાંદ્યું રાજાજી ના જમે ૨૨૮
એ શુ હેત ન આણે કોય, તે સાંમુ દ્રષ્ટે નહી જોય;
મહીપતનું જ્યાં ન મળે માન, સ્ત્રિ હળવી જેમ પીપળ પાન.૨૨૯
ઘણા ઉપાય કામ્યનિયે કીધ, માન કોણે તેને નવ દીધ;
એક દીવસ તેતો નારિયે, જોયું બેશીને બારિયે. ૨૩૦
મહા દુખણી થૈને તે રૂવે, અરૂપરૂ એ જુવતી જુવે;
દુઃખ ડુંગર માથે લેઈને, બેઠી કપોળે કર દેઈને. ૨૩૧
તેણે બેઠાતો પુરો પુત્ર, તેને મન છે અધિકી સુત્ર;
નારી નીસાસા નાખતી, અરેઅરે મુખથી ભાખતી. ૨૩૨

વર્તિકે ઊંચુ નિરખિયું, પુરણ દુખ તેનું પરખિયું;
સુખ સાગરછે તેનું નામ, રેહેતો પોસાળપને ઠામ.-૨૩૩
કામણ દુમણ મોટા મર્મ, વશીકરણ વિદ્યાના ધર્મ;
મોહન ઊચ્ચાટણના મેળ, ખરા હુંનરના જાણે ખેલ. ૨૩૪
જગત મોહ પમાડ્યું જેણ, રામા રોતી દીઠી તેણ;
કૌતિક જોવા ઉભો રહ્યો, ધર્મલાભ કામ્પનિને કહ્યો. ૨૩૫
શું દારૂણ તુજનેછે દુખ, ઈશ્વર તારી ભાગે ભુખ;
ખરો વર્તિક ખાંત્યે અડિયો, તર્ત તેને એરે તેડિયો. ૨૩૬
મહા મનોહર મોટમ મતી, જસવંતો જાણી તો જતી;
માનનિયે દીધા બહુ માન, હાજર કીધાં ફોફળપાન. ૨૩૭
શાઆમાટે રોતાંતા તમો, એહ દુખતો જાણ્યું અમો;
તારે સાચુ બોલી સતી, સાંભળ્યરે જસવંત જતી. ૨૩૮
તમને દુખ કહે શું થાય, કેહેતાં દુખ જાણે જો રાય;
શીશ અળગુ કરે આહરૂ, કાનનાક છેદે તાહરૂ. ૨૩૯

દોહરા.

વર્તિક વળતો બોલિયો, સાંભળ્ય વનિતા વાણ;
સત્ય ન કહે મુજ આગળે, તો ઈશ્વરની આણ. ૨૪૦
કાંઈ વાત જાણે નહીં, કો ચેતે નહી લોક;
તેહ વાત કોને કહું, સુંદિન મહારૂ ફોક. ૨૪૧
પોસા કર્યા મેં પાંચ સત, આઠમ કેર્યા શત આઠ;
એકાશનતો એક શત, ભક્તામરના પાઠ. ૨૪૨
વીશ અહાર એંશી કર્યાં, ચોવીશ અહાર સંચાર;
અગાશન અગીઆરસેં, બીજાં વ્રત અપાર. ૨૪૩
ઉપવાસ કર્યા બાંટમાસના, જાગર્ણ કર્યાં શત સાત;

તરકારી તનથી તજી, સ્કંદમુળ નહી વાત. ૨૪૪
જાત્રા કીધી જગનાથની, સેતુંબંધની શાણ;
આઠ વાર આબુ ગયો, વસાઈ ગયો વરવાણ. ૨૪૫
સમેદશિખર મેં સેવીયા, પુજ્યા પારસનાથ;
મહાવીરસ્વામી માણીયા, ટાઢો કીધો હાથ. ૨૪૬
એ સર્વે નિષ્ફળ થયો, કરૂં કહી તારી વાત;
મારણ મોહન વશિકરણ, જગમાં હું વિખ્યાત. ૨૪૭
રાણી તે રીઝી રૂદે, મેલ્યો મનના મોડ;
અર્થ ઇતી માંડી કહી, કરગરતાં કરજોડ. ૨૪૮
જાજન સ્થાનક સ્થળ કરે, પવીત્ર પાત્ર એ પુજ્ય;
અગમ નીગમ લક્ષણ લહે, શત જનમની સુઝ. ૨૪૯
અધિપતિનું અપમાનછે, શોકય તણુંછે સાલ;
કાઢ્ય ભાવટ તું ભવતણી, જો હોયે કાંઈ માલ. ૨૫૦
પુજ્ય કહે શુણ પ્રેમદા, નીર્મળ તારૂં નામ;
મન માને કયમ તાહરૂં, કયમ થાયે તારૂં કામ. ૨૫૧
રાણી કહે રૂષી શુણો, જો મરે રાણીને રાપ;
સપુત મરે જો સોકયનો, તો ભવની ભાવટ જાય. ૨૫૨
ચોથો વીર રાણી તણો, ને પુરનો પરધાન;
વસે ચાર વૈકુંઠમાં, તો દીધું જીવત દાન. ૨૫૩
એકુ જીવે સંસારમાં, ત્હાં સુધી દેહે દુઃખ;
મરે તો તો ચીંતા ટળે, ભાગે મારી ભુખ. ૨૫૪
કોલ દીધાકે કોટિધા, સોગંદ ખાધા સમ;
ઇશ્વરની આસા કરી, કામ કરો નહી કયમ. ૨૫૫
ઓળખી વીરછે માહરો, તેનો થાય અધિકાર;

સુખ સાગર હું ભોગવું, તો તું હૈયાનો હાર. ૨૫૬
તમો કહો તે સાંભળું, કહો તે કરીયે કામ;
તાહારી દાશી થૈ રહું, વેચાઉં તારે નામ. ૨૫૭
વણિક તે વીસ્મય થયો, કયમ થાયે મોટું પાપ;
વચન જતે, વસુધા જશે, એ પણ અન્યા આપ. ૨૫૮
પાપન તો પરસે કદી, પ્રન કરી વિવેક.
વચન લોપ થયા તણો, ઉપાય જડે નહીં એક. ૨૫૯
નીરાશ જો નારી થશે, તો તો અનર્થ પાપ;
વિશ્વાસઘાત જન જે કરે, તે નર નરકે જાય. ૨૬૦

ચોપાઈ.

વીચાર કરી બોલ્યો વણિયો, નારી નિશ્ચ બુધ્ધિ નણિયો.
અધિક અધર્મ એ અંત્યા આપ, મોહું કરવું પડશે પાપ. ૨૬૧
પાટ ધાર્યો તો દેવો પડે, સ્ત્રી હત્યા પણ માથે ચડે;
બાળ હત્યા બેસે આશીશ, ચોથી પ્રધાન તણી આશીશ. ૨૬૨
એવડું શું આપોજી તમો, એ પાતક શીર લીજે અમો;
રાણી કહે વચન તુજ ગયું, વળતુ તે દૈવત શું રહ્યું. ૨૬૩
શુંભ્ર વાણી બોલ્યો શેવડો, કરજોડી વૈને બેવડો;
સાંભળ્ય વનિતા વારૂ વાત, કાલે થઈ પુન્યમની રાત્ય. ૨૬૪
કાળીને દેરે આવજો, પંચકાર પૂજા લાવજો;
ખાન પાન ભોજન ભરપૂર, સેજ્યે ચોસઠ અહાર હજૂર. ૨૬૫
ઓડશ પાત્ર થાપિશું અમો, મહાપૂજા આરંભો તમો;
મહાવનમાં જ્યાં દેરૂં હોય, હેરૂં ત્યાં કરે નહી કોય ૨૬૬
એક એક પ્રહરે પુજન થશે, દુખ તારૂં સહુ દેવટ જશે;
પંચમકારની પધ્ધત ઘણી, જાણે બ્રહ્મદશાનો ધણી. ૨૬૭

કે જાણે શીરોમણિ સીધ, જે પામે હોયે નવનીધ;
બ્રહ્મદશાના બારે ભેદ, વર્ણન કરી શકે નહી વેદ. ૨૬૮
જાણે શંકર કે વેદવ્યાસ, કે જાણે એક કાળીદાસ;
માયા મદિરા મચ્છને માંસ, પાત્ર ગ્રહ મુકતા ફળ કાંસ. ૨૬૯
ચાર પ્રહરની પુજા ચાર, વનિતા શું કહૂ વારમવાર;
અડસઠ તિર્થ ચોરાશી જપોગ, બ્રહ્મદશામાં સઘળા ભોગ. ૨૭૦
વનિતા બોલ તાહરા મન વશા, સાંભળ્ય દેખાડું બ્રહ્મદશા;
બ્રહ્મદશા જાણે નહી જેહ, અન્ય કદાપિ કરશે તેહ. ૨૭૧
રૌરવૈ નરકે તે નર જશે, કોટિ જન્મ તે અંધો હશે.
માટે કોઈ ન કરસો પાપ, શામળ કહે કહુ આપો આપ.
બ્રહ્મદશા દેખાડું અમો, શ્રોતા જન સાંભળજો તમો;

છપા.

તુલ્ય કંચન કથિર, સુખ દુઃખ સાચું ને જુઠૂં;
રાય રંક પણ એક, એક ત્રુઠ્યું કે રૂઠ્યું;
શત્રૂ મિત્ર સમાન, સમાન દેવ્યાં કે દાસી;
સમાન અમૃતને વીષ, સમાન કુચ્છિત કે કાશી;
સમાન પાષણ ને રત્ન પણ, સમાન વસુધા વૈકુંઠ વશા;
શામળ કહે જન્મે નહીં, જે નર જાણે બ્રહ્મદશા. ૨૭૩
સમાન અગ્ની ને નીર, સમાન વાહાલો ને વેરી;
સમાન કુંજર ને કીટ, સમાન મરદ ને મેહેરી;
સમાન તડકો ને ટહાડિ, સમાન જર્જર ને જોગી;
સમાન પાપ ને પુન્ય, સમાન ભિક્ષુક ને ભોગી,
બ્રમત્રીવા બારે ઘણી, કોડવાર શું કહુ કથી;
શામળ કહે સંસારમા, બ્રહ્મ જાણે તે નર નથી. ૨૭૪

સાંભળ્યા કાને સૂર, ફરશુરામ ફરશીધર;
દીઠા કૈક દાતાર, કરણ સરખા કરૂણા કર;
વીધા વેદ સણગાર, બ્રહ્મા સરખા બહુ ભાખ્યા;
વાલ્મિક વ્યાસ વશીષ્ઠ, પ્રભૂ ભજી ભય ટાળ્યા;
નથી દીઠા નથી સાંભળ્યા, ભોગવી જેણે બ્રહ્મદશા;
શામળ કહે સ્વર્ગ સુધી ગતી, વિરલા કો વૈકુંઠ વશા. ૨૭૫

ચોપાઈ.

ત્યારે તારા શત્રૂ મરે, શામા સંકટ તારાં હરે;
જરૂર જરૂર કાલ્યે આવજો, કહિ વસ્તુ સર્વે લાવજો. ૨૭૬
આરથી દોષ મનમાં નવ્ય ગણે, વૈરીતો હણતાને હણે;

છપો.

અંધ કામી અંધ, અંધ લાલચને લોભી;
અંધ સ્વાર્થી સર્વ, અંધ મેલો મન મોભી;
અંધ અદેખા આપ, અંધ ચોરીને ચાડી;
અંધ અતી અહંકાર, કરે વાતો જે આડી;
અનેક એવાંછે આંધળાં, કો નર ને કો નારિયો;
શામળ કહે અંતર અંધ એ, જે જન ઇછે જારિયો. ૨૭૭

દોહરા.

વાયદો કરી વણિક વહ્યો, કાલ્યે આવજો રાત્ય;
તેતો ઓઠચની ઈશીયે, વાટયે સાંભળી વાત. ૨૭૮
પોતાની રાણીઓને, કહ્યાં કરજોડી કેહેણ;
ભણકારા મેં ભાળીયો, વાટયે જાતાં વેણ. ૨૭૯
એક વનિતાને પ્રીતિયો, કરતો કામક વાત;
એતો એટલું સાંભળ્યું, દેરે આવજો રાત. ૨૮૦

રાત્યે ગજા આવીયો, શામા કેરી શૈજ્ય;
ભાત્ય ભાત્યની લાગછે, હેત સાથે હેજ. ૨૮૧
રાણી કહે રાજા સુણો, ચતુર વાત કહુ ચોકુપ;
કાળીને દેરે જશે, શેવડો બીજી સૌકુપ. ૨૮૨
માનશો નહીં મારૂં કહ્યું, જુવો તેહની ચાલ;
દેવી દેરે શું નિપજે, આવતી રાત્યે કાલ. ૨૮૩
મહિપતિ કહે માનું નહીં, વનિતા કેરી વાત;
એ રાણી નવ નિસરે, રાણમાં પડતી રાત્ય. ૨૮૪
રાજા કહે અમે જોઇશું, બૈરમા એની ચાલ;
જુઠાને દંડ દેઇશું, ક્રન જોઇને કાલ. ૨૮૫
વેગે દીવસ તે વહી ગયો, પડી રાત્ય ઘનઘોર;
તે વેળા જારી નિસરે, કે ચાકર કે ચોર. ૨૮૬
ખાંડુ એડુ કર ધરી, સુર પૂર પ્રૂઢ ધીર;
દેવી દેરે ગયો, ગીર તણો જે વીર. ૨૮૭
પ્રતિમા પાછળ જઈ રહ્યો, સુભટ શિરોમણિ સૂત્ર;
પાંગર્ણુનક્ષા પડદા ધણા, ઘણું ઠેકાણું ગુપ્ત. ૨૮૮
પડદો ને વળિ પરતમા, દીવા પાછળ દાખ્ય;
પોતાની દ્રષ્ટે પડે, ભરી સાંભળે ભાખ્ય. ૨૮૯
રાજા દેખે સર્વને, તેને નવ દેખે કોય;
જુવો ગતી ઇશ્વર તણી, તે ઠામે શું હોય. ૨૯૦
નિશા ઘડીકા બે થઇ, રાણી ગે રણે માહ્ય;
કટાર ધર્યો એક કર વિષે, તોલ ઘણેરૂં તાંહ. ૨૯૧
એટલે ત્યાં વતિક આવિયો, સપુટ કીધાં બાર;
દપકે જોત દશે દશાં, એક નરને એક નાર્ય. ૨૯૨

નારી નિર્ખિ નરપતિ, મારૂં નહીં હવડાં આજ;
આળ્યા તે કમાં જાયછે, જોઊ કરે શું કાજ. ૨૯૩
પ્રથમ મેપે માર્જન કર્યું, નાહ્યાં નીર્મળ નીર;
વળના તો સર્વે સજ્યા, સરણા ચોળી ચીર. ૨૯૪
વામ માર્ગ જે વેદમા, શીઘ્ર સેવેછે શક્ત;
તે એણ આરંભીયું, થયો ભવાની ભકત. ૨૯૫
કપટીનુંતો ચપટછે, સાચાનેતો સીધ;
રાજાનો તો ધર્મછે, ક્ષમા તે વેળાં ક્રોધ. ૨૯૬
ખાનપાન ખાધાં ઘણાં, કીધો ભોગ ભરપૂર;
એક પ્રહર એમ આચર્યું, નારીનું જોયું નૂર. ૨૯૭
પુજ્ય કહે શુણ્ય પ્રેમદા, થયો પુરો એક યામ;
પ્રથમતો તારા કંગનું, કર્યું કાળિયે કામ. ૨૯૮
ખમણું તેથી બીજીવરાં, પુંજા પર્યત પાક;
સંભોગ કરવા શુભ રીતથી, ઠગ વીવાના ઠાઠ. ૨૯૯
અરચા જુવેછે ચતુર નર, જોઊ વાહાણે શું થાય;
પ્રાતે કરૂ એક પલકમા, નોચીને કપાં જાંપ. ૩૦૦
વર્તિક કહે વનીતા થણો, ગઈ રાત બે પોહોર;
કર્યું ક્ષ્મ શુભ કાળિકા, રાણીનું આઠોર. ૩૦૧
ત્રીજા પ્રહરે ત્રણ ઘણું, હાવભાવ કટાક્ષ;
આલિંઘન મર્દની અતી, ભાત્ય ભાત્યની ભાખ્ય. ૩૦૨
નરપતિ નરખે નારદને, વર્તિક કેરૂ વર્ત;
એક ઘડીમા ખપનું, સાધે આવ્યું અંત. ૩૦૩
ચોપડો કહે શુણ્ય સુંદરી, પ્રહર પધારે તણું;
કામે થયું જા કુંવરનું, કથન સાંભળો કહું. ૩૦૪

તાહારો ઓરમાઈ દીકરો, લક્ષવાસાએ લેખ;
કામ કરયું એ કાળિકા, તેહેમાં નહીં મિનમેખ. ૩૦૫
ચોથે પ્રહરે ચોઘણું, રંગ ભાગુને રાગ;
હાસ હેત વીનોદથી, લે લાખીણો લાગ. ૩૦૬
ગુરૂજી કહે શુણ ગોરડી, પ્રોઢો થયો પ્રભાત;
પ્રધાનની પુરણ કરી, વેદ વિધાતા વાત. ૩૦૭
જો ઉલટી ગંગા વહે, રવિનો સ્થીર રહે રથ;
વચન અમારૂં નહિ ફરે, શુભ વાતે સમર્થ. ૩૦૮
હેતુજન તાહારાં ચ્યાર એ, સત્ય પ્રકારે સૂખ;
કામ કરયું તુજ કાળિકા, ભાગી તાહારી ભૂખ. ૩૦૯
હોય મનમાં કાંઈ ઓરતો, પ્રીતે પાયે લાગ્ય;
આપે તુજને કાળિકા, મન ગમે તે માગ્ય. ૩૧૦
રાણી બોલ્યાં રીઝમાં, નીર્મળ તારૂં નામ;
અર્થ હતો મુજ જેટલો, તેહ કરાવ્યું કામ. ૩૧૧
રાજા રાણી પ્રધાન પૂત્ર, ગયો મારનો રોગ;
ભાવટ ભાગી ભવતણિ, શુભ મળિયો સંજોગ. ૩૧૨
સંધ્યા અદ્ધ સવાર અધ, કરી સુખસાગર વ્રષ્ટ;
તેહ ચરીત્ર નર નારયનાં, રાજાએ જોયાં દ્રષ્ટ. ૩૧૩
અધીપ થયો અતિ આકળો, સંભાળ્યાં આયુધ અસ્ત્ર;
પડદા માહીથી હાલિયાં, પ્રતિમા સહિત વસ્ત્ર. ૩૧૪
પોપટ કહે પરભાવતી, શેઠાણી સૂજાણ;
જારી રમતાં જ્યાન છે, ચીંતાજી કરતાં માંણ્ય. ૩૧૫
રાજા કયમ મુકે જીવતાં, કયમ માને એની વાત;
સર્યાં શત્ર એ શેવડો, રાણી લાગવી રાત્ય. ૩૧૬

શેઠાણી કહે શુક સુણો, ભણો શા જુઠા ભેદ;
નિશ્ચે મારે નારપને, વળિ વર્તિકને વેદ. ૩૧૭
એમાં વીજારી શી કરે, શુતપા સમ જો ખાય;
ચાર પોહોર દ્રષ્ટે પડ્યું, તે કયમ ભુલી રાય. ૩૧૮
પોપટ કહે પરભાવતી, કહૂ વીજારી વાત;
આળ પંપાળ એનો કરે, દ્રષ્ટે દીઠૂં સાક્ષાત. ૩૧૯
ચાદ વિદ્યા ચોસઠ કળા, ભારતના જે ભેદ;
શું કરે બિચારા બાપડા, વીજારી આગળ વેદ. ૩૨૦
પ્રાણી ભરે પૂરાણ સહું, બત્રીસ લક્ષણ રહે બાહીરપ;
વિજાર વિદ્યા સહુથી વડી, ચરિત્ર કરે જો નારપ. ૩૨૧
શેઠાણી કહે સાત દીન, રમવા નહિ જાણી રાત્પ;
શત પ્રકારે શીખવો, વિજાર તણી એ વાત. ૩૨૨

ચોપાઈ.

શુક કહે શાંભળ્ય સુંદરી, માહારિ વાત જો મનમા ધરી;
અધિપતિયે દીઠા ઉતપાત, પ્રોઢો તેહુ સમે પરભાત. ૩૨૩
નિકળું બાહારથ ઊગમતે દીશ, છેદુ એ થામાનું શીશ;
અર્ધ દાઢીને હેતજ હરૂં, પ્રભાત્પ પંચ ઇટાળી કરૂં. ૩૨૪
વર્તિકને કરશું અપમાન, છેદુ નાક બે કાપુ કાન;
એનાં માત પીતાને ભાત, મારૂ સર્વેને હું ખ્યાત. ૩૨૫
ખાશે સહુને દેખાડું અલ, પીલાવું ઘાણી કાહાડૂં તેલ;
હવડાં જો હુંકારો કરૂં, એને મારૂં કે હું મરૂં. ૩૨૬
એ બે જાણને હુંછૂં એક, વિપરી ધારી વાત વિવેક;
જોઉં વહાણે એ કર્યા જાયછે, કર્મે લખ્યું તે થાયછે. ૩૨
એમ કહિ મુકો નિશ્વાસ, પ્રતિમા પાછળ પડદા પાસ;

કૃત્ય રાણી કેરાં ખુશ્રીયો, થર થર થર રાજા ધ્રુજીયો. ૩૨૮
ને રાણીતો ચેતી મંન, જરૂર કોઈ જુવેછે જંન;
સ્ત્રિયરીત્ર રમાડું આપ, નહિતર મળિયાં પુરણ પાપ. ૩૨૯
સોએ વર્ષ પુરાં થયાં, ઈજત આબરૂ લક્ષણ ગયાં;
અખંડ દેશમાં લજ્જા જશે, પિયર કુટંબતો હેવટ પશે. ૩૩૦
વત્તિકને ચેતાવી દીધ, માથે ભાર પોતાને લીધ;
પાછાં સંપુટ કીધાં બાર, નીર્ભય થઈ રહી તે નાર્ય. ૩૩૧
કરી સ્નાન સમરયા શ્રીનાથ, કાળી આગળ જોડ્યા હાથ;
માહારી પૂજા માનો માત, રંગભોગ રમ્યાં જે રાત. ૩૩૨
તમો કહ્યુંતુ નેમ મેં કરયું, તેણે મારૂ કારજ સરયું;
જીવ્યો માહારો કાંડીલો કંથ, જીવી સોકય પુન્યવંતિ પંથ. ૩૩૩
જીવ્યો મારો પ્રતાપિક પૂત્ર, જેહ થકી શોભે ઘરસૂત્ર;
જીવ્યો માહરો પુરપરધાન, જેહ થકી હું પામું માન. ૩૩૪
આરે જીવ્યાં કારજ થયું, સતીપણુંતો માહારૂ ગયું;
કુળમાં કલંક બેઠું એ કર્મ, ખોયું મેં હાથેથી ધર્મ. ૩૩૫
ન કરે ભામ્યનિ ભુંડી ભાંડ, ન કરે વેહેલી ગણીકા રાંડ;
ઘણાક પાપે પેંહૂં ગર્ક, નિશ્ચે પડવું પડશે નર્ક. ૩૩૬
સોપુ શીશ ઓશીકળ થાઉ, વિમાન બેશી વૈકુંઠ જાઉ.
નથી કોઈ અહિયાંછૂં આપ, તમથી છાનું રહે કેમ પાપ. ૩૩૭
આરે જીવાડણ કારણે, આવીછૂં તાહારે બારણે;
હું મારૂ પ્રકાસુ પાપ, અંબા સમજો આપો આપ. ૩૩૮

દોહરા.

આશ્વિન સુદી અષ્ટમી, હૂં પોઢીતી રાત્ય;
તે વેળા તમે કહ્યુ, પ્રત્યક્ષ માહારી માત. ૩૩૯

રાણી રાય ને દીકરો, ચોથો રાણીનો ભ્રાત;
પ્રાણ તજશે તે પુનમે, અધીક થશે ઉતપાત. ૩૪૦
ભાખ્યું મુને જાગતાં, નથિ સ્વપ્નું નીરધાર;
નક્કર કહું જીવે નહીં, ક્ષણ ન લાગે વાર. ૩૪૧
લક્ષ ક્રોડ ત્રીસે વસા, વેદ કહ્યું વર્ત્ત;
ચાર પ્રહરમાં ચાર જણ, નિશ્ચે પામે મર્ત્ત ૩૪૨
તાહારે મેં તુજને કહ્યું, નિશ્ચે આ શી નેહ;
એ ચારે કયમ ઉગરે, પડે કયમ માહારો દેહ. ૩૪૩
નવરાત્રીનાં નવ દીસ, કરવાં વર્ષ મેં સાત;
ઉગારો એ પુન્યથી, મોહોટી કાળી માત. ૩૪૪

ચોપાઈ.

એવું કહીને જોડ્યા હાથ, સ્તુતિ કરી તમારી સાથ;
રાજા કામ મરે મુજ તાત, પુત્ર સાટે મરે મુજ ભ્રાત. ૩૪૫
પ્રધાન સાટે મુજ નાહાનો વીર, રાણી સાટે મુજ શરીર;
એ જીવે ને મરિયે અમો, તાહારે ના ક્રોધી ત્યાં તમો. ૩૪૬
તમ આગળ મેં કર્યો વિચાર, તુંછે નોધરાં આધાર;
કયમ જીવે રાણીને રાય, તેહેનો કાંઈ કહો ઉપાય; ૩૪૭
તાહારે તમો કહ્યું ત્યાં કથી, બીજો ઉપાય જીવ્યાનો નથી;
ચારે જણ જીવ્યાનો કામ, હું જે કહુ તે કરય એક કામ. ૩૪૮

દોહરો.

જગદંબ તેહ સમય કહ્યું, સાંભળે એ સીખ
વર્તિક વડાછે વિશ્વમાં, એ પામે નવનીધ. ૩૪૯
એણે વર્ત ઘણાં કર્યાં, જૈન ધર્મની જાત્ર;
અપવાસ કર્યા બાર માસના, પોખ્યા પ્રાણી માત્ર. ૩૫૦

એ વચે ઈશ્વર થીયે, અંતર નથી લગાર;
હોય ચારે જીવાડવાં, તો કરચ એશું વેહેવાર. ૩૫૧
એકવરા એક જીવશે, બીજો બીજી વાર.
વારૂ વિઘ્ન વળી જશે, ચાર પોહોરમાં ચાર; ૩૫૨
રાજાતો મારો રાજવી, હેતે ઝાલ્યો હાથ;
એ મરતાં તો હું મરૂ, સતી થાઊ તે સાથ. ૫૫૩
એનો તે મ્હારો દીકરો, ઓરમઈ પણ એ પુત્ર;
રાજ્ય રૂડેરૂ ભોગવે, ઘણું શોભે ઘરસૂત્ર. ૩૫૪
રાણીનો ભાઈ તે મુજ તણો, પુરનો જે પરધાન;
એથી શોભે મહિપતિ, પામે સગળે માન. ૩૫૫
એમ વિચારી શેવડો, તેડ્યો જે એકાંત;
વચને તેને બાંધીયો, ભાગી મનની ભ્રાંત. ૩૫૬
સુર્ય ચંદ્ર સાખી કરયા, વચમાં આપ્યા ઈશ;
એ ચારને કારણે, આણે મુકયું શીશ. ૩૫૭
તમો કહ્યું તુ કાળિકા, તે મેહે કીધું તર્त;
ચારેનુ તમ પ્રતાંપથી, મોડી નાખ્યું મર્ત. ૩૫૮
આણ્યાં દેરે તાહરે, ભોગવ્યો ફરી ભરતાર;
ઊનમ કાંઈ રાખી નથી, પ્રહર નીશાના ચાર. ૩૫૯
સીધ્ધતણી સિધ્ધે ગઈ, વારૂ ગયો વિવેક;
પાછો ફરિને તપ કરે, નીર્મળ થાવા નેક ૩૬૦
વર્त્त સગળાં વેહેતા થયા, થયું માહરૂ કાજ;
પણ એક સતિપણું ગયું, ગઈ લોકેણી લાજ. ૩૬૧
સતિ નહિં હું સેખપણી, માનવ ન જુવે મુખ;
ચાર જીવ્યાં તે સુખ થયું, પણ આ દારૂણ દુઃખ. ૩૬૨

અધર્મ કરયો અન્યા કર્યા, કાયા વટલાવી કામ;
ધીકાર હુંવે જીવ્યા વિશે, રામ રામ શ્રી રામ. ૩૬૩
માનજ્યો પુત્ર માહરી, તું ધર્મ ધુરંધર ધીશ;
પાપ સરવે પરલે કરો, સમર્પું તુજને શીશ. ૩૬૪
રાય પ્રધાન અવીચળ રહો, સૌભાગ્ય વધો એ સોકય;
કુંવર રૂડો કુશળ રહો, મોતી પુરો ચોકય. ૩૬૫
કહી ખડગ કાટયે વહે, અંબા આગળ આપ;
સત રાખજો સતી તણું, પ્રલય કરો સહુ પાપ. ૩૬૬
રાજા મનમાં રીઝિયો, ઇચ્છું કુશળ ક્ષેમ;
સાબાશ સાબાશરે સુંદરી, હૈડું ટાડું હેમ. ૩૬૭
હાંહાંહાં કહી હેતથી, રાજાએ ઝાલ્યો હાથ;
તન ને મન બે સોંપિયું, સ્તુતિ કીધી તે સાથ. ૩૬૮
અજાણ થઇ અચરજ અડ્યું, અહીં કયાંથી મહારાજ;
હુતો આવીતી જાણીયે, કરવા કુડું કાજ. ૩૬૯
રાજા અધીકું રીઝીયો, ઠનકે તોણુ કાય;
તેહ પુન્ય પરતાપથી, નારી નીર્મળ થાય. ૩૭૦
નારી કહેરે નાથજી, મારો મુજને આ ઠામ;
અંસા મેં અધિકા કરયો, નીચું કીધું કામ. ૩૭૧
મહીપ કહે માનું નહી, રણમાં આવી તું રાત્ય;
અમ આર્ં ને કારણે તને શીદ તારી જાત. ૩૭૨
ઢોલ મૃદંગ વજડાવતે, વેરયા પુષ્પ ચોપાસ;
પુન્ય દાન કીધાં ઘણાં, વનિતા આણી વાસ. ૩૭૩
કુમ કુમ પગલાં પાડિયાં, મોતી પુરયા ચોક;
કિર્તન એનું સાંભળી, સામી આવી લોકય. ૩૭૪

પ્રધાન સહીત પાગ્યે નમ્યા, વળી વડો ને પૂત્ર;
સર્વ વૃત્તાત માંડી કહ્યા, શામાના ને સૂત્ર ૨૭૫
આવરદા જાણ મારનો, આવી રહ્યોતો આંત;
તે જીવાડ્યાં જુવતિયે, કીધુ પરમારથ કાજ. ૨૭૬
ભાંડ્ય અવતાર તે આપણો, કરિયે એનુ અપમાન;
ધન્ય અવતાર એ નારયનો, દીધુ જીવતદાન ૩૭૭
અથ ઈતી માંડી કહી, કથા સભળાવિ કર્ણ;
રાજા શેવક થઈ રહ્યો, વેચાણ થયાં જાણ ત્રણ. ૩૭૮
પોપટ કહે પરભાવની, માંન્યો પાડ ભરપૂર;
ગુણ વધા ઘો ગામમા, નારીનુ વાધ્યું નૂર. ૩૭૯
એમ સ્રીત્ર જો આવડે, તો બાગીયે જન્મો;
નહીતર ઘેરય બેશી રહો, ગુણ ગોવિંદના ગાઓ. ૩૮૦

છપો.

વડો વાંક સમૂદ્ર, ભામ્યનિને મસ્તક ભરીયો;
એક વિચાર વચન, આળપંપાળ તે કરીયો;
પાવક પ્રનય પ્રચંડ, બળતોતો ને બાધો;
ઓલવિ નાખી આગ, દારા એક ન દાધો;
વિવેક રૂડી વિચારિયે, ત્રાહોપક્ષ તારે તરે;
આવડે તેતો ઊગરે, ના જાણ નિશ્ચે મરે. ૩૮૧

દોહરા.

પ્રભાવતિ પગે નમી, પ્રીત્યે જોડ્યાં પાણ્ય;
શારી વિદ્યા શીખવી, વેદશાસ્ત્રની વાણ્ય. ૩૮૨
રખિપલનો સુત રાજની, ઝવેર જસવંતનો જાત;
શામળભટ કવિએ કહી, વિસ્તારીને વાત ૩૮૩

શ્રીગૌડ માળવિ વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ;
પીતા પુરષોત્તમ તણા, કહે કવિ શામળદાસ. ૩૮૪
શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે પાલજો, જગ જય શ્રીરણછોડ ૩૮૫






# શુડાબહોતેરી.

વાત ૨ ૭.



દોહરો.

ગણપતિને આરાધીએ, નીર્મળ આણી નેહ;
દુંદાળો દુઃખ ભંજના, મોટમ ડાહ્યો મેહ
આવો દેવી શારદા, હંસવાહની હેજ;
વેણાપુસ્તક ધારિણી, તરૂણિ વધતું તેજ.
બીજે દિવશે ખણિકણિ, ચેકાણિ સોહંત;
આવી ચતુરા ચમકતી, મંન સાચે મોહંત.
શુક બોલ્યો સુણ સુંદરી, જુવંતિ તમે ક્યાં જાઓ;

સાચુ બોલો સલક્ષણી, મારા સમ ખાતે ખાઓ. ૪
પ્રભાવતિ કહે પોપટાં, શી શી લીધા વેદ;
તે કામે હું નીસરી ભાગ્યા મનના ભેદ ૫
બાકી ન રહિ બુધ્ધિમા, નેક રહી નહી નુંન્ય;
વિજાર વિદ્યા શીખવી, પોપટ તારૂં પુન્ય ૬
શુક કહે શામા સુણો, કરો જરૂરી કામ;
રાત રમિ ઘેર આવજો, હૈડે રાખી હામ. ૭
સાંભળ્ય શુક સોહામણા, ખાતે તુજ સમ ખાઊં;
જુવતિ સાથે જોખમા, જાશે રમવા જાઊં ૮
પક્ષિ કહે પ્રીછ્યા અમો, રૂદયા સાથે રીઝ,
મનુગ ચિતમા ચેતજે, છે બુધ્ધિનું બીજ. ૯
શામળિવા સોની તણી, વનિતાએ કીધું વર્ત;
તેની વિદ્યા આવડે, તો તરૂણિ જાજો તર્ત ૧૦
શામ કુંવરી સોનારણે, ચારૂ કરયુ ચરીત્ર;
શુધ્ધ પ્રકારે શીખજો, વિદ્યા એહ વીચિત્ર ૧૧
પગ એંચાં રહિ પ્રેમદા, એતો વિપરિત વાત;
સમજાવો શુક મુજને, ભાવ ધરીને ભ્રાત ૧૨
કોણછે સોની શામળો, કોણ સોનારણ શામ;
કોણ સાથે સોબત કરી, શાં શાં કીધા કામ. ૧૩
જાવુછે જાશે કારણે, આડુ આવે આંક;
આવે નહી પણ આતુરી, વિજાર વીનાતો વાંક. ૧૪
શામા કહે મુજને શીખવે, તો ગુણ તારા ગાઉં;
ભાવે એ વિદ્યા ભણુ, જરૂર કાવે હુ જાઉ ૧૫
તરપ મોબે તુ સુંદરી, ટાડે નીરે ન ન્હો;

બીને વસ્તે ભામ્યનિ, ખાતેથી સમ ખાઓ. ૧૬
આજ રાત અહીઆં રહો, કામે જાજો કાલ;
સારી વતો શીખવું, એહ વચન તું આલ. ૧૭
પોપટે જે જે કહ્યું, તે તેમ કીધું કામ;
શુક સંભળાવે વારતા, નાર ચરીત્રે નામ. ૧૮

ચોપાઈ.

શહાપુર ગામે સૌની સાર, અલખત તેને અપરમપાર;
પમદા ઉપર પુરી પ્રીત, ચ સે મુરખ ઊંધી રીત. ૧૯
એક ઘડિ સુની નવ્ય રહે, કામ્યનિ કામ્યનિ કોડે કહે;
ગુણવંતી ઘણું ગોરડી, રાખે એકાંતે ઓરડી ૨૦
તાળુ દેઈ રાખે ઘરમાય, ધીરે નહિ કામ્યનિને ક્યાંય;
જમવા રમવા કે પીયર પેર, ઘડિ સુની નવ્ય મુકે ઘેર. ૨૧
વેચાથી મંગાવે નીર, અધિકું આણે એહ અધીર;
કરવા નવ દે મુખું વાત, એમ રક્ષા કરે દિન રાત. ૨૨
ભામ્યનિ કહે સાભળ્યરે મૂઢ, પાપિ મુરખ દીસે પ્રોઢ;
બંદીખાને રાખે મુને, તેહ ઘટે નહી સ્વામિ તુને. ૨૩
સાચી વાત તુજ આગળ કહું, તારી રાખી હું નહી રહું;
રેહુ તે મારે આપે આપ, જાણુંરૂં ન લાગે પાપ. ૨૪
લાજે તાતને લાજે માત, લાજે મુમાજન લાજે ભ્રાત;
લાજે કૂળને લાજે રૂપ, માટે આપ રાખુછુ ચુપ. ૨૫
તારી રાખી હું નહિ રહું, તારા સમજો સાચુ કહું;
ન કરૂં જાર પરમેશર પ્રીત, ન કરૂં જાર તે રૂડિ રીત. ૨૬
ન કરૂં જાર જે લાગે પાપ, ન કરૂં જાર ને જાગ્યે આપ;
ન કરૂં જાર પરિયાં લાજતે, કહેનો કરૂં નેખ્યત પાજતે. ૨૭

તુજ પાસે તેડાવું કંપ, તુજ પાસે વળાવું પંથ;
તુજ પાસે નમડાવું જોર, તુજ પાસે ઉપડાવું ભાર. ૨૮
તુજ પાસે જોડાવું હાથ, દેખે જ્યમ તારાં સજ્જન સાથ;
નરનિ શખ્યિ નારી નવ રહે, કોકશાસ્ત્રમાં એવું કહે. ૨૯
તારે સોની મોહ્યો વાણ, સૌભાગ્ય શામા ચતુરસુજાણ;
તારૂં જોર તો કરને તું, પડી સુની નહિ મુકું હું. ૩૦
ઘરમાં વાત એ રીતે ઘડી, વળતી વાત વિસારે પડી;
એમ કરતા દિન વીત્યા ઘણા, તોલ ન જાણ્યા તરૂણી તણા. ૩૧
એક દિન કોઈ ડોશી આવીયાં, નદિયાણા વીસ રૂપૂ લાવિયાં;
ઘરડી ડોશી થર થર ધ્રુજતી, આંખ્યે તે થોડું સુજતી. ૩૨
થોડું થોડું સાંભળે કર્ણે, મંદમંદ ચલાવે ચર્ણે;
સોની ઘેર આવીને રહે, કારજ તે પોતાનું કહે. ૩૩
આવો મારી પુત્રીને પૂત, સૌભાગ્યું બાધુ ઘરસૂત્ર;
કલ્લાં કર કેસા કરી આપ, મારા માલ પરમાણે માપ. ૩૪
તારી મેહેનત માગી લે, રૂડો ઘાટ ઘડીને દે;
તે દોશિ તે પાસે ઠરી, કરામત સોનીએ કરી. ૩૫
બેઠી ડોશી જ્યાં ઘરમાં નાર, ઘડે ઘાટ બેઠો તે બાહાર;
રૂપૂ નવં ચોરાયું રેખ, બેઠી ડોશી દાવે દેખ. ૩૬
સોની કેરો એહ બનાવ, ચોરે નહિતો આવે તાવ;
ચોરે નહિતો થાય ચિતભર્મ, એ સોનીના કુળનો ધર્મ; ૩૭
તસ્કર જાત સોનીની ઘણી, કોકિલથી એ બમણિ ભણી;
સોની શા છે તેનું નામ, કરે આંખાં તસ્કરનાં કામ. ૩૮
ન ગણે બ્રાહ્મણ ન ગણે ભાટ, ન જુવે માત ભગનીનો ખાટ;
ન ઓળખે અધર્મ કે ધર્મ, નહિં સોનીને નપણે શર્મ. ૩૯

પ્રથમ તો સહુકોનું હરે, વળતો આપકે પુન્યજ કરે;
એ સોનીના કુળનો ધર્મ, કરે અહરનિશ એવા કર્મ ૪૦

છપો.

ગઠિલ જાતનો ચોર, તે લે ખાતર પાડીને;
ચુગન એ પણ ચોર, લે કરી આડીને;
વણીજ તે પણ ચોર, લે મરડી કાડીને;
ક્ષી જાત પણ ચોર, લે ઍતી માડીને,
કિસબ ચોર કહી કોટીધા, અપરમપાર અપારછે,
એ દીવશે સહુ દેખતા, પણ સાચો ચોર સોનારછે ૪૧

દોહરા.

જગંનનાથની અંગુળી, કાપી લીધી હાથ;
જગતિમા એ જાણવો, તસ્કર સહુનો રાય ૪૨
ડોશીને કહે ડાહ્યી થઈ, સાભળો મારી માત;
કસો ઘરમાં ઘરૂણી કને, કહો વિતગની વાત. ૪૩
હુંશ આવે તમને ઘણી, વાસો ફૂટે વર્ત્ત;
ઓરડામાં નારી એકજિ, ત્યા બેસારી તર્ત. ૪૪
આસ્ત રૂપ ચોરથા તણે, મોકલી મંદીર માય;
વાતો કરતા વનિતા ગઈ, તરૂણી બેઠી ત્યાય ૪૫
અરસપરસ અથિકી કરી, વીતગ કેરી વાત;
એક ઘડી ધીરે નહી, એતો મહા ઉતપાત. ૪૬
જન્મતણી જરાતણી, પીછવી સગળિ તેર;
ખાવુ પીવુ અનવુ, પણ બંધન મય ગ્રેહેર. ૪૭
ડોશી કહે દુખ નવ ધરો, લાભ તણો જસ લેઉ,
બંધીખાન બાધીયાં, તે મુકાવી દેઉ. ૪૮

રાત પડી રૂપાતણી, કહ્યાં કોડે કોષ.
ચાર ગદીયાણા ચોરીને, ડોશી કરમાં દીધ. ૪૯
ડોશી કહે સુણ દીકરા, વાત કહૂં એક સાચ;
સોનું એ ઘરમાં સાટીયું, ગદીયાણા સૌ પાંચ. ૫૦
તેના ઘાટ ઘડાવવા, આભૂષણ રૂડા અંગ;
ધીરતાં મન નથી ચાલતું, તો કયમ રહે એ રંગ. ૫૧
ઘરમાં માલ બીજો ઘણો, ભર્યો પટારા પેર;
તે સુનો કયમ મુકીયે, માણસ નહીં મુજ ઘેર. ૫૨
સોની કહે આના સુણો, હું નહીં કમનો કાક;
આભૂષણ ઓપાવતાં, દીવસ ઘરીજ આઠ. ૫૩
ત્યાં સુધી મુજ મં'દરે, રમો જમો સુણ વાઓ;
ઘરેણાં ઘડી આપીએ, જરૂર લેઈને જાઓ. ૫૪
પટારે તાળે ભીડછે, તે મુકો મુજ શીશ;
અમો નહીં ઉઘાડીએ, તુજ મુજ વચ્ચે ઈશ. ૫૫
રામ દુહાઈ દશ વાર, સૂર્ય ચંદ્રની સાખ;
પેટી નહીં ઉઘાડીએ, કાળજડું સ્થિર રાખ. ૫૬
તરૂણી કહે તું આવજે, પરમ દાડે પરભાત;
કોઈ આંગળ રખે કરો, એ વીરતાણી વાત. ૫૭

ચોપાઈ.

રીઝે ભક્ત દેખી શ્રી રામ, રીઝે વાળી દેખી દામ;
રીઝે નેહની ગાડુવે, રીઝે શીશ દેખી લાડુવે. ૫૮
રીઝે પંડીત દેખી પાઠ, રીઝે ઠગ કાંઈ દેખી ઠાઠ;
રીઝે ગણિકા દેખી ગર્થ, રીઝે તેનો તેવો અર્થ. ૫૯
રીઝે કાષ્ટ દેખી સુતાર, રીઝે ઠાકુપણ લે ઊતાર;

રીઝે ખાતર પાડી ચોર, કળા માંડતાં રીઝે મોર. ૬૦
રીઝે કવિતા કરતો કવી, રીઝે વાત સુણતાં સહુ નવી;
જુવતિ દેખી રીઝે જાર, સોનું દેખી રીઝે સોનાર. ૬૧
દેઈ દિલાસો ડોશી ગઈ, તે પોતાને કામે થઈ;
એક પડોશી પોતાતણો, લંડ હરામી ડાહ્યો ઘણો. ૬૨
તે સગાથે મેલ્યો ઠાઠ, રહેજો પટારે દીન આઠ;
ખવરાવું પીવરાવું ઘણું, તોલ દેખાડું તરૂણિ તણું, ૬૩
નહિં આવવા દેશે ઊની આંચ, સમ ખાધાથી માન્યું સાચ;
પ્રભાત સમે સોની ઊઠિયો, જેમ ગજ મદગળ છૂટિયો. ૬૪
આવ્યો બાઈતણે બારણે, કુડે હેમ લેવા કારણે;
મુકયો પાટ અગોચર ઠાર, સોની બેઠો તેણી વાર ૬૫
ડોશીને સમજાવી પેર, માથે મુકી લાવ્યો ઘેર;
કહી ઘરમાં નારીને વાત, જોજો એહ ન કરશો ખ્યાત. ૬૬
પટારા પાસે બેશી રહો, કામ કાજ તે મુજને કહો;
કરવા માંડયું સોનીએ કામ, તેનું કોઈ ન જાણે નામ. ૬૭
કાચું કોરૂં સુખડું ખાય, પાણી એઠાં બેઠાં પાય;
સોની ઘાટ પોતાનો ઘડે, જાણે સોનું રૂપું જડે. ૬૮
પેટી ઉઘાડતાં શાની વાર, કાઢયો જુવતિએ તે જાર;
રાતો તાતો માતો ઘણું, રૂદય રીઝયું તે રામાતણું. ૬૯
ખાય પિયે ને ખુબી કરે, એક એકને દેખી દિલ ઠરે;
આઠ દિવસમાં આઠે યામ, અહર નિશાએ કીધું કામ ૭૦
સોની બહાર અગાશી સુવે, જાર બેઠો જુવતિને જુએ;
રમે રમત સારા સોગટા, સુવે સેજ આપે એકઠાં. ૭૧
એક વાતની ન રહિ ન્યુંન, કોઈ જનમનું પ્રગટ્યું પુન્ય;

સ્ત્રિને જોબન છે ભરપૂર, નરના જોગથિ વાધ્યું નૂર, ૭૨

દોહરા.

આઠમે દિન અરૂણોદયે, બોલ્યો શુભ સોનાર;
બાઈ પોંચાડી દેઊ હું, મુજ મુજ શીર ભાર. ૭૩
આ ઘરેણું તાહરૂં, આ સહુ તારો માલ;
આપ મજુરી માહરી, તો તેં કીધા ન્યાલ. ૭૪
પણ જળિયે બળ કરી, મુક્યો સ્નાની શીશ;
ડોશીને ઘેર લાવિયો, આપ ઊગમતે દીશ. ૭૫
સૂળામાં ઘાલી તારૂણી, પરહેલી શુભ પ્રીત;
સોની કાંઈ જાણે નહીં, રામા કેરી રીત. ૭૬
પાછળ ગુણે પછિતીએ, સહુથી છાનો છેક;
ઉતાર્યો એકાંતમાં, ત્યાં શ્યામા સોની એક. ૭૭
ઉતાર્યો અવનિ પરે, અપડાયો અપાર;
વાગ્યું તે થઈ વેદના, અરે કહ્યું એક વાર. ૭૮
તે સોનીએ સાંભળ્યું, પડી મન મધ્યે ભ્રાંત્ય;
ઊતાવળો ઘેર આવિયો, આપ ઘેર એકાંત્ય. ૭૯
સાચુ કહેરે સુંદરી, મન માન્યા દેઊ માન;
પટારે કુંભ ભાળીયું, મેં સાંભળિયું કાન; ૮૦
સાદ કોનો મેં સાંભળ્યો, અરે કહ્યું તે આજ;
મારા સમ સાચુ કહો, લેશ ધરો મા લાજ. ૮૧
આમે મેંતો જાણીયો, કોઈક પુરૂષ પ્રચંડ;
જુઠું બોલે જાણશો, દેશું તુજને દંડ. ૮૨
વાંક ગુનો બકસુ તુને, જો સાચો બોલે વાક;
નહિતો હું હાથે હણું, છેદુ કાન ને નાક, ૮૩

## ચોપાઈ.

ધણિયાણી કહે સાંભળ્ય ધણી, વાત કહું તુજને શી ઘણી;
તાળામા મુજને ઘાલી જતા, રજીયાત તમારા મનમાં થતા ૮૪
મરદામી ઘણી ભાખતા, અહંકાર રૂદે રાખતા;
કેટલિક વાત કહી કરજોડ, વળતી તમ શું પાડી હોડ. ૮૫
રાખી તમારી નહિ રહૂ, સત્ય વચન એ સાચું કહૂ;
મમ પાસે તેડાવું જાર, તમ પાસે ઉપડાવુ ભાર. ૮૬
સેજ્ય તમારી તે પાથરે, તમને સુવારૂ સાથરે;
તોએ તમે ન માની વાત, અધિર ઘણું તમારી જાત. ૮૭
કહ્યું થવાય એવાં થજો, તેડાવજો કે તમો જજો;
તેતો મેં રાખ્યો કાયદો, રોશી સાથ કર્યો વાયદો. ૮૮
શીશ પટારો તું લાવિયો, તેમાં કોઈ પુરૂષ આવિયો;
મહાપ્રચંડ તે નૃપનું નુર, સાચો નર સગ્રામે શૂર. ૮૯
મનોહર સહુને અમરત અડે, કામ વાસના પુરી પડે;
તારે લોભે તું સુકિયો, સેજ સમીપે મુકિયો. ૯૦
તે નરને મેં કાઢયો બાહાર, થયાં એકઠા નરને નાર;
તે ભેગી બેશી હું જમી, આઠ દિવસ નીત રંગે રમી. ૯૧
શુભ પ્રકારે મળ્યો સંજોગ, ભોગવિયા મેં રૂડા ભોગ;
સાત દીવશ રહ્યાતાં મૌન્ય, પૂર્વ જન્મનું પ્રગટ્યું પુન્ય. ૯૨
તું ઘડતો તારા ધ્યાનમાં, અમો અમારા તાનમાં;
થયા આઠ એમ કરતાં દીશ, તમો પટારો લીધો શીશ. ૯૩
ઘર સુધી પોચાડ્યો તમો, એમો સાચુ બોલ્યાં અમો;
વચમ કહુછૂં તેનો વેદ, એ વાતે નહિ ભ્રાંતી ભેદ. ૯૪

દોહરા.

સાચુ માન્યું સોનિયે, કરમાં ગ્રહ્યો કટાર;
મારવા માંડિ મોહોકમપણે, ભામનિને ભરતા'ર. ૯૫
સાબાશ સાબાશ સલક્ષણિ, શું બોલી મુજ સાથ;
ન હેય કદિ હું સંકરો, જોતે મારા હાથ. ૯૬
શીશ છેદુ નહિ જાહરે, તો અંબાની આણ્ય;
આરે મોંઢે માનિયું, વિપરીત બોલી વાણ્ય. ૯૭
કેહેતાં તો કેહેવાઈ ગયું, વિત્યું તું તે વર્ત્ત;
સેવણાનું અવળું પર્યું, માથે આવ્યું મર્ત્ત. ૯૮
પોપટ કહે પરભાવતી, ચતુરા ચતુર સુજાણ;
કઈ રીતે સાચી પડે, કયમ વંચે એના પ્રાણ. ૯૯
એ રામા કયમ ઉગરે, શી વિસ્તારે વાત;
કયમ અવળુ સવળું પડે, કયમ કરતો રહે ઘાત. ૧૦૦
કરતાં પાપતો સેહેલછે, ભોગવતાં બહુ ભ્રાંત;
જો જાણતો કોહો મુને, આપણ્યછૂ એકાંત. ૧૦૧
કોહાડી કટારી કંપડે, ભ્રાંત નથી કાંઈ ભેદ;
અકલ હોયતો ઉગરે, વિદ્યા વિજારી વેદ. ૧૦૨
પોપટને કહે પરભાવતિ, વિઘ્ન પળે નહીં વર્ત્ત;
નિશ્ચે મારે નારને, માથે આવ્યું મર્ત્ત. ૧૦૩
શુક કહે સુણ સુંદરી, જુવો વિજારી વેદ;
સારી પેરે શીખવું, ભાગુ તારો ભેદ. ૧૦૪
એક વિદ્યા કીધી અતિ, રામા ચરિત્રની રીત;
પતિ પાગ્ય પડાવિયો, પુરણ આણી પ્રીત. ૧૦૫
મુકાવી તાળાં કુંચિયો, ભકપા ઉઘાડ્યાં દ્વાર;

કર જોડાવ્યા કંથને, ભામ્યનિયે રાખ્યો ભર. ૧૦૬
પાગે લાગી પરભાવતિ, શિખવ વિદ્યા એહ;
પછે કામ એવા ટરૂ, દુધે ઉડે મેહ ૧૦૭

ચોપાઈ.

શુક કહે શુણ વનિતા વાત, રામા ઘેર રહો એક રાત;
વિનતાને મન વાણી વશી, હેન પ્રીત ઘણેથી હશી. ૧૦૮
શુક કહે સાંભળ કામ્યની, ભોળિ યે ગૈ ભામ્યની;
મારે કંથ કટારી નેમ, ભયે ભલે મુખ ખોલી તેમ. ૧૦૯
વાત દુઃખની મનમાં વશી, ખંડ ખડ ખડ હેતેથી હશી;
તાળી લે સ્વામિ મુન સાથ, હેત પ્રિતથી આલ્યો હાથ. ૧૧૦
કેવા તમને છેતરી લીધ, કેવી વાત બનાવિ કીધ;
મુરખ સાચુ માન્યુ તમો, એવા કામ કુપમ કરિએ અમો. ૧૧૧
કંઠ વલો હેતેથી હાથ, રામા બોલી સ્વામિ સાથ;
અરે મુરખ કયમ મારે મુને, મૃત્યુથી ઉગારયો તુને. ૧૧૨
તુજ ઉપર કોપ્યાતા દૈવ, જરૂરપણે જાતોતો જીવ;
તેતો ભસમ હુતો જક્ષ, તે તુજને કરતોતો ભક્ષ. ૧૧૩
તે કુહે સોનીને ભક્ષન કરૂ, વળતો હુંતો તુજને વરૂ;
રાણી કરિને રાખુ ઘેર, પાપી એવી કરતો પેર. ૧૧૪
મેં જાણ્યું એ નિશ્ચે હણે, પાપ પુન્ય રૂદે નહિ ગણે;
મેં તે સાથે પ્રિતી કરી, ઘાલ્યો પટારે છેતરી. ૧૧૫
પ્રથમ પટારે પેસો તમો, વળતિ મંજાગ કરીશુ અમો;
સોભાગ્યો પેઠો તે માંહ, મેંતો તાળુ દીધું ત્યાહ. ૧૧૬
મુંવો હશે કે વળનો મરે, આપણને પાપિ શુ કરે;
પેઠો સાથે એ આવિયો; તુ તારે માથે લાવિયો. ૧૧૭

### દોહરા.

સોનીને સમજાવિઓ, વાત કરીને વેદ;
એટલે આવિ ડોસલિ, ભાગવા મનનો ભેદ. ૧૧૮
સોની તું શાણો ઘણો, કુડી તારી કામ્ય;
મુજ ઘેર મડદું મુકીયું, તેહેનું તે શું નામ. ૧૧૯
પુરૂષ કુણ પટાગીએ, મારી ઘાલ્યો મૂઢ;
મુકયો મંદીર માહરે, પરાક્રમ કીધું પ્રોઢ. ૧૨૦
રાય રંક કે રાજવી, શાહા સુબો સુલતાન;
એતો કેહેછે જક્ષજૂ એનું તેં શું નામ. ૧૨૧
એક ઘડિમા જીવતો, દેખુ એનો દેહ;
પળ એકે મુડદું થઈ, પડ્યો રહેછે તેહ. ૧૨૨
સાચું માન્યું સોનીએ, જાણસે આખુ ગામ;
શુળી દેશે દેશપત્ય, થાશે વિપરીત કામ. ૧૨૩
સાચું માની સર્વથા, પ્રેમદાને પ્રણમ્યો પાગ્ય;
દામ આપ્યો કાંઈ ડોશીને, ઓલવિ એની આગ્ય, ૧૨૪
ડોશી કહે શુણ દીકરા, મેં કીધું પુરણ કામ;
ભુમિ ખણિને દાટતાં, વિપરીત થયું તે ઠામ. ૧૨૫
ભડ ભડ ભડ ભડકો થયો, ઊડી ગયો આકાશ;
એતો કોતક કારમું, કરત આપણો નાશ. ૧૨૬

### ચોપાઈ.

કદાચ જો એ રેહેતો જક્ષ, તો આપણને કરતો ભક્ષ;
સર જાઈ એ ભાવટ ગઈ, કહે સોની એ શાતા થઈ. ૧૨૭
તમો પ્રાણ તણાં આધાર, તમો મારા હૈડાનાં હાર;
નારીને બહુ દીધાં માન, હાજર કીધાં કોકળપાત. ૧૨૮

અધિરપણું તે નરનું ગયું, કારજ તે નારીનું થયું;
અણી ચુક્યો શું પ્રાણજ હરે, સંશય મનના મનમાં ઠરે. ૧૨૯

દોહરા.

સોની જાત શાણી ઘણું, મુરખ કર્યો તે મેળ;
વિજાર વિદ્યા શીખાણ તે, ખરો દેખાડ્યો ખેલ. ૧૩૦
એવાં ચિન્હ ચતુરાઈનાં, વિવીધ વાત વીલાસ;
કથા એ પુરણ થઈ, કહે કવિ શામળદાસ. ૧૩૧
પંડીતજન કરશે પારખું, શુણશે સાંજ સવેર;
ગ્રંથ રસાળ્યો ગુણનિધિ, જસવંત નર ઝવેર. ૧૩૨
શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૧૩૩



# શુડા બહોતેરી.

વાત ૩ જી.



દોહરા.

કુંદાળો દુઃખ ભંજનો, વપુ એ જોબન વેશ;
ઉમા અંગથી ઉપન્યો, ગૌરી નંદ ગણેશ. ૧
શુભ સંવાદ શુખ બહોતરી, વિદ્યા વિવેક વર વાણ;
પ્રેમી જનને પ્રીય છે, ખરિ અમૃત રસ ખાણ. ૨
તારૂણિ તે ત્રીજે દીવસ, જારી રમવા જાય;
આવી પોપટ પાંજરે, ચતુર પુરૂષને ચાહ્ય. ૩
સાખાશ સાખાદારે સુંદરી, જોખે જારીએ જાઓ;
સંસારતણું સુખ ભોગવો, લ્યો લાખિણો લાહો. ૪
કદાચિત કહીં સંકટ પડે, વાંકુ આવે વેદ;

તો ત્યાં ચતુરાઈ કેળવી, ભણજો રૂડા ભેદ. ૫
ધન્ય ધના સુતારને, કીધું એવું કામ;
કષ્ટ પડે તેવુ કરો, તો તો પામે નામ. ૬
પગ એંસી રહી પ્રેમદા, પુરણ કહો એ વાત;
ધનો સુતાર તે કુણ છે, કુણ જુવતિની જાત. ૭
જાર વિદ્યા કેવી કરી, કેમ કરયૂં વિજારી વર્ત;
આંણ અંત માંડી કહો, મોડચૂ તેણે મત. ૮
શોભીના તન સુંદરી, નેહ સજ્યા છે સોળ;
સજ, કડકડતાં કાપડાં, તન તાતા તંબોળ. ૯
ભિને વસ્ત્રે ભાવથિ, અધિક કરે જો અર્જ;
તો તે વિદ્યા શિખવું, જો હોય ગુણની ગર્જ; ૧૦
જેમ કહ્યું તેવુ કરયું, સાંભળવા શુભ વાત,
શુક કહે શુણ સુંદરી, રહે આજુની રાત. ૧૧
પુરણ ગામ પુનાદરૂ, નારાયણ નૃપનું નામ;
વરણ અઢાર વાસો વસે, ગુણવંત રૂડું ગામ. ૧૨
ધનો સુતાર એક ધનપતી, વૃધ્ધ તેહનો વેશ;
દાતાર વડો ડાહાપણે, નામના પામે દેશ. ૧૩
પોતે પંસઠ વર્ષનો, અપુત્રવંતો એહ;
પંદર વર્ષની પ્રેમદા, દીવ્ય રૂપી છે દેહ. ૧૪
ત્રીજી વારનિ તારૂણી, કુંવર પામવા કીધ;
પ્રીત પરસપેર ઘણી, વૈભવ ઘેર વિધવીધ ૧૫
પોળ એકમા પીતરાઈનાં, વાસ વસે ઘર વીસ;
સરદાર ધનો શીરોમણિ, ભોગવે ભોગ નિરદોશ. ૧૬
વચન કેઈ લોપે નહી, જુવે તેથી જેન;

સગાં ઓશિઆળાં તેહનાં, મોટમ પદવી મન. ૧૭
શામા ઘેર સલક્ષણી, વિભિચારી વ્રત વેશ;
આસપાસ જાણે સહુ, ડાહાપણ ભાખે દેશ. ૧૮
નિંદા સહુ પુંઠે કરે, કંથ ન પ્રીછે પેર;
હરખ હેત હૈડે ધરે, ઘરણી ઉપર ઘેર. ૧૯
એક દિવસ એક મીત્ર જન, ઘનાને મળ્યો એકાંત;
અથ ઈતી માંડી કહી, ભાગી મનની ભ્રાંત. ૨૦
નિત નિત એ જારી રમે, વિનતા વિશ્વ વીખ્યાત;
તમ આગળ કો નવ કહે, વિસ્તારીને વાત. ૨૧
નિંદા કરે નર નાર સહુ, તમને કોય ન કહે;
હાંકી પોકારી હું કહું લક્ષણ હોય તો લહે. ૨૨
સુતાર તે સમજી ગયો, આળસ મોડી ઊઠ;
કેમ માનું એનું કહ્યું, જોઉં સાચું કે જુઠ. ૨૩
શું જાણું શા માટે કહે, વિપરીત મોટી વાચ;
કાને સુણ્યું ન માનિયે, નજરે જોયું સાચ. ૨૪
સહસા કામ ન કીજીયેં, રૂડી કે ભુંડી રીત;
ઘર સૂત્ર કેમ ભાગીયે, પરહરીયે કેમ પ્રીત. ૨૫
રાત સમે રામા કને, વાતે બેઠો કંથ,
ગમજાની તે સુંદરી, પોતે આપ પ્રબંધ. ૨૬
વહાણે કીધો છે વાયદો, રાયનો ઘડવો રથ;
સરપાવ લેઈશું શોભિતા, જાશું ત્યાં ગર્થ. ૨૭
ગામ કોશ આઠેક છે, દિવસ થશે ત્યાં આઠ;
સુંપી આવીશ સુતારને, ઠીક બનાવી કાઠ. ૨૮
નારી કહે એતો નહીં, નયણે ભરિયાં નીર;

આઠ દિવસ રહું એકલી, પડે મુજ શરીર. ૨૯
ખાવું પીવું નવ ગમે, કષ્ટ પામે મુજ કામ;
પેઉ વિજોગે પલકમાં, ઘડી વર્ષ સો થાય. ૩૦
નયણે નિંદ્રા આવે નહિ, સજુ નહીં સણગાર;
અન ઉદક ભાવે નહી, ભુવન વિના ભરતાર. ૩૧
મરવું રૂડું કહે કામની, ધણિ વિયોગે ઘેણ;
એવાં વાત શહેરમાં, કામનિ બોલી કેણ. ૩૨
રમવું જમવું રીઝવું, હરખવું હરખવું હેત;
તેહ તજુ હું તમ વિના, શૃંગાર કુમ કુમ સમેત. ૩૩
પાણી કેમ ભાવે પતિ વિના, આરોગું કેમ અંન;
નિંદ્રા કેમ આવે નાથ વિણ, તારૂણતા તજશે તેન. ૩૪
સુતાર કહે સુણ સુંદરી, સત વચન એ સાચ;
જે તે રીતે કાઢજો, પ્રેમદા દીવસ પાંચ. ૩૫
રોઈ ઘણું રામા રૂવે, નીર ભરાવ્યાં નેણ;
ગદ ગદ કંઠે ગળી ગઈ, વદને નવ બોલે વેણ. ૩૬
સમ ખાઈ નાર સંતોખીયાં, હેતે વાહ્લાં હાથ;
જરૂરપણે જાવું ઘટે, સોબત રૂડો સાથ. ૩૭
વાસલો ને વળી વેંધણું, કરવત સારડી લીધ;
ઘનાદેને મુકી ઘને, કીધું કારજ સીધ. ૩૮
બેપર કહે ભલો ગઈ, છાનિ કરતાં જે રીત;
કલોલ કરિશ કેરારમાં, પાંચ દિવસતો પ્રીત. ૩૯
જુવો નારી મોટે કરયા, કાલાવાલા કોડ;
અવસાને એ આદરયું, જારી હાકી જોડ. ૪૦
પોહોર રહ્યો જ્યાં પાછલો, કોશ લીધા કુંભ,

ગોપ લેવા તલાવ ગઈ, રૂદે રીઝથી રંભ. ૪૧
પછિત પાછળ પતી રહ્યો, પેઠો પરઠી પેર;
સુતો સેજ તળે જઈ, ગુપ્ત પોતાને ઘેર. ૪૨
નીર ભરે નારી જહાં, નર એક રૂડો દીઠ;
નિરખ્યો નરપની સારખો, અવર ન પ્રથ્વી પીઠ. ૪૩
કુળવંતો વાહાલો નહીં, નહીં પંડીત નહી સૂર;
એક વાહાલો જે ચિતવશો, અથવા જેમાં નૂર. ૪૪
સાન કરી સમજાવિયો, રહોજી મારે ઘેર;
રમો જમો રાજી રહો, પરભાતે બીજી પેર. ૪૫
પંથી કહે સુણ પ્રેમદા, ચિતથી એ નહીં ચાહુ;
મારી નાખે કોઈ મુજને, જીવ મારેથી જાઉં. ૪૬
બીજે મારી ભામ્યની, શીખે મારૂં તંન;
લાભ એમાં શો લીજીયે, મેળવતાં તુજ શું મંન. ૪૭
કદાચિત બીક માથે પડે, સુદ કોણ મુજ સાથ;
શામાં તું છુટી પડે, કાને દેઈ બે હાથ. ૪૮
મુજને દેવરાવે શુળીયે, રાખણ મારૂં કોણ;
માટે હું આવું નહીં, શીખ્યો વિદ્યા એણ. ૪૯
એમ બાધા બહુ સુંદરી વચમાં આપ્યા ઈશ;
ઉનો વા વાયે નહી, જો કરી જુગદીશ. ૫૦
સંકેત બતાવ્યો સુંદરી, ડાહાપણથી ગઈ દેશ;
પગલે પગલે ચેપીયે, કરજો પૂર પરવેશ. ૫૧
મંદીરમાં થઈ માનની, શોભીત આપી સાન;
પંથીને ઘણું પરાક્રમી, દીધું જીવતદાન. ૫૨
જંગ તણેનો પોહોચો દેવામી જે સુનાર;

પુરૂષ ઊઠો જ્યાં પારકો, ચે ત્યાં વાત નીરધાર. ૫૩
ઉદક મોદક મુકયા અતી, ખાંડની એજો તેલ;
મરજન કરવા માનની, રૂડી રંગની રેલ. ૫૪
વારે વારે લે વારણા, ઓપાવે આલી ધન;
ભક્તિ પર ભરથારની, જુવે હેઠેથી જંન. ૫૫
પાક કીધો શુભ પ્રેમદા, સાળ દાળને વ્રત;
મેળ્યાં ભર્યાં ચુરમા, તરતીખેથી તતં. ૫૬
ખાનપાન તરતીપથી, તાન વાનાં ને ગીત;
માન સનમાન શૌખીન સદા, પરસ્પર રાખે પ્રીત. ૫૭
હાવ ભાવ કટાક્ષકર, નેહ ફરૂકયાં નેણ;
ચૈત્રંગ ગંજીફો સોગટાં, રમને અમત વેણ. ૫૮
આલીંધન આદર અતી, દેત નખક્ષત ભીંધ;
હાસ્ય કથા રસ વારતા, વર પરાક્રમ વીધ. ૫૯
સુતાર પડયો નજરે જુવે, ડાહ્યો પણ બહોદીપ;
દેત કરડી પડી રહ્યો, જાણે છેદુ થીશ. ૬૦
જાણ્યું ને હાકેમ લુટશે, નાત કાઢશે બહાર;
એકે વાત ન ઉકલે વીચારે વારમવાર. ૬૧
અંગ ઊઘાડું દાખવે, કરે હાવને ભાવ;
નેણ નચાવી ચાળવે, બહુ બુધ્ધિથી બનાવ. ૬૨
ઘ એકા મશો નમે, નમે નમાડે જુગત;
એક એકના ગ્રાસ પ્રોસન કરે, ભાવે દેખાડે ભકત. ૬૩
પાન સવરાવ્યાં આવિષાં, તંબોળ ઝાંઝણા ખાય;
કરજોડ મોહે આળસ અતિ, મન ગમતુ માહોમાય, ૬૪
રાત પડી એમ રીઝમાં, દીપક ઝાકઝમાળ;

સેજ્ય કુસમની પાથરી, ચતુરાઈ કેરા ચાલ. ૬૫
હાસ ગીત ને નૃત્ય નિધ, જંત્ર રાગ રીધ રૂપ;
અંન્યો અંન્ય આનંદમાં, તે ભામનીને ભુપ. ૬૬
ધણિ બેઠો દ્રષ્ટે જુવે, વધુએ વાધ્યુ વેર;
એને કયમ મુકુ જીવતો, પ્રગટ હળાહળ ઝેર. ૬૭
શીશ કાપુ જો વાંસલે, કે વીંધણે વેંધુ વેદ;
ભવ ભરતાર ભુંડો ભજ્યો, ભ્રાંત્ય રહી નહિ ભેદ. ૬૮
પોપટ કહે પરભાવતિ, ધણિયે દીઠું દ્રષ્ઠ;
ખરેખરો તે ખિજીયો, કાયામાં પામ્યો કષ્ઠ. ૬૯
એ નારી કયમ ઉગરે, જરે રૂડી કયમ જાગ;
સતીપણું કયમ સાચવે, પતી પડે કયમ પાગ. ૭૦
ભ્રાંત્ય ટળે ભરતારની, કયમ આવે એ શું નેહ;
કયમ નારીને નર નમે, સજન કુટંબ સમેત. ૭૧
કયમ જાય પુરૂષ એ જીવતો, કયમ જાય પુરૂષ એ ઘેર;
કયમ થાય સતી શીરોમણી, પરઠો તો કહો પેર. ૭૨
ભામનિ કહેરે મુરખા, પોપટ પંખી પ્રીત;
જુવતિને મેહેલે જીવતી, પ્રીયા પુરૂશની રીત. ૭૩
હોય જો કાને સાંભળ્યું, સમ ખાઈ સાચી થાય;
દીઠો પીઠો દાખીયો, તે કયમ જીવતો જાય. ૭૪
જમતાં રમતાં સુતાં સહી, કરતાં એવાં કામ;
દીઠું તે કયમ માનશે, ઉગરવા કોણ ઠામ. ૭૫
શુક કહે સાંભળ્ય સુંદરી, વિક્રમ તણા વીવેક;
સાચી તે શામા થઈ, નીરમળ વાત કહી નેક. ૭૬
આજની રાત અહિંયાં રહો, જારી જાજો કાલ્ય;

તો સદવિદ્યા ચીખવું, ચતુરાઈ કેરી આપ. ૭૭
કાજોડી કહે કામની, ન રહે ધારણ ધીર;
એ અબળા કયમ ઉગરે, તે કહે મારા વીર. ૭૮

ચોપાઈ.

કહે શુક સાંભળ સાચી વાત, સંભળાવું તુજને સાક્ષાત;
સેજ્ય તળે સુતો સુતાર, મનમાં તેણે કરયો વીચાર. ૭૯
અકળાણો આળસ વાળસ થાય, નીસાસા મુખથી મુકાય;
અરે વચન ભણિયું જેટલે, તરૂણી તે ચેતી તેટલે. ૮૦
રખે સૂરચા એ જોને હોય, કેપ એસાર્યો દીસે કોય;
કાંઈક કૌતક છે કો જન, આપનિયે વિચારયું મન. ૮૧
મારા ઘરમાં નહી જીવ જંત, કહો જડે કયમ તેનો અંત;
રખે ટુકો હોયે ઘણી, ચીંતા પેઠી મનમાં ઘણી. ૮૨
લેઈ ઉઠી વીજારી વાત, ન કરે તો તો થાય ઉતપાત;
તે સ્રિનો ધણી છે તળે, વળગ્યો જાર નારીને ગળે. ૮૩
નગ્ન વિસર્જન છે તે તણાં, લેછે આલિંઘન બહુ ઘણાં,
એવામાં ઘોઓ આવ્યો રદે, જાર પ્રત્યે તે વાણી વદે. ૮૪
સાંભળ પંથી મારા મીત્ર, તુંછે જાતે પરમ પવીત્ર;
કારણ કહું મારા મનતણું, અદ્યાપિ હેત તુજ ઉપર ઘણું. ૮૫
રખે મુજ સાથે સંગથ કરે, હવડાંને હવડાં તુ મરે;
મારી સાથે સંગમ થશે, તારો જીવ જરૂરી જશે. ૮૬
મારે પતિવ્રતા વ્રત જાણ, મારે તજવા પડશે પ્રાણ;
વારે જાર તેનો પાલીમો, મનતણો પડો ઓલીયો. ૮૭
તુજને તેં તેડયો છે કયમ, સાચુ ન કહે તો મારા સમ;
મિરઘ કરે ન લાગ્યું પાપ, હવે સતી કયમ થાયે આપ. ૮૮

ત્યારે નારી બોલી તેહ, નર સંગાથે આણી નેહ;
શીતેર પ્રકાર કરચો સંજોગ, ઇકોતેરમો કરવો ભોગ. ૮૯
નવાણું ભાગનું કારજ થયું, એક ભાગનું બાકી રહ્યું;
તુજને હું ચેતાવું તર્ત, માથે તારે આવ્યું મર્ત. ૯૦
સંભોગ કરીશ તુ છેલો જાણ, પલક એકમાં જાશે પ્રાણ;
તે હત્યા બેસે શીર મુને, તે માટે ચેતાવું તુને. ૯૧
ત્યારે તેણે જોડ્યા હાથ, બોલ્યો તે શામાની સાથ;
તમે શા માટે તેડ્યો મુને, હવે કયમ હત્યા બેસે તુને. ૯૨
કયમ તેં મોત જાણ્યું માહરૂ, કયમ જ્ઞાન અવધિ તાંહરૂ;
પરથમ મુજને તેડ્યો કયમ, સાચુ ન કહો તો મારા સમ. ૯૩

દોહરા.

માનપનિ કહેરે મીત્ર શુણ, વારૂ કહુ એ વાણ;
જો હું વાત જુઠી કહું, તો ઇશ્વરની આણ. ૯૪
મારેને મારા કંથને, દીસંતો જુદો દેહ;
પ્રીત મીનને જળ સમી, જયમ વિદ્યુતને મેહ. ૯૫
જેમ કોયલને અંબવંન, જેમ ચંદ્ર ચકોર;
જેમ અગ્નીને વાયુને, જેમ મેઘને મોર. ૯૬
જેમ કૃષ્ણને રાધિકા, જેમ શશિહિણિને ચંદ્ર;
જેમ રંનાદેને રવી, જેમ ઇંદ્રાણિને ઇંદ્ર. ૯૭
એક ઘડી રહિયે પરાં, વર્ષ બરાબર થાય;
એક દીવસ રેહેવુ પડે, જરૂર જીવરો જાય. ૯૮
કંથ વિના રહેવું પડે, તેથી રૂડું મર્ત;
માટે ગોરજ પુજી ઘણી, કર્યા અંબાના વર્ત. ૯૯
કંથ પેહેલી તો હું મરૂ, એટલું માગુ ઇશ;

ગયા આન ગ્રામાંતરે, દોહલાં મારે દીધ. ૧૦૦
માહા ચીંતામાં હું હતી, આકુળ વ્યાકુળ થાઊં;
હાથી પાછી ચોરીયે, જીવ વરાસે જાઊં. ૧૦૧
હુંછૂ સતી શિરોમણિ, અબળાનો અવતાર;
પર પુરૂષ પરખુ નહી, નરૂર ન જાણું જાર. ૧૦૨
જાુંઠ તે સ્વપ્ને નહીં, પરશું ન કરૂં પ્રીત;
ન કરૂં કુડ નવિ કપટ, રામ દુહાઈ રીત. ૧૦૩
કરગરિ કહુ કીરતારને, તનમનથી હું તંત;
મહાદ્રદ્ર પાસે માંગીયે, માટી પેહેલું મતી. ૧૦૪
સુની એક ઘડી રહે, પણિ વીના ન ધન્ય;
લક્ષ વિ છીની વેદના, ઝેર હળાહળ અન્ય. ૧૦૫
તે પેઊ પરગામે ગયાં, દુઃખ પામુ હું દેહ;
વાટ્ય જોતીતિ તેહની, જેમ દાદુરની મેહ ૧૦૬
ટાળાં વછોડી મર્ગલી, જમ રાતિ હોય રાન;
ત્યમ હું ટળવળતી હતિ, જમ બુડ્યાં હોય વહાણ. ૧૦૭
એક વડિ એક વર્ષનાં, શત કન્દર્પ પે સામે;
તે મન જાણે માહરૂં, દીવશ નર્યે કપમ પામ ૧૦૮
એટલે દ્વિજનન આવિયો, પેટે પંડીત રાન;
જાણે અંત્રીક્ષણથી ઉતર્યો, હોય ઈશ્વર જમ આન. ૧૦૯
નન્માક્ષર નનમોતરી, જાણે ગ્રંથરી પત્રીત્ર;
જાણ ઈધાસ તે અંગના, જાણે ચિન્હ ચરીત્ર ૧૧૦
આગમ નીગમ આદર લહે, જાણે ભાવારથ ભેદ;
જાણે શાસ્ત્ર પુરાણને, જાણે વ્યાકર્ણ વેદ. ૧૧૧
હાથ જોઈ જાણે પેથા, સામુદ્રીક સેંધાણ;

ભૂત ભવિષ્ય વર્તમાન એ, અગમતણાં એંધાણ. ૧૧૨
વાત કહે મનડા તણી, તે વેળાં તે તર્ત,
સુખ દુઃખને હાણ્ય પ્રથ, માણ્ણ જાણે મર્ત. ૧૧૩
શેરી કેરી સુંદરી, હેને દેખાડે હાથ;
જેને જેવુ નીપન્યું, તેવી ભાખી વાત. ૧૧૪
મેં તેડ્યો તેને મંદીરે, જોયો નર નીરદોષ;
પુજી અરથી પુછીયો, તે જોતીકને જોસ. ૧૧૫
પ્રશ્ન કરી પંડીત કહે, કેહેતા ચડશે રીશ;
કેહે તુંતો સાચુ કહુ, જેહ લખ્યું જુગદીશ. ૧૧૬
કરગરતે કહ્યું કરગરી, શતધા દીધા સમ;
તમેં માહારા તાતછો, સાચુ ન કહો કયમ. ૧૧૭
ત્યારે તે વિપ્રે કહ્યું, નીતિમાન તે ન્યાળ;
આજ તણિ મધ્ય રાત્રીયે, કંથ તાહારાનો કાળ. ૧૧૮
નીશ્ચે મરશે તુજ નાવલો, હોશે તુજને હાણ્ય;
વચન મીથ્યા જાશે નહીં, વેદ વચન નીરમાણ. ૧૧૯
ત્યારે હું પાગે નમી, કીધો મેં બહુ ક્રોધ;
પ્રાણ તજવા મેં માંડિયા, પ્રશ્ન તણે પ્રતિબોધ. ૧૨૦
મારો સ્વામી કયમ ઊગરે, તે કહોને મહારાજ;
કાહોતો દેહ મારો તજુ, આ વેળામાં આજ. ૧૨૧
કાહોતો આભૂષણ આપિયે, લુટાવુ ભંડાર;
કાહોતો જોગણ થૈ વન ભમુ, ઉતારૂ શણગાર. ૧૨૨
પૃથવી પરદક્ષણા કરૂ, કહોસો કરૂ કાંઈ વર્ત;
ઉંપવાસ કરૂ ખટમાસના, શીળ વ્રતની શર્ત ૧૨૩
કાહોતો ચાંદ્રાયણ ચોથણાં, કાહોતો ન્હાહુ ગંગ;

નામ ઊગરે મારો ધણી, રૂડો બતલાવો રંગ. ૧૨૪
ચાર ભાઈ મારા ચતુર નર, પાંચમો માહારો બાપ;
છઠ્ઠો માહારો જીવડો, આપુ આપોઆપ. ૧૨૫
કંથ અમારો ઊગરે, પ્રભૂ કહો તે પેર;
બાહ્ય પકડી બેસારીયો, ગુણવંત રાખ્યો ઘેર. ૧૨૬
વિપ્ર વળતો વાણી વદે, સાંભળ માહારી માત;
કંથ ઊગરે તાહરો, તે કહુ સાંભળ વાત. ૧૨૭
લાજ મુકુશું લક્ષવરો, કહુ તેવુ કર કામ;
સુંદરી તજો સતીપણું, જો હૈડે હોય હામ. ૧૨૮
પાણી સેવા પરવરો, તળાવ વગડે તીર;
નીરમળ પે નાહાવણ કરો, શુધ્ધ થાય શરીર. ૧૨૯
વટેમારગુ વાટપના, જાતો દેખો જેહ;
તેડી લાવે તારૂણી, નરશું આણી નેહ, ૧૩૦
ભરતારથી સરસ ભક્તી કરો, ભીંન ન રાખો ભ્રાંત;
કંથની પેરે તે વડો, અધીક થઈ એકાંત. ૧૩૧
લજ્યા લેશ કરેશમાં, નેક ન રાખીશો નુંપ;
ન ગણિશ પોતાને પારકો, ન ગણિશ પાપ કે પુન્ય. ૧૩૨
જમાડજે રમાડજે, ગમાડજે ગુણ ગીત;
આલી ધન આપાવજે, પતી થશે બહુ પ્રીત ૧૩૩
એટલું કરજે કામની, ઉગરશે તોહારી ગાળ;
મધ્ય રાતે મટી જશે, કંથ તાહરાનો કાળ. ૧૩૪
પર પુરૂષ જો આદરી, ભાવે કરશો ભોગ;
તરત પ્રાણ તેના જશે, સાચો એ સંજોગ. ૧૩૫
શીખ આપી સંતોષીયો, વિપ્ર વોળાવ્યો વર્ત,

તે ચેળા તળાવથી, તમને તેડ્યા તર્ત. ૧૩૬
ખાધું પીધું ખુશી કરી, ત્રીજી કીધું રાજ;
આલીંધન અંગે કર્યું, કંથ જીવાડણ કાજ. ૧૩૭
માહારૂં કામ મેહેનો કર્યું, થાશે કુશળ ક્ષેમ;
જ્યાં સ્વામિ માહારો હશે, હેડુ પાળો હેમ. ૧૩૮
કાળ વિત્યો મુજ કંથનો, પણ તાહારોછે કાળ;
ચેતે તો ચેતાવિયે, મુજમાંતો એ માલ. ૧૩૯
ત્રણ પોહોરનો મીત્ર તું, પામે જ્યારે મર્ત;
અમો હત્યા કુપાં છુટીયે, માટે ચેતાવું તર્ત. ૧૪૦
હું સતી શીરામણી, કુડુ ન કરૂં કામ;
કંથ માટે કરવું પડ્યું, તે જાણે મારો રામ ૧૪૧
તાહારે ચેત્યો ચતુરનર, તેં કહી વારૂ વાત;
હુંતો તાહારો દીકરો, તુંતો માહારી માત. ૧૪૨
જાણશે શું કીજીએ જેણે તુટે કાન;
તુંતો માહારી માવડી, દીધું જીવતદાન. ૧૪૩
પલંગથી હેઠો ઉતર્યો, તે જુવતિનો જાર;
ચેનાવ્યો ચતુરાઈથી, ભાગ્યનિયે રાખ્યો ભાર; ૧૪૪
કોપ ચડ્યો તો કંથને, તો ઉડતો તો શીશ;
તે ગુણ જાણીને ગયો, રૂપ કરી નહિ રીસ. ૧૪૫
શાબાશ શાબાશ સુંદરી, શાબાશ તાહરૂં હેત;
આણ તનત પોતાતણા પિતા ભ્રાત સમેત. ૧૪૬
શણગાર શંકાર લુટાવતિ, કરતી તીર્થ વ્રત;
નેમતમ કરીને માહરૂં, ભોડી નાખ્યું મર્ત. ૧૪૭
લાજ લોપી પોતાતણિ, વિપરીત બોલી વાણ્ય;

સામદામ લેઈ કરી, ઊગારયા મારા પ્રાણ. ૧૪૮
એ નારથ તણી નિંદા કરે, કે પુછે આણે પેર;
તેને કુટંબથી કાહાડીયે, તેડું નહીં મુન ઘેર. ૧૪૯
પદ્મણીને ઘણાં વાના કરયાં, સ્તુતિ કીધી તે સાથ;
સગા સહોદરે સહિત, વેમાણ ઝાલ્યાને હાથ ૧૫૦
સ્વામી નીસર્યો સેન્યથી, પ્રીતે પ્રણમ્યો પાય;
વારૂ વાક ક્ષમા કરો, રહો જોવા આ ઠાય. ૧૫૧
જુઠે લોકે ભંભેરીયો, ભાગ્યતિનો આવ્યા પાર;
તેને ઘેર તેવું થજ્યો, તું મારી આધાર. ૧૫૨
વિજોગ પડજો એ શત્રુને, ભાગો તેહેનું ઘરસૂત્ર;
નારીની નિંદા કરી, મરજો તેના પુત્ર. ૧૫૩
વણ વાંકે ગરાવતો, સતી શિરોમણી નાર;
તેહેને હું તેડું નહીં, રાખું નહીં વેહેવાર. ૧૫૪
હેત પ્રીત દેખી નવ શકે, કરે તે નીચ નેટ;
તેને તેવુ દુઃખ હજો, લાગજો પીડા પેટ. ૧૫૫
ગાળો દીધી તેણે ઘણી, લોકોને દશ વીશ;
જુવતિ કેરા જારને, પાગ નમાવ્યું શીશ. ૧૫૬
આજ પછિ જે જીવીયે, તે તાહારો પરતાપ;
નવો અવતાર આપ્યો તમો, વેદ પુરાણે છાપ. ૧૫૭
પદ્મણી પંચ રાવમાં, રાખ્યો રૂડી રીત;
વસ્ત્ર પાચે પેહેરાવીયાં, પુરણ આણિ પ્રીત. ૧૫૮
વેમાણ તે વનિતાનો થયો, હેતે જોડ્યા હાથ;
કુટંબને આગળ કરી, સ્ત્રીને તેડી સાથ ૧૫૯
નાદ કરો નીજ નારથની, પુઠ જુયો જે પેર;

# શુડાબહોતેરી.

વાત ૪ થી.



ચોપાઈ.

સ્મર્ણ કરૂં શ્રીસારદા માત, પુજુ શ્રીગણપતિ સાક્ષાત;
શુકબહોતેરી કહુ સંવાદ, અંતરમાં આણી ઉલ્લાદ. ૧
ત્રીજા દીવસ કેડે તારૂણી કામ્પની કામાતુર કારૂણી;
સજી સણગાર ભલેરી ભાત, રામા નીસરી પડતે રાત. ૨
ચોથા દિવસ કેરી ચાતુરી, અતિ ઉલ્લાદ અંગે આતુરી;
એટલે પોપટ બોલ્યો વાણ, સાંભળ તું તો ચતુરસુજાણ. ૩
માન્યું છે અમારૂ મન, તુજને તો હું ધું ધન ધન;
રમી રાત વેહેલા આવજે, નવી વાત રૂડી લાવજે. ૪
સંકટ પડે ધજો સામર્થ વગોવાશો તે તો વ્યર્થ;

દેવરાજનો નરોતમ્‌, નહાની કન્યા વરેયો તો નામ. ૫
નહાની વહુયે કીધું કામ, કરજો એ સંભાળી ઠામ;
ઘણા હેતથી દેતા હશી, પાણી શુકનિ મનમાં વશી ૬

## દોહરા.

પગ પેંચી રહી પ્રેમદા, સાંભળ શુક શ્રીવંત;
તમો વાત રૂડી કહી, ચોટી મારે ચેત. ૭
નરોતમ નર કોણ છે, કોણ છે નહાની નાર;
શ્રી વિદ્યા કેવી કરી, જોય રમી કયમ જાર. ૮
નારી કહે સુજને કહો, પક્ષી જાત પવિત્ર;
નિત્ય કરૂછુ તેમ કરૂ, શીખુ સારૂ ચરિત્ર. ૯
નારી નાહી નીરમા, ભીનાં પેરયાં વસ્ત્ર;
છો ઉગર આસન્ કરયું, દેહેથી ટાળ્યો દસ્ત્ર. ૧૦

## ચોપાઈ.

ગંગા ગોમતી વેહેછે ત્યાંહ, ગામ એક તરણીપર ત્યાહ;
દેવરાજ શ્રાવક વાણિયો, જગ બાધામા તે જાણીયો. ૧૧
નરોતમ નાનો એક પૂત, શુભ શોભિત તેનું ઘર સુત્ર;
નહાનિ વહુ પરણ્યો તેં નાર, અતિ શેઠાણી અપરમપાર. ૧૨
કામવતિ, રૂપવતિ રતી, મહા મનોહર મોટમ મતી;
વણિજ જાત ન જાયે વાહિ, દિલ પેતાને તેતો ગ્રાહી. ૧૩
ગામ વચ્ચે માંડે તે હાટ, વેચે સોદો વેહેતી વાટ;
શેરીમાં છે મંદીર એક, રેહેવાનો ત્યાં ઠામ વિવેક. ૧૪
ઘર હાટ જુદાછે જયાહ, એક ચઉટે એક શેરી માંહ;
રાત પોહોર જાયે જાહરે, પોઢવાની વેળા તાહરે. ૧૫
હાટ મધે સુવે નેસતો, ચોર ચપારના ભયની વતિ;

હાટે સુવા નિત નાશી જાય, વાટે એક તમાસો થાય. ૧૬
હાટે પોટે પણિયાણી ઘણી, ગુણ લક્ષણને પ્રીતી ઘણી;
વહુ સુવા જાયે હાટમાં, મળે પુરૂષ કોઈ વાટમાં. ૧૭
રજપૂત રૂડીઆળો વાંકડો, મરડે મુછ રાખે આંકડો;
હાથે ધરે ભાલો તરવાર, કમર મધ્ય બાંધે કટાર. ૧૮
મહા પ્રચંડ પાતળીયો છેલ, મન માન્યો માન્યનિને મેલ;
જાણુ વરખડાનું વાટમાં, ઘરધણીનો છે હાટમાં. ૧૯
જાળા હેઠે જારી રમે, કરે કલ્લોલ જેમ મનને ગમે;
કોણે નવ જાણ્યો તે મર્મ, દૈવે સાખ્યો તેનો ધર્મ. ૨૦
એ વાત છાની નવ રહે, કરે છાનું પણ લોકો લહે;
મંહા હડકાયુ છે એ પાપ, વિચાર કરો સહુ આપો આપ. ૨૧
તેની કોપ નવ જાણે વાત, મળે એકઠાં રાતોરાત;
એક દિવસ પોઢ્યાતાં સહુ, હાટે સુવા જાતાંતાં વહુ. ૨૨
મળ્યો વાટે માન્યનિનો મીત્ર, જેથી ચતુરા રમે ચરીત્ર;
વિનોદ વરખડા હેઠળ વાદ, કાને સાંભળ્યો ભુગળ નાદ. ૨૩
શામા કહે સાંભળો સુણો, ભલી વાત મુજ સાથે ભણો;
ભુંગળ કયાં વાજે કહે નાર, વળતો બોલ્યો જુવતીનો જાર. ૨૪
આજ આવ્યા ભવૈયા ગામ, રમે રાત ચોરે તે ઠામ;
જોવા મળ્યા છે ઝાઝા જન, માહરૂં તો તુજમાં છે મન. ૨૫
ના કહુછૂ પણ તેમા હતો, નીકળિ આવ્યોછુ અણછતો;
તમો હાટે જાઓ જાહરે, અમો જોવા જાશું તાહરે ૨૬

દોહરા.

નાહાની કહે નર સાંભળો, રાપતણાછો રાગ્યો;
માંહારા મીત્ર તમો ખરા, મુજને તેડી જાઓ. ૨૭

મેં જનમે દીઠા નથી, ભવૈયા રમતે ભાત;
ઊતાવળાં જઈ આવિયે, વહી જાશે રિખ રાત. ૨૮
રામાને રજપૂત બે, જોવા કારણ જાય;
પાછળ જૈ ઊભા રહ્યાં, ગાણાં જે ઠામે ગાય. ૨૯
દશ બારેક છે દીવિયો, લોક છે અપરમપાર;
વાજા વાજે વિધવિધે, સોભા જોતા સાર. ૩૦
નાચે ઍળા નૃત કરે, બોલે બાવત બોલ;
થેઈ થેઈ ત્યાં થૈ રહ્યું, તરતીબ ઘણેરો તોલ. ૩૧
નહાનીનો નીચી ધણિ, તનક ન દેખે તાન;
પુરૂષને કહે પાછા વળો, ગમે નહી એ ગાન. ૩૨
પલક દ્રષ્ટે પડતું નથી, તમાસાનો ટેક;
પુછે પતિ ઘેર આહરો, ત્યાં શો કરૂં વિવેક. ૩૩
સુતને જૈ ઊંધી કરો, પૂરણ દેખુ પેર;
તનેક તમાસા જોઈને, ઘડિ એક જાઈ ઘેર. ૩૪
તરત તેડી તે તારૂણી, આજુ આણી હેત;
પાગરણું હોઠાડ્યું પોતા તણું, લાહો લાખેણો લેત. ૩૫
જુવે છે જુગતે કરી, હાસ કથા રસ હોય;
સોડશીતન સુંદરી, કળી શકે નહી કોય. ૩૬
ત્યાં સમરો પોતા તણો, નહાની વહુનો નેટ;
તે ઘરડે દીઠી ઘર વહુ, પડ્યો ધ્રાશકો પેટ. ૩૭
એતો આપણી કુળ વહુ, વણીજ આપણિ જાત;
રાત સમે એ એકલી, ભલી નહી એ ભાત. ૩૮
કૃપમ જોવા આવી કામની, એતે કયાંની રીત;
લોક જુવે છે લક્ષણા, પુરણ એ શી પ્રીત.

પ્રભાતે જ્યારે પુછશું, નહિ માને કામ્યનિ કે કંપ;
'એંધાણ રાખુ કાંઈ એહનું, ચેતાવું નહિ મિન.' ૪૦
હળુવે હળુવે હાથે વતિ, લીધું પગનું ઝેર;
પછવાડેથી પરવર્યો, ઘણા લોકની પેર. ૪૧
તેડીતિ તે તારૂણી, આગળ પાછળ પાગ;
પાછળથી ડોસો લઈ ગયો, લક્ષ્યા પામ્યો લાગ. ૪૨
રાટીમાં બાંધી રાડીઓ, રાખી મનમાં રીસ;
હાથે કહુ એના કંપને, છેદું નાકને શીશ. ૪૩
અતિ ઉલટ ઊમેદમાં, પૂરણ હરખની પેર;
જોખ જોવા રહ્યો નહિ, ગયો પોતાને ઘેર. ૪૪
એતી તે ચતુરા ચિતમાં, ડોસાએ વાળ્યો દાટ;
કપમ જાઊ માહારે મંદીરે, કપમ જાઊ મારે હાટ. ૪૫
ડોશીને ડોસે કહ્યું, આ જોજો વહુના કામ;
ભવૈયા જોવા આવિયાં, જ્હાંછે બાધું ગામ. ૪૬
કુણ જાણે કોઈ પુરૂષની, કેડે ચઢીતી આપ;
તેતો એહે નવ ઓળખ્યો, છેલ પુરૂષ કોઈ છાપ. ૪૭
મેં પણ કામ પાકુ કરયુ, ત્યાં હુતી લોકની પેર;
છાનું લીધું છેતરી, ડાબા પગનું ઝેર. ૪૮
ડોશી કહેરે ડોસલા, તેં કીધું પુરણ પેર;
નાકને ચોટલો કાપશું, આવવા દ્યો નિજ ઘેર.' ૪૯
એના મા બાપને તેડીએ, તેડશું એનો ભ્રાત;
પછી આપણે પુછશું, એહ ઝેરની વાત. ૫૦
પોપટ કહે પરભાવતિ, એમ થયો ઊતપાત;
હવે જવાપ ત્યાં શી થશે, ફેરવશે કપમ વાત.

એહ વિજારી શી કરે, ને પ્રીછયો સઘળી પેર;
સ્ત્રિની લજ્જા કયમ રહે, જાય શી રીતે ઘેર. ૫૨
કયમ પાગે લાગે પતિ, કયમ વશ સસરા થાય;
કયમ સાસુ સતી કહે, કયમ ગુણ એના ગાય. ૫૩
સાન ગઈછે સુડલા, ઘેહેલો થયો ગુમાર;
સાચી નવ થાએ સુંદરી, ભોળવાય નહીં ભરતાર. ૫૪
પ્રત્યક્ષ દીઠું પારખું, લીધું પગનું ઝેર;
ઊત્તર શો દેશે બાપડી, થયો તરણાનો મેર. ૫૫

ચોપાઈ.

શુક કહે કથા કહું કથી, ચતુરા ચરિત્ર તું જાણતી નથી;
વિસ્તારીને કહુ એ વાત, રાખુ ઘેર આજુની રાત. ૫૬
કરજોડીને કહે કામ્પનિ, જાણું નહીં જારી જનમ્પનિ;
સારી પેર એતો કહો, લાયક લક્ષણ જે તું લહો. ૫૭
શુક કહે કામ્પનિને કથા, જસ લાધા જુવતીથી જથા;
સસરે જ્યારે લીધું ઝેર, જોયું જુવતિયે પાછળ ફેર. ૫૮
આળખ્યો સસરો પોતાતણો, ગુણ દેખાડ્યો તેણ ઘણો;
સોલંકીને કહે સાંભળો, મુકી દો મનનો આમળો. ૫૯
તમે તમારે જાઓ વાટ, મુજને હેતે મુકો હાટ;
અનરથ આજ અદકેરો થયો, સસરો ઝેર લેઈને ગયો. ૬૦
તે પ્રભાતે લેશે પ્રાણ, એવી કહી વિનતાએ વાણ;
કહે સોલંકી છેદું શીશ, કાણ પુછે ઉગમતે દીશ. ૬૧
નારી કહે જો નવ્ય કીજીએ, હત્યા માથે શોદ લીજીએ;
એમા શું જાએ તાહરૂ, વેચાય ઘરેણું ઘર માહરૂ. ૬૨
તમે તમારે મંદીર જાઓ, ગુણ તમારા વરના ગાઓ;

વિનતા તેતો વહિ વાટમાં, હેતે ઘણે આવી હાટમાં ૬૩
કંથને ઉઠાડ્યો કામ્યની, જાંમ દોઢ ગઇ જામ્યની;
સ્ત્રિ બોલી સ્વામીને સાથ, હેતે કંઠે વાળ્યો હાથ ૬૪
કાલાવાલા કીધા ક્રોડ, કંથ આગળ રહી કરજોડ;
પતિજને તેણે વશ કર્યો, જગાડ્યો નિંદ્રાનો ભર્યો. ૬૫
કંથ કરો એક માહરૂ કાજ, વચન આપોતો માગુ આજ;
વનિતા બાલ રૂદેમાં વસ્યો, હેત કરી નરોતમ હસ્યો. ૬૬
શું માગે માનુની માહરી, તે આશા પુરૂ તાહરી;
કહોતો આપુ સારી સુખડી, જેહ થકી ભાગે ભુખડી. ૬૭
તું કહેતો મવરાવું પાન, મનમાનીતું આપુ માન;
કહેતો આપુ ખારેક ખજુર, લવિંગ સોપારી હેત હજુર, ૬૮
ભામ્યની કહે ભવૈયા રમે, ગુણ તેના માહારે મન ગમે;
રૂદયામાં લાગીછે રાઢ, દુઃખ ભાગેતો તે દેખાડ. ૬૯
પુરૂષ કહે એ ન કરૂ કામ, રમે ભવૈયા ચોરા ઠામ;
દારા કહે દુઃખ માહારે રહ્યું, વચન તમારૂ વેહેતુ ગયું. ૭૦
ના હા કરતાં આણ્યું હેત, પરવર્યો પાંચે વસ્ત્ર સમેત;
નારીએ નરને લીધો સાથ, હેતે બે જણ વળગ્યાં હાથ. ૭૧
રાત અંધારી કોય નવ લહે, પ્રીત વચન મોઢેથી કહે;
તમાસો જોવા ચાલ્યા તેહ, નર નારીને અધિકો નેહ. ૭૨
સર્વ થકી પછવાડે રહ્યાં, સસરે જેર લીધું ત્યાં ગયા;
કંથ તમોને શું કહુ કથી, મુજથી કાંઇ દેખાતું નથી. ૭૩
કેહેડ તમારી તેડો તમો, તો તમાસો જોઇએ અમો
કહ્યું કામ્યની કેરૂ કીધ, ઊંચી કરિ ઊછંગે લીધ. ૭૪
જોતાં પલક થઇ જાઇરે તે નારી બોલી ત્યાહરે;

ખાણું જોવુંને ખાવું અવતાર, ખાવું તમારો વણજ વ્યાપાર. ૭૫
ખાવું સાસરૂ ને માહરૂ, ખાવો ઘરસૂત્ર તાહરૂ;
ખાવું રમવુંને ખાવું ગુણ રૂપ, પડુ જઈને મોટે કુપ. ૭૬
ગળે ફાંસો ઘાલીને મરૂ, દેહમાં જીવ માહારો નહીં ધરૂ;
વછનાગ સી પીયે, પાથેર ખાઉ, સસરા સાસુ પાસે નહીં જાઉ ૭૭
ખમાખમા એ તે શા માટ, પેજણ પાછાં ચાલ્યાં વાટ;
હેઠી ઉતરી ચાલી નાર, કરતી પોકાર અનેક પ્રકાર. ૭૮
આક્રંદ કરે તે નાર અતિશ, કુટવા માંડ્યું તેણે શીશ;
હાથે હૈડુ હેને હણે, નહીં જીવું નહીં જીવું ભણે. ૭૯
વણિજ કહે એવડું શા માટ, હઠ કરતા બે આવ્યા હાટ;
તાહારે પેહેર મુરખ છે તાત, તેણે વિપરીત કીધી વાત. ૮૦
છાનો છાનો આવ્યો ફેર, લીધું ડાબા પગનું ઝેર.
વસ્ત્ર શીશ નાંખીને વળ્યો, એ પેસો આપણું ઘેર ગયો. ૮૧
મુંઝને ઝાંખી પાડી ધણી, કપંમ આવ્યાં ઘણી પાણી ધણી;
કહાન કો શું કરિયે વાત, કપમ સાંભે એ માઝમ રાત. ૮૨
સસરો નહિ વેહેરી જાણિયો, એવો નહિં જાતે વાણિયો;
લાગ લાગ્યા ને જોવા ગઈ, તમે હા મોઢેથી કહી. ૮૩

દોહરા. ૮

કપ કહેરે કામ્પની, તજ મન ચિંતા આપ;
સવારે સમજાવશું, જખ મારેછે બાપ. ૮૪
મા બાપને મંદીર થકાં, કાઢી મુક્યું કાહપ;
અન પાણી આપુ નહીં, મનુરા હાટમાં માહપ. ૮૫
કલંક માથેથી કાઢવા, ભુંડી રંડા પેર;
સાસુ સસરાને નીપજું, શુણજો તેની પેર. ૮૬

સાસુને સસરે કહ્યો, વેવારનો ન વાંક;
આપણે ઘેર છાજે નહી, અતીશે આડો આંક. ૮૭
કાલે કાઢી મુકીએ, વાઢીએ એનું નાક;
આજ આવીછે હાથમાં, જેમ ચમરખે ચાક. ૮૮
વાંક કેહેતાં જા વહુ તણો, માનતો નોહોતો મુઢ
પ્રતક્ષ દીઠું પારખું, પરવત સરખું પ્રૌઢ. ૮૯
ઉદરમાં આરણેદય થયો, વહુ ના આવી વાસ;
શું મુખ લેઇ ઘેર આવશે, પ્રીત કરવાને પાસ. ૯૦
આવ્યો પુત્ર પોતાતણો, મોટું દીઠું મુખ;
બોલાવ્યો બોલે નહીં દાવાનળ સરખુ દુઃખ. ૯૧
મબાપ કહે સુણ મુરખા, અભાગીયા અજાણ;
કોઇક દીવશે કામ્યની, લેશે તારા પ્રાણ; ૯૨
અલખત લુટાવે આપણી, તજાવે ઘરકે ગામ;
નાત બાહાર કઢાવશે, કરશે એવાં કામ. ૯૩
લાડકવાઇ તાહારે વહુ, તેહ ચડાવી શીશ;
આજ દેખાડું પારખું, જોગણીયો છે દીશ. ૯૪
પોહોર રાતે જોવા ગઇ, વહુ તમારી જાત્ર;
વરણ અઢાર ત્યાં હતાં, જો કોઇ પ્રાણી માત્ર. ૯૫
તાહારો તાત પણ ત્યાં હતો, ઘણા લોકની ઘેર;
પ્રેમદા પગથી કાઢીયું, ડાભા પગનું ઝેર. ૯૬
નીશાની રાખી નારની, તું જો મુરખ તંગ;
કાઢી મુકો કામ્યનિ, તો માને મારૂં મંન. ૯૭
કોહો એનાં મા બાપને, શીખામણ દે સાર;
અવગુણ અનેક એ નારના, ગુણ એના ભરતાર. ૯૮

આબાપથી બોહયો બેટડો, કુડી પોતનું કર્મ
ઘરડા થયા ગતી ગઇ, કેટલીક રાખું શર્મ. ૯૯
જાત્ર ત્યાંહાં જોતી હતી, ભુંડુ બોલતા ભાડ;
ઔર લીધું તે ઝાંપડા, હતો હું મારી રાડ. ૧૦૦
લાજ મુકી કેહેવું પડે, અકરમી આગળ આપ;
જુવતી જોડે હું હતો, પાપે દીઠો બાપ. ૧૦૧
પ્રાણ તજીછે પ્રેમદા, બેસે હત્યા શીશ;
દેશપતિતો દંડશે, કેટલું કહું આ દીશ. ૧૦૨
હવે કુંવારો હું મરૂ, પાનુ નહીં કન્યાય;
ઔર લેતાં ગોઝારા થયાં, કીધો માહા અન્યાય. ૧૦૩
કરજોડી કંપને કામ્યનિ, પ્રીતે લાગ્યાં પાગ;
હાટે ગયાં તે હેતથી, જુવતિ બેઠી તે જાગ. ૧૦૪
નર નારી નોહોરા કરે, અકલ ઘણીથી આંક;
એહુ ગુનો બકશો મુનો, ક્ષમા કરો અમ વાંક. ૧૦૫
એ જડે જાખ મારી ઘણી, અંધ શું દેખે આંખ;
તુ મોટાની બેટડી, અપરાધ અમારો સાંખ. ૧૦૬
હવે કહીએ જો કોઇ દીવસ, વાંક ગુનાના વાકય
તોં તુ ધરીને કાપજે, સસરા કેરૂં નાક. ૧૦૭
કાલાવાલા કરી કરગરા, હેતે જોડ્યા હાથ
શ્રીજ પોહોર મનાવિયાં, સારૂં સસરા સાથ. ૧૦૮
સાસુ સસરા પાગે નમ્યાં, પાગે નમાયો કંથ;
રામાનું જુઠું કરયું, ચતુર વિચારે ચિત. ૧૦૯
ઘરેણાં ઘડાવિયાં, સજ કરયા શણગાર;
જીવ્યાં સુખે જો પંસાં, ભામ્યનિને ભરથાર. ૧૧૦

ઓશીઆળાં સાસુસહીત, ઓશીયાળો એનો નાહો;
કાણ કળંક જાણ્યું નહી, લીધો લાએણા લાહો. ૧૧૧
વિદ્યા વિજારી તણું, અપરમપાર અપાર;
ભણી જાણે ને ભામ્પની, કરે વિધ વિધ વિચાર. ૧૧૨
વીજાર વણ જારી કરે, ડાહી ઘણેરી ગાય;
તે ખાતે ખાય ખાસડાં, તનકું તુટી જાય. ૧૧૩
શુક કહે સાભળ સુંદરી, એહ વીજારી વાત;
અણ સમજે કામ એ કાં કરો, થશે મહા ઊતપાત. ૧૧૪
વિદ્યા ભણતાં વિચારજો, કરજો એવાં કાજ;
નહી તર પરીયા પાંચની, લક્ષયા જાશે લાજ. ૧૧૫
ચાર વાત એ ચતુરનર, વાણી વેદ વિલાસ;
શ્રીગોડ માળવિ વિપ્ર શુભ, કેહે કવિ શામળદાસ. ૧૧૬
વાસી વેગનપુરતણા, ગુજરદેશ ગુણનીધ;
શેવક શ્રીવિશ્નુતણા, સત શનેશ્વર રીધ. ૧૧૭
પિતા પુરૂષોતમ તણા, કહે કવિના કરજોડ;
શામળ કહે સહુ સાંભળજો, જય જય શ્રી રણછોડ ૧૧૮



# શુડાબહોતેરી.

## વાત ૫ મી.



### દોહરો.

પ્રથમ સારદા પરણમું, પુન્જુ ગણપતિરાય;
વદુ શ્રી વિરભદ્રને, ગ્રંથ સંપુરણ થાય. ૧
ચારે વેદમાં ચાતુરી, અષ્ટાદશ પુરાણ;
સ્ત્રિ ચરીત્ર સુણો ઘણી, વાણી વીઆસ વિનાણ. ૨
પ્રથમ કલ્લ કે દેખાડિયું, સુકરી જાણુ તંત;
સતિપણું સેને પયું, જો માથે આવ્યું અંત. ૩
નીચ જાતી તો નિંદયો, જાણુથી એતો જાર;
પંડિત જન તો પારખે, બાયપનિ રાખ્યો ભાર. ૪
એ વિદ્યા ન કોઇ ભણે, છેતરયો તે નવ જાય;

કોઈ પંડિત કોઈ મૂરખા, કાં રંક કાં રાય. ૫
આદી અંતને આજ પણ, કાં શત્રુ કાં મીત્ર;
ચૌદ વિદ્યા ચોસઠ કળા, શીરોમણ સ્ત્રી ચરીત્ર. ૬
પાચમે દીવસે પ્રેમદા, આવી ચતુરસુજાણ;
શણગાર સોળ અંગે સજ્યા, પરાક્રમ પુર પ્રમાણ. ૭
પરવરી પોપટ પાંજરે, બોલ્યો શુક શુભ વાત;
ભલે ભલે પધારીયેં, પ્રભાવતી મુજ માત. ૮
શામાજી શીદ જાઓછો, સજીને રૂડા સોળ;
અંગ રાગ કીધા અધિક, મુખ ભરીયાં તંબોળ. ૯
શુક હું તુજને શું કહું, જાઉ જારીયેં જોર;
શિખવી વિદ્યા સર્વ તેં, અકળ કળા અઘોર. 10
ભલે પધારો આપનિ, કારણ આણી પ્રેમ;
પ્રેમદા જેમ પૃથીરાજની, તમે કરંજોજી તેમ. ૧૧
કોણ જાણે કોઈ દેખશે, સૌ કોઈક જન કેડ;
શુભ વિદ્યા સમજાવિયેં, જાર વિદ્યાના જેડ. ૧૨
પગ થંભી રહી પ્રેમદા, કોણ હતો પૃથીરાજ;
કોણ એ સુભગા સુંદરી, કેવાં કીધાં કાજ. ૧૩
નીરખ કરગતિ તેમ કરયું, બીને પક્ષે ભાંત;
આસન છો ઉપર કરયું, આપે વૈ એકાંત. ૧૪
કહેછે શુક સારી કૃપા, કામની ધરેછે કાન;
પવીત્ર કથા પૃથીરાજની, રાણી થઈ જે રાન. ૧૫

ચોપાઈ.

ધારાનગર ધરમી શુભ ગામ, પૃથીરાજ રાજાનું નામ;
ભોજ તણો એતો છે પૂત્ર, શોભીત રૂડું ઘે ઘરસૂત્ર.

શુભ સુભગા સુંદરીનું નામ, રૂપે રૂડી કોટિક કામ;
અષ્ટાદશ વિદ્યા તે ભણી, ગુણ સઘળાએ ગૌરવ ગણી. ૧૭
જારવિદ્યા કેરૂ મન થાય, રાજ મેહેલથી નવ જવાય;
આકુળ વ્યાકુળ તેતો થઈ, એક દીવસ જારીએ ગઈ. ૧૮
તેનો તુજને કહુ વિસ્તાર, વીજારવિદ્યાથી પામી પાર;
એક દીવસ રાણી માળિયે, બેઠી જોખ કરે જાળિયે. ૧૯
વીણા જંત્ર કરેછે ગાન, પ્રીતેથી ચાવ્યાં છે પાન;
એટલે એક જોગી અદભૂત, અંગ બાધે ભરી વિભૂત. ૨૦
અધિક શોભા તે કામે હતી, કાયા કારમી નૌતમ નથી;
માગવા મધુગરિ આપે આવ્યો, પ્રેમદા કેરી દ્રષ્ટે પડ્યો. ૨૧
મોહ પામીને વાગ્યું બાણ, પરવશ પડ્યો રાણીનો પ્રાણ;
છેક વાત હોછી છાનીએ, પ્રેમદાની બુદ્ધિ જાણીએ. ૨૨
પંડીતની નાર મુરખ પે જાય, ધનવંતની નાર ગરીબ શું ખાય
ઊંચની નારી નિચ પે રમે, ગુણિજનનિ નારને નિરગુણ ગમે
સોવાસાની તોડે પ્રીત, રામામાંછે એવળી રીત;
વાટે જાતા પ્રીતિ કરે, પારકુ મન ક્ષણમાં હરે. ૨૪
કેટલા અવગુણ કહિયે ઘણા, અવનિમાં આજ તરૂણી તણા;
જેટલુંછે સાગરમાં નીર, એટલા અવગુણ તરૂણીના તીર. ૨૫
રાજાની રાણી માણે રાંક, એતો નિશ્ચે આડો આંક;
તે રાણીએ દીઠો જન, વિહવળ થયું માગ્યનિનું મન. ૨૬
ઘણાં વાનાં કરી તેડીઓ, ઠેલી પોતાની મેડીઓ;
આસના વાસના આપી કોડ, કામ્પનિ ઊભી રહી કરજોડ. ૨૭
ખાન પાન મુક્યાં પકવાન, માન્યનિયે માગ્યું વિરજદાન;
હાવ ભાવ કટાક્ષજ કીધ, તન મન ધન સોંપિને ચોરી લીધ. ૨૮

તે સીધ સમજ્યો છે પેર, હું કયાં આવ્યો એને ઘેર;
તપ તપ મારૂં મીટયા પછી, દેહેની હાણ હસારત હશે. ૨૯
બેઠો તેવો તે ઊઠીયો, જાણે કો મદગળ છુટીયો;
હેતે નારી ઝાલ્યો હાથ, સ્નેહ કરવા માંડ્યો તે સાથ. ૩૦

દોહરો.

સિંધ કહે શામા સુણો, રાણી રીષનું રૂપ;
તારો કંથ કોડામણો, ભારે નગરનો ભૂપ. ૩૧
તેની લજ્યા નવ લોપીએ, કરિયે નહીં કુડાં કર્મ;
અમો સીધ સલક્ષણા, આચરૂ નહીં અધર્મ. ૩૨
અર્જ હોય જો તાહરે, કામ હોયતો કહાવ્ય;
નદી પાર રણમાં રહું, માહારી મહુલીએ આવ્ય. ૩૩
અદ જોજન એ ઠામછે, વડ ચોવટે વાટ;
ઘણું ગંધર્વ મસાણછે, ઘર અમારો ઘાટ. ૩૪
તહાં આવે તેને મળું, વાતો કરીએ વેહ;
કામ હોયતો કહેજે મુને, ભાગીશ તેહેનો ભેદ. ૩૫
સંતોષ્યો તે સીધ ગયો, મોહ્યું રાણીનું મંન;
આ વેળા અરપણ કરૂં, તન મન સહી તે ધંન. ૩૬
રાજા બેઠા તા રીઝમાં, ફરે છત્ર ત્યાં શીશ;
નાટા રંગ નવ રંગના, દીલ સાહ્ય તે દીશ. ૩૭
કવિ કવિત કથા કહે, પંડીત વાંચે પાઠ;
જોશી જુગતુ ઓચરે, થૈ રહ્યોછે ઠાઠ. ૩૮
અધિક નાચેછે અપછરા, માગણ પામે માન;
રાગ વરણ ને રાગણી, ત્રીશ મેળા તાન. ૩૯
એટલે એક આવ્યો તે સમે, નૌતમ સોદાગર નીર;

આર લાખ મોહોરા તણું, ચાતુર લાવ્યો ચીર. ૪૦
કીમત કરાવી કોઠીધા, આપ્યા ગણીને દામ.
બેઠ લાવ્યો તે ભૂપને, કામની કેરે કામ. ૪૧

ચોપાઈ.

રંગમોહોલે રાજા આવીયો, લાવેલું ચીર તેતો લાવીયો;
રાણીના મુખ આગળ ધરયું, શામાનુતો કારજ સરયું. ૪૨
રાજાએ સ્તુતિ કીધી ઘણી, ધર્મ અવતાર ઘોરંધર ધણી;
હુંતો છૂ તમારો દાસ, કીછો તે માગો મુજ પાસ. ૪૩
તું કહે તે કબુલત કરૂ, પલક એકતો નહી પરહરૂં;
જુગત કરીને ભોજન જમ્યાં, રમત ઘડી બે ચારેક રમ્યાં. ૪૪
ભર નિદ્રા થયો ભરતાર, કરયો વિચાર નમેરિ નાર;
એતો ચીર પેહેરૂ જાહરે, મળે ~~રતેશ મુજને તાહરે~~. ૪૫
સીધ વીના હું જીવ કુપમ ધરૂં, આત્મઘાત કરીને મરૂં;
ઘડીએ વર્ષ એ સો થાયછે, જોગ વિજોગ વડો જાયછે. ૪૬
પાળે પગવે પંથે પળુ, મધ્ય રાત પેહેલી જાઈ મળુ;
જાવા કાજ થઈ તઈયાર, લીધી ઢાલ કરમાં કટાર. ૪૭
માનનિએ મન મનસા ધરી, હેત થકી હેઠી ઉતરી;
જળ પ્રવાહ નદીએ જાણીઓ, માનનિએ ઈર્યા માણીઓ.
સુર પુર પ્રેક ધીરજ થઈ, ગુણવંતી ગહવરમાં ગઈ;
ઝબકીને રાજા જાગીયો, મન માંહે બીવા લાગીયો. ૪૮
થનાર વસ્તુ તે શી થાયછે, જોઈ જુવતી એ કયાં જાયછે;
ઘણી રાત અંધારી ઘોર, વાટે વાઘને મળશે ચોર. ૫૦
આભુષણ પાચ કરોડાં તણાં, બીજા વસ્ત્ર અમુલક ઘણાં;
શુ કોમળ જુવતિની જાત, કાળ અંધારી માઝમ રાત. ૫૧

કામ્પનિ જાપછે કાણ્ણ કીએ, બીહામણી રાતે નવ બીએ;
રાજાએ કર આયુધ ધાર્યાં, પ્રેમદા પુંઠ પરીઆણું કર્યાં. ૫૨
લગભગ લગભગ આંબાં બાહાર, આગળ પાછળ નરને નાર;
માનપનિ મન સાથે માણતી, પુઠે પુરૂષ નથી જાણતી. ૫૩
તેને મનછે મોટમ બ્રામ, કામવાસના સિધે શું કામ;
નારી જાતે નીચ સ્વભાવ, એહ બન્યો તે ગ્રામ બનાવ. ૫૪

## દોહરા.

ચાલી ચતુરા ચમકતી, માનપનિ મોટમ મેર;
એટલે ભળિયો મારગે, સાદૂંર્લ સવાયો શેર. ૫૫
નોતમ વાઘ નવ હાથનો, મુંછ પુંછ કરતો ક્રોધ;
પોકાર કરી પુંઠળ પયો, તે જોરાવર જોધ. ૫૬
મુંછ મરડી કરડી દંતને, ફુંફવાડે મારી ફાળ;
જોરાવર જમ દુતથી, કૃતાંત સરીખો કાળ. ૫૭
જાણી જ્વાળા અગ્નિની, પ્રલયકાળની આંચ;
ધાયો તે ધરણી પતિ, સિહ રૂપી તે સાંચ. ૫૮
હાંહાં કહીને હાંકીયો, કાઢ્યો કમર કટાર;
પેટ તળે રેપણ કરી, ધારી તેહની ધાર. ૫૯
ચાપી મેધસ ચુનાણુવે, કાઢી પાર કટાર; ૯
પાપીને પ્રાણે હરિયો, તે નર હણીયો નાર. ૬૦
કાઢી નાખ્યો કરકને, મારયો તે મેહેરાણ;
વાઘ વીડારી નીસરી, ચતુરા ચતુર સુજાણ. ૬૧
તે રાજા દ્રષ્ટે જુવે, કામ્પનિ ક્યાં કેહેણ;
એ રામા રાજાને હણે, જો વદ વદનથી વેણ. ૬૨
માનપનિ ચાલી મર્મપણિ, નદીએ દીઠું નીર;

ગાજે ઘોર ગંભીર ધન, તરૂણી ઊભી તીર. ૬૩
હીંમત મેલે અર્થ નવ સરે, લાલચ લોભ લગન;
મેલ્યાં વસ્ત્ર તે માણુમાં, નારી થઈ નગન. ૬૪
પાછળથી પોહોતો પતી, ગાજે રાત ધનઘોર;
એટલે મળીઆ વાટમાં, ચાર ચોપણા ચોર. ૬૫
બાંધ્યાં હથીયાર બાહુર જસાં, ભીડા ભાથા અંગ;
ઘેરી લીધી ધણ્ય જણે, શામા કેરે સંગ. ૬૬
જુવતિ કેહે જોઈ આવજો, કામ્યનિ સાથ કલોલ;
એક એક કર બાણથી, શીવ લોક પમાડ્યાં સોળ. ૬૭
એકે તીરે એક જણ, મારી નાખ્યા મુદ;
પાછળથી પતિ જુવે, પ્રાક્રમ કીધું પ્રૌઢ. ૬૮
પ્રીતે પ્રેમદા પરવરી, ધારણ રાખી ધુત;
આહો રૂપી બીહામણાં, ભારે મળીયાં ભુત. ૬૯
ઊડે ભડકા અગ્નિ તણા, થાય લોપ અલોપ;
દંત ડાઢો કર્કડાવતાં, કરતાં આવ્યાં કોપ. ૭૦
કેટલાંને તો કર નહીં, કેટલાને તો હાથ;
કેટલાને મસ્તક નહી, સુંદરી શામા સાથ. ૭૧
બહુ વીકટ બીહામણો, વિપરીત વાયુ વાય;
જખ મારાછો જક્ષ તમો, ન ગણું લેખા માંય ૭૨
એક અંગો અંગે આતરીયો, દાવો કરવા દીસ;
ચતુરાએ ચોટી ગ્રહી, છેદયા માંડ્યું શીશ. ૭૩
પ્રેત પાગ્ય નમ્યાં સહું, સુકર્ય સુકપ રે આત;
અમોં કીકર છું તાહરા, રખે કરોજી ઘાત. ૭૪
અમો તમારાં છોકરાં, અમો તમારાં રાંક;

અમો આકરશું તાહરો, ક્ષમા કરોજી વાંક. ૭૫
પારંપ જોડી પાગે નમ્યા, મુકી દીધાં મેળ;
પતિ પોતાના પાછળે, ખરો જુવેછે બેલ. ૭૬
મહા મસાણમા માનની, શોભેછે નાં સીધ;
જગાડ્યો જુગતે કરી, રામા પાસે બહુ રીધ. ૭૭
આબો ચોળી તે ઉઠીયો, કહે કામની તું કોણ;
હું તમને નવ ઓળખું, પ્રગટ થઈ કયમ આંણ ૭૮
હું રાણી રાજા તણી, તમો કરયો વાપરો આજ;
મધરાતે મળવા તુને, કરવા આવીઉં કાજ. ૭૯
પડે શીતનાં શરવડાં, હીમ ગળેછે હાડ;
પાછી વળરે પ્રેમદા, માનું તાહારો પાડ. ૮૦
મા બાપે એમતે મુકીયા, મુકયો અર્થને બાથ;
પરણી પ્રેમદા પરહરી, વીહાર કરૂ તે બાથ. ૮૧
વસ્તી તજીને વનમાં, વસુછૂ એકા એક;
જપ તપ માહરૂ કયમ તજું, નારી પાપ શો નેક ૮૨
હું રૂપે રંગે નથી, છે અંધારૂ ઘોર;
રાંડ વાપડે ત્રોતીષે, ચતુરા નહીં હું ચોર. ૮૩
જામંદર કોપ્યો જાગતો, નારી દેખાડું નીર;
તપેશ્વરને તપાડવા, ચીંતનીએ બાળ્યું ચીર. ૮૪
મેહેલ્યાં મેવા મુખ આગળે, મેહેલ્યા મુખ આગળ પાન;
રૂપ રંગ દેખાડિયું, જોજી જીવતદાન. ૮૫
તેમને દીઠા જ્યારના, તજીયું જળને અંન;
અધરાતે મસાણમાં, હતુ મળવાનું મંન. ૮૬
તપશી કહેરે તારૂણી, ભલ પડ્યો અવતા

રાજા સરખો રીધપતિ, ભૂપતિ તુજ ભરતાર. ૮૭
ખાજ અવતારને ખાજ પુષ્પ, ખાજ નારનું નીર;
ચાર લાખ મોહોરો તણું, જે પેહેરાવે ચીર. ૮૮
શોળ સજેછે સુંદરી, શોળ કરોડે સાર;
આણ વરતે આ દેશમાં, ભાંમ્પનિ તુજભરતાર. ૮૯
ચંદન કેરા ઢોલીયા, સેજ્ય પાથરયાં ફુલ;
તે મુકી મશાણમાં, આવી જોવા શૂળ. ૯૦
મુજમાં શું દીઠું માન્પનિ, લાગી કયમ લગંન;
રાખ ચોળી રસ્તે રહુ, નફટ થઇ નગંન ૯૧
ભાખર માગી ખાઉ ભાવતાં, સુવા સાથરો સેજ;
ચતુરા ખાજ તુજ ચાતુરી, હેડે કયમ આવે હેજ. ૯૨
એમ અવગુણ અપીકા કરયા, નંદી નાંખી નાર;
સુખસાગર તે નવ લહે, ભાંમ્પનિનો ભરતાર. ૯૩
ક્રોધ ચઢયો તે કામ્પનિ, દુઃખ લાગ્યું તે દીસ;
મેલી ખડગને મારિયો, સીધનું છેદ્યુ શીશ. ૯૪
પાછી વળી તે પ્રેમદા, જેમ આવી તેમ ત્યાહ;
રાજા પણ લગભગ ગયો, માણ્યો મોહલા માંહ. ૯૫
અધિપના ચઢ્યો અટારીએ, જુવતીની ચરચા જોય;
રામા ચરીત્ર રૂદે ધરૂ, કળી સકે નહી કોય. ૯૬
એટલે એક અહી નીસરયો, ચાર વામનો ચંડ;
મણીધર માહા ઝેરી મહંત, તુંખી જેવો તુંડ. ૯૭
જેવો વીષધરવાસુકી, જેવો પુંડરીક પ્રંઢ;
મારી ઝોટ માન્પનિ પરે, ગરળ નાંખ્યો ગુઢ. ૯૮
ફીણા નાખી ફંફવાડતો કરયો કોપ કરાડ;

આવી સીધો ઝડપથી, મરડી કર્યો મરોડ. ૯૯
વીસ કટકે વીડારિયો, ભરી મુક્યું એક માટ;
આન્પનિ ગઈ ને મેડીયે, ઓળતી આવી ખાટ. ૧૦૦
એટલે એક બિલાડિયે, ગારો મુખક લીમ;
બીની રાણી બાપડી, રૂદે ઊઠિયા રોમ. ૧૦૧
ઊઠી ત્યાથી ઉછળી, દીઠું નહી તે દીશ;
દેહ અંપડાયો દાદરે, શામાને વાગ્યું શીશ. ૧૦૨
પાટો બાંધ્યો પ્રેમદા, દોડી પતિયે પાસ;
જાસ બોલ પતિ જગાડિયો, હેતે કીધું હાસ ૧૦૩
પોતે કોઈ નથી જાણતી, જાણે કોડીલો કંપ
રોન સભા રાજા ગયો, પ્રભાતે ઉઠી પંપ ૧૦૪
પંડીત મળિયા પાંચસેં, રોન કુળી છત્રીગ;
નાટક ચેટક અતી ઘણાં, બહુ લક્ષણ બત્રીસ ૧૦૫
પ્રશ્ન કરો પંડીત સહુ, પુછે રાજા રીત;
માહારૂ પુછ્યુ જે કહે, તે પુરો પંડીત. ૧૦૬

સંભ્રમ દશક અળંકાર.

આ શીર કૂટ્યો એ શીર પાટો, આ શીર ફાટો આજ;
એ ગુહે તે કવિજન ખરો, શીર કૂટ્યો કુણ કાજ. ૧૦૭

દોહરો.

સાંભળી સહુ છાના રહ્યા, ઊત્તર કોણે નવ દીન;
સુણી અધીક અચરેજ અડપૂં કહો એને શું કીધ. ૧૦૮

ચોપાઈ

પોપટ કહે શુણ પ્રભાવતી, મન માયે કોપ્યો મહિપતિ;
આજ પહોર પાછલે દીશ, ગો શામાનું છેદુ શીશ. ૧૦૯

એ નારનું કરૂ અપમાન, છેદુ નાકને છેદુ કાન;
અર્ધ અંગ અવનીમાં ધરૂ, પંચ ઇંટાળી કોરે કરૂ. ૧૧૦
તેડું એના માતને તાત, તેડું એના સાતે ભ્રાત;
મેળુ કુટંબ સહુનો મેળ, પીવાડું ઘાણી કાઢું તેલ ૧૧૧
ખરવાહન કરાવું ઘણું, સુખ નવ જોવું તરૂણી તણું;
પ્રથમ ચીર મંગાવી લેઊ, જુદી પાડીને દંડવ દેઊ. ૧૧૨

## દોહરા.

પોપટ કહે પરભાવતિ, ગુણવંતી કહે પેર;
પછી એમની શી થશે, જાણે તો કહે પેર. ૧૧૩
એ નારી કયમ ઉગરે, કયમ સતી શીરોમણ થાય;
કયમ લાજ એની રહે, કયમ પતી લાગે પાય. ૧૧૪
કયમ સંદેહ એનો ટળે, કયમ એની ભાગે ભ્રાત;
જો જાણતો તો કહો, આપણકું એકાંત. ૧૧૫
પ્રભાવતી કહે પોપટા, મૂરખ તારો મેળ;
મહિપતિ તે કયમ માનશે, ખરો દીઠો છે ખેલ. ૧૧૬
પાન વાંક પરગટ પડ્યા, પરગટ ભરયો સીઈ;
બાળી ચાર તપાડિયો, રામામાં બહુ રીઈ. ૧૧૭
શુક કહે શુણ સુંદરી, ન જશો આજની રાત;
તો તો તુજને શીખવું વીજાર તણી જે વાત. ૧૧૮
પતી પાગે નમાવિયો, સતી ધરાવ્યું નામ;
લાજ રાખી છે લોકમાં, કરયું છે એવુ કામ. ૧૧૯
કહો વાત એ કારમી, કયમ રીઝવ્યો રાય;
કયમ વીજાર વીદ્યા કરી, એ અચરજ બહુ થાય. ૧૨૦

## ચોપાઈ.

પતિએ પ્રશ્ન પુછ્યું જાહરે, દાસી પાસ હતી તાહરે;
ચીર ફાટ્યું રાજાએ કહ્યો, પ્રતિઉત્તર કોણે નવ લહ્યો. ૧૨૧
દલ પડી તે ડાહી દાસ, આવી પ્રીતે રાણી પાસ;
આજ સભામાં બેઠા રાય, સામદ પુરણ સર્વે સભાય. ૧૨૨
ચીર.ફૂટ્યો પુછ્યૂં રાજન, કોણે નવ મનાવ્યું મન;
ચમકી રાણી ચેતી ચિત, કાંઈક વાત થઈ વીપરીત. ૧૨૩
એટલે.એક ત્યાં બીજી દાસ, પતીએ મોકલી પ્રેમદા પાસ;
કાલપવાળુ આપોને ચીર, પંચવરણું હીતકારી હીર. ૧૨૪
માલ કીમત તેની કીજીએ, ગણી દામ તેના દીજીએ;
માટે ચીર મંગાવું અમો, પછે સુખથી પેહેરો તમો. ૧૨૫

## દોહરા.

દાસીને રાણી કહે, 'મોકલો મેહેલ માહારાજ;
આવુ ચીર એઉના હાથમાં, કરશું એવું કાજ. ૧૨૬
દાશી કહેરે રાયજી, તમને તેડછે મેહેલ;
ચીર આપશે ચીતની, શ્રીમુખ સાથે સેહેલ. ૧૨૭
અધીપતિ ત્યાંથી ઊઠિયો, આપ આવ્યો એકાંત;
ચીર આપો ચિંતની, ભાગવા મનની ભ્રાંત. ૧૨૮
નાર કહે નરપતી શુણો, બેશી સાંભળો બોલ;
કથા ચીર તણી કહૂં, તેહેનું ભારે તોલ. ૧૨૯
વ્રત હતુ એક દશી, મેહે તેડ્યો બ્રાહ્મણ એક;
દાન દક્ષણા દીધી ઘણી, વારૂ કરી વિવેક. ૧૩૦
આશીરવાદ તેણે ભણ્યો, કહ્યું સૌભાગ્ય અખંડ;
રૂડી તારો પતી, પુરણ આયુષ પ્રચંડ. ૧૩૧

શણગાંઠ બાંધી મેહે શોભની, વિપ્ર વળાવ્યો પેર;
એટલે એક ચેલો સીદ્ધનો, આવ્યો દયા પુરણ હેર ૧૩૨
તે ચેલા હોડી હરયો, તે મેં દીઠું દ્રષ્ટ,
પુછી વાત પટંતરે, કાયામાં પ્રગટયું કષ્ટ. ૧૩૩
શા માટે તુ સીદ્ધ હરયો, તુજને રામાનીઆણ;
શીવ આજ્ઞા સાચી કહો, વેદ વચનથી વાણ. ૧૩૪
સીદ્ધ કહે શુણ સુંદરી, ચીત ચતુરાઈ ચાલ;
પાચ કાળ માથે ભમે, તાહારા કંથને કાલ. ૧૩૫
ખુટયો કાળ એ રાયનો, વિપરીત થાશે વાત;
વારોવારમાં એ મરે, અધીકો એ ઊતપાત. ૧૩૬
અથવા એને અહી ડસ, કે એને મારે વાઘ;
કે એને તસ્કર હણે, ભુત ભયાનક ભાગ. ૧૩૭
કે એને મુરછી થશે, કે દારૂણ કોપે દૈવ;
એહ પાચ પરકારથી, એકમાં જાશે જીવ ૧૩૮
મેરૂ ચળે કે મહી ચળે, કે ગંગા દક્ષણ વેહે;
ઈશ્વર આણ સાચું કહું, રાખ્યો એ નહી રહે. ૧૩૯
ભુત ભવિષ્ય વર્તમાનમા, ત્રેપણ જાણયું તત્વ;
ચેલો કહે ચતુરા શુણો, મહિપતણું છે મર્ત્ત. ૧૪૦
પગે લાગી હું પ્રેમથી, હેને જોડ્યા હાથ;
તન મન ધન સમર્પિયું, સ્તુતિ કીધી તે સાથ. ૧૪૧
રાણી વેચાણ છું રાજની, ઠીકર તાહારી ટોડ;
માહારો પતિ કુશળ ઊગરે, કરગરી કહુ કરજોડ. ૧૪૨
દેવ રૂપ દયા કરી, આતમા આહો ચેહેન;
મુજને હેત કરી કહ્યું, સાંભળ માહારી બ્હેન.

ગુરૂ માહારામાં ગુણ ઘણા, રેહેછે નદીને પાર;
તે પાસે વિદ્યા ઘણી, જાઓ તમે તે ઠાર ૧૪૪
તાહારો રાજા જાણે નહી, તેમ કરજે એ કામ;
અરસ પરસ એ તે સમે, લેશે માહારૂ નામ. ૧૪૫
એ પાસે મળશે તુંને, હારશે હેતથી હોડ;
સ્વામી તાહારાં જીવશે, પોહોચશે મનના કોડ. ૧૪૬
ગુરૂ માહારો મોક્ષે જશે, હત્યા નહી ભેદે શીશ;
એહ સમો જોગી નથી, માહારે મન જુગદીશ. ૧૪૭
બત્રીસ લક્ષણા પુરૂષનો, કેહેશે આપો ભોગ;
તો તુ સીધને મારજે, મટશે તાહારો રોગ. ૧૪૮
મહારાજ હુંતો માન્યંનિ, રક રાણીની જાત;
હુંતો કુપમે ~~જોઈ ગોકલા~~ રણમાં માહજમ રાત. ૧૪૯
કટાર આપ્યો કારમો, વાઘ વીડારણ ધીર;
પછી જંત્ર એક આપીયો, નદી તરવાને નીર. ૧૫૦
શોળ તીર શમર્પિયા, તસ્કર હણવા તેહ;
પછે ભુતને પ્રેતના, મંત્ર સમર્પ્યા તેહ. ૧૫૧
પછિ આપી એક ગુટીકા, અતળી બળછે આપ;
તેથી વશ સૈ સહુ, શીઘ્ર સવાયો સાપ. ૧૫૨
મેં વીચારયુ મન વિશે, જીવ જાય તો જાય,
આજે મળવુ સીધને, થનાર હોય તે થાય. ૧૫૩

ચોપાઈ

સીધ વચન સાંભળાવુ કાન, તેતો નિશ્ચે માન્યું માન્ય,
સંક્ષેપે સંભળાવુ વાત, તમે પોઢયા ગઈ તી મધરાત. ૧૫૪
જે હથીયાર આપ્યા તે લીધ, ચાલી હુ જ્યાં સાચો સીધ,

વાટે વાઘ કરંતો ક્રોધ, નવ હણ્યો જાલંદર જોધ. ૧૫૫
સીંધ વચન થકી હારિયો, માહા પાપીને મેં મારિયો;
પછે ગઈ ગગાને વીર, જંત્ર પ્રતાપ ન ભેદુ નીર. ૧૫૬
રાત અંધારી ઘાપડ ઘોર, ચાર ચોગણા મળીયા ચોર;
પછી મંત્ર વશ કીધા ખૂન, ખાધા મુજ રૂઠે તે ધૂન. ૧૫૭
તે સરવે હારયાં તે શિશ, સીંધ વચનથી નોહું શીશ;
પછી સીંધ જગાડ્યો અમો, સાચી વાત શુણોજી તમો. ૧૫૮
તે સીંધ મુજપર કોપિયો, લેશ માત્ર લજા લોપિયો;
તેને તો વાતીતી ટાઢ, હીમે ગળતાં હીડાં હાડ. ૧૫૯
તપાડ્યો બાળીને ચીર, સુખ પામ્યો તે સીંધ શરીર;
મેં તમને જીવાડણ કાજ, એતો કલ્પ કરયું માહારાજ. ૧૬૦

દોહરા.

પછી સીંધ કહે સુંદરી, તું આવી એકાંત;
તારો સ્વામી ઉગારવા, ભાગવા મનની ભ્રાંત. ૧૬૧
ચાર ઘાતોતો વહી ગઈ, જીવ્યો રાય વિવેક;
હવે કાળ શીર રાયને, અધીક રહ્યોછે એક. ૧૬૨
અચાનક મુરછી આવશે, જેમ પીએ હરની ડાળ;
રથ મળશે રાજેશ્વરી, કંથ તાહારાનો કાળ. ૧૬૩
એકે પ્રકાર ન ઊગરે, મળે નહી એકે મેળ;
જીવ જાય નરૂરીએ, ખરે થશે એ ખેલ. ૧૬૪
તાહારે મેં કર જોડીઆ, દેખાડ્યું દરશન;
ચીર વડે તપાડીઓ, તેથી થયો પરશન. ૧૬૫
સીંધ કહે શામા શુણો, જો મળશે એક જોગ;
બત્રીશ લક્ષણા પુરૂષનો, આપો ભવાની ભોગ. ૧૬૬

ગુરૂ માહારામાં ગુણ ઘણા, રેહેછે નહીને પાર;
તે પાસે વિદ્યા ઘણી, જાણો તમે તે ઠાર. ૧૪૪
તાહારો રાજા જાણે નહીં, તેમ કરજે એ કામ;
અરસ પરસ એ તે સમે, લેશે માહારૂં નામ. ૧૪૫
એ પાંચે મળશે તુંને, હારશે હેતથી કોડ;
સ્વામી તાહારાં જીવશે, પોહોંચશે મનના કોડ. ૧૪૬
ગુરૂ માહારો મોક્ષે જશે, હત્યા નહી લેઈ શીશ;
એહ.સમો જોગી નથી, માહારે મન જુગદીશ. ૧૪૭
બત્રીસ લક્ષણા પુરૂષનો, કેહેશે આપો ભોગ;
તો તું સીધને મારજે, મટશે તાહારો રોગ. ૧૪૮
મહારાજ હુંતો માન્યનિ, રંક રાણીની જાત;
હુંતો કુપમે ~~[illegible]~~ રણમાં માહન્નમ રાત. ૧૪૯
કટાર આપ્યો કારમો, વાઘ વીડારણ-પીર;
પછી જંત્ર એક આપીયો, નદી તરવાને નીર. ૧૫૦
શાળ તીર શમર્પિયા, તસ્કર હણવા તેહ;
પછે ભુતને પ્રેતના, મંત્ર સમર્પ્યા તેહ. ૧૫૧
પછિ આપી એક ગુટીકા, અતળી બળછે આપ;
તેથી વશ થૈ સહુ, શૈત્ર સવાયો સાપ. ૧૫૨
મેં પીયારથું મન વિશે, જીવ જાય તો જાય;
આમે મળવું સીધને, થનાર હોય તે થાય. ૧૫૩

ચોપાઈ.

સીધ વચન સાંભળાવું કાન, તેતો નિશ્ચે સાચું માન્ય;
સક્ષેપે સંભળાવુ વાર્તા, તમે પોઢયા ગણતી મધરાત. ૧૫૪
ગુ હથીયાર આપ્યાં તે લાખ, આલી હું જ્યાં સાચો સીધ;

વાટે વાઘ કરંતો ક્રોધ, નવ હયો જાલંદર જોધ. ૧૫૫
સીધ વચન પકી હારિયો, માહા પાપીને મેં મારિયો;
પછે ગઈ ગગાને વીર, જંત્ર પ્રતાપ ન લેઃ નીર. ૧૫૬
રાત અંધારી ધાપડ ઘોર, ચાર ચોગણા મળીયા ચોર;
પછી મંત્ર વશ કીધા ભૂત, ધાયા મુજ ઉપર તે ધૂત. ૧૫૭
તે સરવે હાર્યાં તે દીશ, સીધ વચનથી નોહું શીશ;
પછી સીધ જગાડ્યો અમો, સાચી વાત શુણોજી તમો. ૧૫૮
તે સીધ મુજપર કોપિયો, લેશ માત્ર લજ લોપિયો;
તેને તો વાતીતી દાઢ, ધીમે બળતાં દીધાં હાડ. ૧૫૯
તપાડ્યો બાળીને ચીર, સુખ પામ્યો તે સીધ શરીર;
મેં તમને જીવાડણ કાજ, એતો કૃત્ય કર્યું માહારાજ. ૧૬૦

દોહરા.

પછી સીધ કહે સુદરી, તું આવી એકાંત;
તારો સ્વામી ઉગારવા, ભાગવા મનની ભ્રાંત. ૧૬૧
ચાર ઘાતોતો વહી ગઈ, જીવ્યો રાય વિવેક;
હવે કાળ શીર રાયને, અધીક રહ્યોછે એક. ૧૬૨
અચાનક મુરછી આવશે, જેમ પીસે હસ્તી ડાળ;
રથ મળશે રાજેશ્વરી, કંથ તાહારાનો કાળ. ૧૬૩
એકે પ્રકાર ન ઉગરે, મળે નહી એકે મેળ;
જીવ જાય નરૂનીએ, ખરે પશે એ ખેલ. ૧૬૪
તાહારે મેં કર જોડીઆ, દેખાડ્યું દરશન;
ચીર વડે તપાડીઓ, તેથી પંડ્યો પરશન. ૧૬૫
સીધ કહે શામા શુણો, જો મળશે એક જોગ;
બત્રીસ લક્ષણા પુરૂષનો, આપો ભવાની ભોગ. ૧૬૬

જીવે રાજેં તાહરો, તેહ જોગથી તંત;
નીકર તો ઘડી ચારમાં, મહીપ તણું છે મંત. ૧૬૭
વીચારૂં મન માહારે, શીવે મેળો સંજોગ;
તે વેળા મેં સીધનો, કર્યો ભવાની ભોગ. ૧૬૮
વીઆત્રપણે હું નીસરી, સીધ વીદ્યાથી મેહેલ;
તાહારા પુન્ય પ્રતાપથી, આવ્યો રૂડો મેહેલ. ૧૬૯
મેડે ચઢી હું ગલપતિ, દીઠા નમેરા નાગ;
સીધ છુરીથી મારિયો, કીધા શોણે ભાગ. ૧૭૦
માટ ભરીને મુકીયું, વળી જે માર્યો સીધ;
તે હત્યા સાથે મરી, એવું પારધ કીધ. ૧૭૧
માર્યો વાવને નાગને, માર્યા તસ્કર શોળ;
માર્યો સીધ જ શીવ સમો, અદીકી અઘનીઓળ. ૧૭૨
એહ પાપ કર્યા થકી, જીવત પામ્યા રાય;
માહારો કામ નથી નરકમાં, અધીકો એ અન્યાય. ૧૭૩
જીવ જાતોતો રાયનો, તે માટે કર્યું એ કામ;
નથી દીઠું નથી સાંભળ્યું, નથી કરયું કોઈ કામ. ૧૭૪
એના ઉપાયતો ચારછે, કરૂં તેમાંનો એક;
પુછું તેમને પટંતરે, ન્યાય શાસ્ત્રનો નેક. ૧૭૫
પવીત્ર જાણી પીંપળો, કોરાવું તે કાષ્ટ;
ભરૂં ગોર છાણાતણો, અગની આપ દીન આઠ. ૧૭૬
તેમાં પેશી હું મરૂં, દહન કરવી મુંજ દેહ;
તમો રાજ રીધ ભોગવો, વુઠે ઊંડે મેહ. ૧૭૭
બીજો ઉપાયતો એહછે, જાઊ ત્રવેણી તીર;
કરવત મુકાવું સીરપર, સોપુ સર્વે શરીર. ૧૬૮

પુરણ પાપ પ્રળે કરૂં, દહન કરીને દેહ;
રાજા લીલા તમો લોગવો, તો દુધે ઊઠે મેહ.
ત્રીજો ઉપાય તરતીખતર, દીઠ્ય રવીવારે દીશ;
નર્મદામાં સોમનાથપર, શીવને અરપુ શીશ. ૧૮૦
ચોથો ઉપાય એક ચીત ધરો, અડસઠ તીરથ અઘ;
નવચરી જાવું ત્યાંહાં, શુધ થવાને સદ્ય. ૧૮૧
ખાનપાન ભોજન તજુ, તજુ શીળ શણગાર;
તજુ મેહેલને મેડિયો, તજુ ભુપતિ ભરતાર. ૧૮૨
તજુ માબાપ મહીયર થકાં, તજુ ભાવતા ભોગ;
રંક થાઉ રાણી ટળી, લેઊ જાણીતો જોગ. ૧૮૩
અચરજ પામ્યો અધીપતિ, માહા સુખ પામો મંન;
શાબાશ સાબાશ રે સુંદરી, રાણી તુજને ધંન. ૧૮૪
ધન ધન તાહારી જાતને, ધન તુજ માતને ભ્રાત;
ધન અકલ અમીરને, ધન ખુબી ખરી ખ્યાત. ૧૮૫
પીંપળ કાષ્ટમાં તું બળે, હું બળુ તુજ સાથ;
કરવત તુજ સાથે કરૂં, હેત વચન લે હાથ. ૧૮૬
શીશ સમર્પિએ બળ જણ, ભામ્યનિ સહીત ભરતાર;
તમે મરો અમે જીવીએ, ધીક ધીક મુજ અવતાર. ૧૮૭
તમે મુજ માટે કરયું, મુજ જીવ ઉગારવા કાજ;
તુમ વીના જીવું અમો, ધીકાર રીદ્ધને રાજ. ૧૮૮
ધીકાર હાથીને ઘોડલા, ધીકાર ઘરને ઘરસૂત્ર;
ધીકાર રાજ પટરાણિયો, ધીકાર પાટવી પૂત્ર. ૧૮૯
રાણી કહે રાજા સુણો, બોલો જુઠા બોલ;
વીખાણ કરો વિનતા તણાં, તે નહીં તારે તોલ. ૧૯૦

મુજ સરખી લાખેક લુંડીયો, ઊતારી નાંખો આન;
પગરખુ ટોકે પ્રેમદા, મોટાછો માહારાજ. ૧૯૧
કદાચીત તાહારા શત્રુને, રાજક દૈવક થાય;
તાહારેતો સતી થવું, જીવ જરૂરી જાય. ૧૯૨
તમ પેહેલાં અમે મરૂ, ઘણીક વસ્ત્રને પાટ;
સુખ ભોગવશું સ્વર્ગમાં, વસવું વૈકુંઠ વાટ. ૧૯૩
હીરા માણેક મોતીયાં, સાચાં સુચાં જેહ;
ભોગવજો તમે ભૂપતિ, અમોતો કરશું એહ. ૧૯૪
બાળપાં આપ્યાં કે વઢ્યાં, તે સહું કરજો માફ;
અમો દેહ દહન કરૂ, છએ શાસ્ત્રની છાપ. ૧૯૫
ન થઇ તમારી ચાકરી, ન થઇ તમારી સેવ;
બીજાને મન મહીપતી, માહારે મનતો દેવ. ૧૯૬
મહીપતિ કેહે સુણ માનની, રૂદે ધીરજ રાખ્ય;
કહ્યા વિના જો દેહ તજે તો, શીસૂરજની સાખ્ય. ૧૯૭
પાટ સોંપી પરધાનને, મકાવે રામનું રાજ;
મંદીર મેડી મુકીયાં, અડસઠ તીરથ કાજ. ૧૯૮
રાજાને રાણી સંચર્યાં, કીધા સ્નાન તીરથ ઠામ;
ગંગા ગયાને ગોમતી, સેતબંધ રામેશ્વર રામ. ૧૯૯
નારાયણ નિરખી નર્મદા, સીંધુ સરજુ તીર;
જગનનાથ જગદીશ્વરી, રામ લક્ષ્મણ બળવીર. ૨૦૦
આબુગઢને અર્બુદા, પાવે કાળી પ્રચંડ;
આદ્ય આરાસુર અંબીકા, નીરમળ નામ નવખંડ. ૨૦૧
શીવ વિષ્ણું બે કાંતિયા, વિશ્વ પતિ વ્રજનાથ;
કાયા તોળી કનકથી, આપી હાથો હાથ. ૨૦૨

એક માસતો જવચરા, આપી શહુંઓ ગાય;
અનેક પુન્ય બીજાં કર્યાં, પુરપતી પરણ્યો પાય. ૨૦૩
ઢોલ મૃદંગો વાજતે, ઘણા દુદુભી ધાય્યો;
ઘેર આવ્યા દીવશ ઘણે, રાણી સાથે રાગ્યો. ૨૦૪
ગુણ વાધ્યો બાધા ગામમા, રાણીથી રીઝ્યો રાય;
વરણ અઢાર રઈયત સહુ, પ્રીતે પ્રણમ્યાં પાય. ૨૦૫
ધન્ય તાહરૂ સતીપણું, ધન્ય હીમત તુજ હામ;
ધન્ય ઈષ્ટ ઊપાસના, ધન્ય તાહારાં કુળ કામ. ૨૦૬
પેહેલીતો માનીતી હતી, વળી થયાં બહુ માન;
એથી બીજે ગુણ કીયો, દીધું જીવતદાન. ૨૦૭
સાચુ બોલી સલક્ષણી, સતી તણો અવતાર;
પોતે પ્રાણ પરના તજ્યા, જીવાડ્યો ભરતાર ૨૦૮
પોપટ કહે પરભાવતિ, ગુણ રૂડો ગાય્યો;
એમ વિજારી આવડે, તો જારીએ જાઓ. ૨૦૯
વાઘ વીડારણ જળતણા, સોળ શીર કાટણ જેહ;
બનાથી બીની બાપડી, નારી તેહની તેહ. ૨૧૦
બીજી બુધની હીણી પો, કરે કાવેતર કાજ;
પરીયાનું પાણી બુવે, જાય પતકમાં લાજ. ૨૧૧
સાબાશ શુક સલક્ષણા, શીખવી વારૂ વાત;
સર્વે વીદ્યા શીખ્યા અમો, વીજારી ને વીખપાત. ૨૧૨
તે રાતે તો નવ ગઈ, ગુણવંતી પરઘેર;
છઠે દીન શું નિપન્યું, કહીશું આગળ પેર. ૨૧૩
ગુર્જરદેશ ગરવો ઘણો, વેનનપુરમાં વાસ;
પીતા પુરૂષોતમતણો, કહે કવિ શામળદાસ. ૨૧૪

શ્રોતા વક્તા સમજતા, કહે કવિ કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રીરણછોડ ૨૧૫






# શુડાબહોતેરી.

વાત ૬ ઠી.



## ચોપાઈ.

પ્રથમ સારદા નામું શીશ, આરાધું ઊમીયાપતિ ઈશ;
શ્રીગુરૂજીના વંદુ ચરણ, આદ્ય નીરંજન અશરણ શર્ણ. ૧
શુક બોહોતેરી કહુ સંવાદ, અંતરમાં આણી ઉલાદ;
પ્રબંધ ચાતુરી બારે ભેદ, વર્ણવું જેવી વાણી વેદ. ૨
સેવો સહુ સાચી સરસ્વતિ, સુખદાતા મનોહર મતી;
હંસવાહની જાણ સુજાણ, વેણ્યા પુસ્તક પરઠાં પાણ. ૩
શુકબોહોતેરી બુધનીધાન, જેમાં અષ્ટાદશ વીદ્વાન;
શું જાણે મુરખ લંડીયા, જે નરને દૈવે દંડીયા. ૪
દુધ ઘોળુ ને ઘોળી છાશ, તમ મુરખનાં મનમાં હાસ્ય;

છતવંતી ચાલે છત્રીસ, માંગ સમારી શોભીત શીર. ૫
મુખ ભરીઆં તાંતોતંબોળ, સુંદરી શોભીત સજીઆ સોળ;
ચાલી ઠમકો કરતી ઠેઠ, આવી પોપટ પાંજર હેઠ. ૬
શેઠાણીજી સાંભળો સાચ, વારૂ પોપટ બોલ્યો વાચ;
જાવો રમવા જમો જરૂર, ભારે જોબન છો ભરપુર. ૭
આજ એ લાહો લીજીએ, વૃધપણે શુંકી કીજીએ;
કામ મરદન કરવાના દન, મદ મછર ભર્યું છે મન. ૮
ધોળા થાશે શીરના કેશ, વિપરીત દેખાશે વળતો વેશ;
પડી જશે જ્યારે મુખ દંત, ત્યારે શી ચતુરાઈ ચીંત. ૯
ડોશી કહેવાશો જાહરે, તરતીખ કેવી કરશો તાહરે;
કાજ આવશે ઘરનો ધણી, તોલ મરજાદ રાખવિ તે તણી. ૧૦
માટે ઉતાવળ કરને એહ, ઠર નર મન માન્યાશું નેહ;
હાવ ભાવ કટાક્ષે કરી, તન મન ધન તેનું લ્યો હરી. ૧૧
જાઓ જરૂર રૂડુ કહાવજો, રમી રાત વહાણે આવજો;
માણેકચંદ મેહેતાની વહુ, નાત નાગરી જાણે સહુ. ૧૨
માનકુંવરી તેનું છે નામ, કરજો તેનાં સરખુ કામ;
કરી બીજાની વેદ વિવેક, તે તરૂણીએ રાખ્યો ટેક. ૧૩
નાગરીનું વધારયું નુર, પરાક્રમ કીધું છે ભરપૂર;
તેવું કામ થાંઈએતો જાઓ, નહીતર બેઠાં મંગળ ગાઓ. ૧૪

દોહરા.

શેઠાણી કહે સાંભળો; પોપટ જાત પવિત્ર;
એહ વિજાતી શીખવો, તું મનમાન્યો મીત્ર. ૧૫
માણેકચંદ મેહેતો કવણ, કવણ નાગરી નાત;
માનકુંવરી કુણ માંડવનિ, કવણ ભલાશી ભાત. ૧૬

કવણ સાથ જાગી રમાણ, કવણ નર દીઠું દ્રષ્ટ;
કવણ વાત વીવેકથી, કવણ નીવારયું કષ્ટ. ૧૭

ચોપાઈ.

શુક કહે શુણ પરભાવતી, કહુ વાત મનોહર મતી;
મજા નદી તીરે એક ગામ, ઇંદુજીત રાજાનું નામ. ૧૮
એહ ગામમાં નાગર રહ્યો, માંડણજી તો તેનુ કહ્યો;
પરણ્યો નાર તે પૂરણ પ્રીત, રાજસ ગુણ રાજાની રીત. ૧૯
નરનારી ઉપર બહુ નેહ, પ્રીતી જેમ બપૈયો મેહ;
તેને પ્રૌઢ પાચજ પૂત્ર, ઘણી લક્ષ્મી ઘણા ઘરસૂત્ર. ૨૦
માંડણજી પાંચેનો તાત, ભાગ્યવંતી મોટી પેર માત;
પાંચ પુત્ર કુંવારા કામ, મોટાનું માણકજી નામ. ૨૧
માંડણે તેડ્યા પાંચે પૂત્ર, અહસ્ય આપણુંછે ઘરસૂત્ર;
પાંચે પુત્ર કુવારા અંશ, છતે સુત વરેછે વંશ. ૨૨
એક એકને જોઇએ પાંચ હજાર, તો આવે નાગરને નાર;
ગર્થ ગાંઠી ભરીએ ગાગરી, તો આવે ઘરમાં નાગરી. ૨૩
એક એક હજાર જોડો જણ પાંચ, તોતો નાવે કુંની આંચ;
પહેલો એક પરણે જેટલે, પછી બીજો પરણે તેટલે. ૨૪
એકે પાંચ તો નવ જોડાય, પૂત્ર થયા તમે પ્રૌઢાય.
માબાપે જે વચનજ કહ્યું, લક્ષણવંતા પાંચે લહ્યુ. ૨૫
પાંચ મધ્યેથી પરણ્યો એક, કન્યા પામ્યો વીવિધ વીવેક;
દાતા ગુણ દાની તે ડાહી, લક્ષણ જોતે લાડકવાઈ. ૨૬
લખતાં ભણતાં ગાતા ગીત, પતી સાથ પરઠી બહુ પ્રીત;
માણકચંદછે કંથનું નામ, માનકુંવરી પોતે અભીધામ. ૨૭
દીયર ચારને પ્રીતી ઘણી, આસા નવ લોપે તે તણી;

વેચાણ થઈને સર્વ રહે, હાંજી હાંજી કોઈ કહે. ૨૮
તે નારીને માતને તાત, ચતુર પુરૂષછે ચારે ભ્રાત;
એક ઊનમ તેને નહીં કશી, વિચક્ષણ સહુને મન વશી. ૨૯
વહુજી કહેના દીવશ જાય, ખોલાવતાં તો જીભ સુકાય;
રૂપ રંગ ચાતુર ચાતુરી, એકલતણી ચર્ણુંય ચાતુરી. ૩૦
ગુણવંતી લક્ષણ અહરાાવટ ઘણી, વશ વરતે પોતાના ધણી;
વશાં વરતે ગુણવંતુ ગામ, માનકુવરી નારીનું નામ. ૩૧
આજુ તેને જોબન જોર, તેને કામ અતી અંકોર;
તેને આશા મોટમ માન, તેને કામ વપુમાં વાન. ૩૨
જેમા ચાતુરી વીધ્યા હોય, તે નારી સતી નહી કોય;
નારીના, સાંભળતાં ગીત, પરપુરૂષને વાધે પ્રીત. ૩૩
ગુણવંતિ રૂપવંતિ ઘણું, કામાતુર મનડું તે તણું;
જે નીઃશંકી હોએ નાર, જારૂપણે રમે તે જાર. ૩૪
બાળપણે રાખે માબાપ, કે પોતાનું રાખે આપ;
જોબનપણે જો રાખે ધણી, તો મર્યાદા રહે તે તણી. ૩૫
વૃધ કાળે રાખે સંતાન, તો તે નારી પામે માન;
તેને માથે અંકુશ નથી, કોઇ વાત વાણી કહુ કથી. ૩૬
કુમેત્ર સંગ વાણશે કામની, વણશે રહે એકલી જામ્યની;
અતી સુખ સાગરમાં પડે, ચીર પુરૂષની દ્રષ્ટે ચડે. ૩૭
માનકુંવરી મોહાસુખ અંગ, લાગી તેને કાંઇક લગન;
મધ્ય નિશાએ જોએ બાર, ત્યાં આવી રહેછે એક જાર. ૩૮
શામા તેશું રંગે રમે, વીનોદ કરે બહુ મનને ગમે;
ભરનિદ્રા પોઢ્યો ભરતાર; તેહ સમય ઊઠી તે નાર. ૩૯
મનમાન્યો તેડ્યોછે ત્યાં, તાકીને બેઠી જઈ ત્યાં;

મન ગમતે તે સાથે મળે, કારણ તેનું કો નવ કળે. ૪૦
પોતે પોઢે હીંચોળાખાટ, મધ્યરાત નીકળવા માટ;
પાસે પલંગ ધણીના જોડ, કરે કામ્યનિ મમકા મોડ. ૪૧
અરસ પરસ કાંઈક થઈ વાત, ચેત્યો સસરો ધણીનો તાત;
હેરા તેણે હરવા માંડીયાં, સ્નેહ તણાં છાપાં છાંડીયાં. ૪૨
જાગે ડોસો આખી રાત, મનમાં ચેત્યો વારૂ વાત;
મધ્ય રાતે નીસરેછે નાર, ત્યાં આવી રહેછે એક જાર. ૪૩
એના કંથને જો કહુ વાત, એતો નવ માને સાક્ષાત;
દ્રષ્ટે દેખાડું એક દન, તો માને મુરખ મુજ તન. ૪૪
પછે તેડું એના મા બાપ, દેખાડું પ્રગટ દેઈ છાપ;
પછે આશીઆળી એને કરૂં, એનું હેત ને હારદ હરૂં. ૪૫

દોહરા.

એક સમે એ નારીએ, રાખ્યોતો જારજ બહાર;
મધ્યરાત સમે તે નીસરી, નક્ષત્ર સરીખી નાર. ૪૬
ભરજોબનમાં ભામ્યનિ, પંચહજારા હેમ;
નીકળી બહાર નીઃશંકશું, પરપુરૂષ શું પ્રેમ. ૪૭
વાજે રાત્રી મધ્યઘન, ઘરા વીજળી થાય;
કાયર રૂદીયા કમકમે, પલક ટકે નહીં પાય. ૪૮
ભરનીંદ્રા ભરતાર છે, ઊઠી રામા તે રંગ;
કમાડ અટકાવી નીસરી, કરવા સોબત સંગ. ૪૯
ડાહ્યો ઘરમાં ડોસલો, જોતો દાઢી પુંઠ;
તેણેતો હેર કરયું, અતી ઊમંગે ઊઠ. ૫૦
આજ હાથ છે માહરે, વહાણામાં મુકશી જાય;
દેખાડુ એના કંથને, તો આશીયાળી થાય, ૫૧

છટકાં પટકાં કરે ઘણાં, વદે સાસૂશું વાદ;
આજ ફજેત પુરી કરૂં, ઊતારૂં એનો નાદ. ૫૨
રહ્યોતો હેરા હેરવા, ને સસરો શ્રીવંત;
તેણે ઊઠાડ્યો દીકરો, ચેતાડ્યો કાંઈ ચીત. ૫૩
કુંવર તમારી કામ્યનિ, કુડાં કરે છે કાંમ;
આ પેલી જો આંગણે, જામ્યનિ ગઈ બહુ પામ. ૫૪
બીજો પુરૂષ છે બારણે, રમેછે રામા સાથ;
એકના હાથમાં ખડગ છે, એકને ચુડો હાથ. ૫૫
વીજળીના ચમકારકે, દીઠું સરવે દૃષ્ટ;
પુત્ર પીતા દુઃખ પામીયા, કાયામાં વાધ્યું કષ્ટ. ૫૬
મારે કુટે માને નહીં, વહાણે મુકી જાય;
ઓશીયાળા આપણને કરે, કે કપરા સમ ખાય. ૫૭
ઓશીયાળી એને કીજીએ, અધિકી દીજે આંચ;
બંધ કરી એને રાખીએ, ઘટીકા બે ચારેક પાંચ. ૫૮
સસરે દીધી સાંકળી, પુત્ર પોતાનો પાશ;
ચતુરાને ચેતાવિયાં, કહ્યું શામા સાબાશ. ૫૯
બારખડી ખડકી સાંભળી, બીછી પ્રેમદા પેર;
જારે શુભ સંતોખીઓ, વળાવી દીધો ઘેર. ૬૦
આજ સંકટ છે માહરે, રોહસો છે એ દીશ;
સ્વામી સસરો જોવા રહ્યા, છેદશે માહારૂં શીશ. ૬૧
જાર કહે જુવતી શુણો, કહોતો ખાતર દેઊં;
પ્રેમ્રુ એના ઘર વીશે, શીશ ધણીનાં લેઊં. ૬૨
નારી કહે નવ કીજીએ, ઘરડા દીયરની ઘાત;
એહ જવાબ દેશું અમો, કરશું વીજળીની વાત. ૬૩

પોપટ કહે પરભાવતિ, શેઠાણી સમથ;
દીઠું સસરે સ્વામીએ, એ સરશે કયમ અર્થ. ૭૬
એ નારી કયમ ઊગરે, કયમ સસરો પ્રણમે પાગ્ય;
તે કહો મુજને કામ્પનિ, જાઉં જો તમને ભાગ્ય. ૭૭
વિચાર વીણા વીચારતાં, માણી જોતાં મન આપ;
શી રીતે એ શુચવે, તોલ કરીને ત્યાંહ. ૭૮
માંન્યનિ કહે મુરખ હવે, પંખી પોપટ જાન;
કુપમ જાએ એ છેતરયા, તેતો વીપરીત વાત. ૭૯
નાતછે તેતો નાગરી, નવિ સહા નર નેટ;
ભોળવે કુપમ તે ભામ્યનિ, પોચેલા સહુ ઠેઠ. ૮૦
નિશ્ચે કરીને ન્યાળીયૂ, પ્રગટ દઠી પ્રીત;
એના ઉપાય એકે નથી, રાજક દૈવક રીત. ૮૧
સમજાય નહીં કાંઈ સો વસા, ભોળવાય નહી એ ભૂપ;
ચતુરાઈ ચાલે નહીં, એક અકલ અનૂપ. ૮૨

ચોપાઈ.

શુક કહે સાભળ સુંદરી, મારી વાત જો મનમાં ધરી;
આજ નહી જાવા દેઊ રાત, તોતો કહુ વિચારી વાત. ૮૩
કરજોડી બેઠી કામ્પનિ પાછલિ અર્ધ રહી ભામ્પનિ;
કહે પોપટ સાભળરે બાઈ, નાગર નાત ન જાએ વાહી. ૮૪
તેણે જાણ્યું રાખી બહાર, ચેત્યો સસરો ચેત્યો ભરતાર;
એનું ચાલે તે એ કરે, મારૂં હેત મનમાં નહી ધરે. ૮૫
ચેતાવે મારા માબાપ, ઉતારે પાણી મુજ આપ;
કરગરતે સરશે નહીં અર્થ, વિલાપ કરૂ તેતો સહુ વ્યર્થ. ૮૬
કાંઈ કરૂ અધીકા ઉપાય, પાવ્ય જોડી કયમ લાગુ પાય;

વિજ્જાર વિદ્યા મનમાં ધરૂં, કેરતુત કરવું ઘટે તે કરૂં. ૮૭
કુઈ એક તેને બારણે, નીર કાઢવાને કારણે;
મણ પાંચેકનો આણ્યો પાહાણ, નાખ્યો કુપ વિષે નીરવાણ.
હળવે હળવે આણ્યો તીર, ધબક ધીબાકો વાગ્યો નીર;
જમણી પાસાં છે તે કુપ, ડાબી પાસ ગઈ અનૂપ. ૮૯
ધમકારો સાંભળ્યો સહુ, પડી કુવામાં વહાલિ વહુ;
થયો ધમકારો નીરે નેટ, પડ્યો ધ્રાશકો એને પેટ. ૯૦
હાય હાય થયો ઉતપાત, ઘરડાએ કીધો વિપરીત વાત;
કુટે પેટ પોતાનો પૂત્ર, ભાગ્યુંરે કચ્ચુ ઘરસૂત્ર. ૯૧
ઘરડાં તુજ ડાહ્યાપણ બાળ્ય, કામ્યનિ કેરો આણ્યો કાળ;
પેહેરણ એનાં નીસરી ગયાં, પેચાબ પાંગરણમાંહે થયાં. ૯૨
સોર બકોર તેણે નગ્પ થાય, દંડે દેશતણો તે રાય;
માંહો માંહી લડવા લાગીયાં, શોકે ગાત્ર સહુનાં ભાગીયાં. ૯૩

દોહરા.

બેટો કહે છે બાપને, ફટ ફટરે ચંડાળ;
ઘર મારયું ઘરણી ગઈ, હું આણું મારો કાળ. ૯૪
પાંચ હજારે પ્રેમદા, પરણ્યો તો હું પ્રીત;
મારી નાંખી માન્યનિ, નરતી કીધી રીત. ૯૫
ઉઘાડી બાર બે આવીયા, તરૂણિ પડિતી તાંય;
એટલે છાની માની વહુ, તરત ગઈ ઘરમાંય. ૯૬
તે કોણે જાણ્યું નહીં, વહુતો પોહોતી વાસ;
કુવા ઊપર બેઉ કરકળે, પ્રેમદા જાણી પાસ. ૯૭
સાંકળ દેઈ બોલી સુંદરી, નીરભય થૈ તે નાર;
કુણ જાગે છે બારણે, સુજન લાગે ભણકાર. ૯૮

સસરાજીએ સાંભળી, વેવારૂની વાણ;
ઊઘાડી આવો બારણે, પરવશ પડ્યા અમ પ્રાણ. ૯૯
મંદીરમાં કયાંથી માનુનિ, વહુ સાચી કહો વાત;
કોણ પડ્યું આ કુપમાં, એતો મોહા ઊતપાત. ૧૦૦
કરમાં સોનાનો ચુડલો, સાળુ કસાબી કોર;
કોણ પડ્યું આ કુપમાં, થયો ઝાટકો જોર. ૧૦૧
મેહેતો જાણ્યું કુળ વધુ, તુંતો ઘરમાં હોય;
કુળ દીઠું અમે આંગણે, કળિ સકે નહી કોય. ૧૦૨
ડાટ વાળ્યો તેં ડોસલા, લીધી સ્ત્રી હત્યાય;
એતો તાહારી દીકરી, કીધો મોહા અન્યાય. ૧૦૩
ખટ મહીનાથી મેં લહ્યું, આવે છે નીત્ય જાર;
હું મારી નણદીતણો, જાગવી નોહોતી ભાર. ૧૦૪
તમો આજ તે નિરખીયું, મન ન રાખ્યું માંડ;
પશુ સરખા મેં પરખીયા, રાંડથી ભુંડા રાંડ. ૧૦૫
નારી કહે શુણ નાહોલા, અકલ વીચારો એન;
એ દીકરી ડોસાતણી, તેહ તમારી બ્હેન. ૧૦૬
આ તું કીધું મૂરખા, અઘટીત કીધું આપ;
સ્ત્રી હત્યા બેઠી તુને, પ્રગટ્યાં પાંચે પાપ. ૧૦૭
લક્ષ્મી હાકેપમ લુટશે, તજશે તમને નાત;
સસરો એનો જાણશું, વીપરીત થાશે વાત. ૧૦૮
કુંવારો બ્રાહ્મણ કરચો, ભાગ્યું તેનું ઘરસૂત્ર;
સુરપના છો મહિપતી, એઊ પિતાને પુત્ર. ૧૦૯
નર્મદ નક્ષતર સારખી, લીધી તેની પુઠ,
લજ્જા પામી તે પંડી, વાળીને એ મુઠ. ૧૧૦

મુખ શું દેખાડે મા'મનિ, એક તાત એક માત;
કળકળતી કુવે પડી, તેમ પડશે એની માત. ૧૧૧
પાગે લાગી સહુ પરણુમ્યાં, સાસુ સસરો કોડ;
ઊગરીએ શી રીતથી, કરગરી કોહો કરજોડ. ૧૧૨
બીહીશોમાં તમો બાપડાં, ધારણ રાખો ધીર;
મુકશો નહીં એ બાળકી, નથી નવાણમાં નીર. ૧૧૩
મંદિર બેડીએ મલપતાં, છાંડો મનનો શોક;
સોરબકોર કરશો કદી, તો મળશે ઝાઝા લોક. ૧૧૪
તેતો હાંસી આપણી, કુળમાં થાય કલંક;
ઓશીયાળાં થઈએ ગામમાં, એતો આડે અંક. ૧૧૫
સરમાશે ઘણું સુંદરી, તમને દેખી તંત;
બીજે પ્રકાર બીજે દીવશ, એણે પોતાનું મંત. ૧૧૬
કામ્યનિ કહે કાઢું કુપથી, સમ ખવરાવી સાંચ;
રખે વાત કહી, વીચરો, નહિં આવે કુની આંચ. ૧૧૭
મેડે મ જાણીને મોકલ્યાં, રહી એકલી આપ;
ખેન ન આવો બારણે, તો મુજ મારવાનું પાપ. ૧૧૮
વરેડ વળજો તમો, તાણી લેઊ તંત;
કો આગળ કહું વાતડી, વણ ખુટે પામું મંત. ૧૧૯
વાત ત્રીજે કાને કહું, જો જાણે કોઈ લોક;
તો પુન્ય અમારૂં પરનજો, તિર્થ વ્રત મુજ ફોક. ૧૨૦
ખમા ખમા ખંમા તુને, ભવાનીની રક્ષાય;
હળુવે હળુવે આવજો, પરઠી ધરજો પાય. ૧૨૧
વળીયો બાઈ મારે બ્હેન, પાગરણ નીચવું પુર;
મંદીરમાં પોઢો જઈ, જ્યાં લગી ઊગમેં સુર. ૧૨૨

જય મારી તુજ ડોસમે, જય મારી તુજ વીર;
એ તે વૈરી તાહરા, શીદ ગમાવો નીર. ૧૨૩
કાલાવાલા કોઠીયા, માનપનિ કીધા માંડ;
નણંદને નારી કહે, પીવો હળદરને ખાંડ. ૧૨૪
નણંદ જ્યાં સુતાં હતાં, ખરખડાવી આવી બહાર;
સસરો સ્વામી સાંભરે, નણંદ ઉગારી નાર. ૧૨૫
રાતમાં રીત એવી કરી, કોણે નવ પરઠી પેર;
હેત અધીક વધારીયું, ઘણિ પ્રકારે ઘેર. ૧૨૬
સવારે ઊઠ્યાં સહુ, કોઇ શુધ્યું નહી કંઈ;
કોઇ બીજુ નથી જાણતું, જાણેછે પેલાં તણું. ૧૨૭
નણંદ કાંઇ જાણે નહી, ને સુઇ રહીતી સેન;
તે પડી કરાવી કુપમાં, ભોજાઇએ આણ્યું હેત. ૧૨૮
પ્રભાતે પુત્ર કારણે, બેઠા સસરો એકાંત;
વહુને ત્યાં તેડાવીયાં, ભાગી મનની ભ્રાંત. ૧૨૯
સસરો સ્વામી બે જણા, પાય નમાવ્યું શીશ;
લાજ અમારી તુજ કને, વચમાં આણિયા ઇશ. ૧૩૦
ઝુમણું એક સોનાતણું, સોંપ્યું વહુને હાથ;
એ સૈયાણપું તાહરી, શોભા તારી સાથ. ૧૩૧
હાકુપમ લક્ષ્મી લુટતો, દેવાતા આપો આપ;
સ્ત્રી હત્યા ને ઊગરી તે, તાહારો પરતાપ. ૧૩૨
દોહીલા થયાછો ડોસના, વીમારી બોલો વાણ;
નણંદ અમારી દીકરી, વાહાલીછે મુજ પ્રાણ. ૧૩૩
લાજ રહી ને તમતણી, તેનો માહરી હોય;
કામ કર્યાં એ કામનિ, કળી સકે નહીં કોય. ૧૩૪

રણે તે આપે નારધને, પાપ લાગે પંદરવાર;
તેં લજ્જા રાખી માહરી, તું હૈડાનો હાર. ૧૩૫
કોણે કોને નથ્ય કહ્યું, ઘણે પ્રકારે ગુહ્ય;
કોણે કલંક જાણ્યું નહીં, ન પડી કોને સુઝ. ૧૩૬
જન્મ સુધી ઝાંખા કર્યા, રાખી ઓશોયાળી રીત;
કાલાવાલા કરી કરગરે, પુરણ આણી પ્રીત. ૧૩૭
ભલે પરણી તું અમ ઘરે, ભલે જન્મી તુજ માત;
ઉજ્વલ કુળ અજવાળીઆં, જસ ઉભરાતો જાત. ૧૩૮
સાબાશ સાબાશ મારી વહુ, સાબાશ તાહારી બુદ્ધ્ય;
સાબાશ તાહારૂં શાણપણ, સાબાશ સુરંગી સુદ્ધ્ય. ૧૩૯
સાબાશ સ્નેહ તુજ માતુશ્રી, સાબાશ સહોદર હેત;
લાજ રાખી તેં લોકમાં, વેહેવાઈ પ્રાણ મુજ લેત. ૧૪૦
લાડકવાઈ બેટી મરત, ભાગત તેનું ઘરસૂત્ર;
જમાત્ર જીવ માહારો હરત, મૃત પામત મુજ પુત્ર. ૧૪૧
કોણે કો આગળ નવ કહ્યું, ભ્રાંત ન ભાગી ભેદ;
સ્ત્રી ચરીત્ર તે ખરૂ, વીજારી પાંચમો વેદ. ૧૪૨
આવરૂ એવું બોલતાં, નોતો જારી જાઓ;
નહીંતર ઘેર બેશી રહો, ઘીનૂ ખીચડી ખાઓ. ૧૪૩
પ્રભાવતી કહે પોપટા, એતો અધિકી વાત;
પરાક્રમ કીધું પ્રેમદા, ભલી ભલત્રી ભાત. ૧૪૪
સાંભળો સુત રખિદાસના, શુણ મનજીના તન;
ઝવેર પ્રતાપે ગ્રંથ થયો, રૂડો રાજ રતન. ૧૪૫
શ્રીગોડમાળવી વિપ્ર શુભ, વેજનપુરમા વાસ;
રૂદ્ર શ્રીવીરેશ્વર તણો, શિવ સેવક શામળદાસ. ૧૪૬

ગાય શિખેને સાંભળે, પોહોચે મનના કોડ;
શામળભટ કહે ખાલકો, જયજય શ્રીરણછોડ. ૧૪૭






# શુડાબહોતેરી.

## વાત ૭ મી.



### ચોપાઈ.

શ્રીગણપતિને નામું શીશ, આરાધું ઉમયાપતિ ઈશ;
પુજુ દેવી સામી સરસ્વતી, મયા કરી આપો મા મતી. ૧
સાતમે દીવસે જુવતિ જાય, ચતુર પુરૂષ કો ચિતમાં ચાહ્ય;
સજ્યા સોળ શોભિત શણગાર, અનંગ પ્રગટ્યો અપરમપાર. ૨
ખરા ઉલટમાંહે ખાંતરે, આવી પોપટને પાંજરે;
ત્યારે શુક હસી બોલિયો, મન તણો પડદો ખોલિયો. ૩
ચતુરાઈ કેરા એ ચેહેન, બહાર જાઓ ક્યાં મારી બેન;
જાણી જાર મિલ્યા કારણે, બુધ્ધિએ આવી બારણે. ૪
શાબાશ સાબાશ એ રૂડું કરયું, એ વાતે મુજ હૈડે ઠરયું;

નિચ માણસ કરીશે નિંદાય, વિજારતણી કરજો વિદાય. ૫
રામસંઘ કેરી નારીએ, જીત્યા જસ જોબન ભારીએ;
પોતે જસ લેઇ થઇ પવિત્ર, મારૂ તેણે કરયું ચરિત્ર. ૬
નરપતીયા નાપીકની નાર, તે પણ ઊતરી પેલે પાર;
ચીનપકી કીધી ચાતુરી, બુધિથી બાંધી બાકુરી. ૭
માંટી મુખ લેવરાવ્યું તણ, અતીએ કેમ કરયાં આવર્ણ;
એવી થાઓ તો જાણ્યો સુખે, લુંડુ શીદ મનાવું મુખે. ૮
નારી નેહ ઘણુથી નમી, એનો વાત અમોને ગમી;
કહો માંડી તેનો વિસ્તાર, ઉતાર્યા સઘળા શણગાર, ૯.
શણગાર તજી બેઠી તે ઠામ, કામ્પની મરદન કીધો કામ;
'ઢો ઊપર જઈ આસન કરયું, બીજી વાત સાંભળવા ધરયું. ૧૦

દોહરા.

કરજોડી રહિ કામ્પનિ, વારૂ શુક કેહે વાત;
અકલ હીન જો આચરે, તો થાએ ઊતપાત. ૧૧
રામશેષ રાઠોડ ઘેર, હૈના સુંદર દેહ;
જળને મછથકી ઘણો, નરનારીને નેહ. ૧૨
એક એકને દેખી ઠરે, એક એકને દીઠે હર્ષ;
એક એક દીઠે સુખ અતિ, શામા સત્તર વર્ષ. ૧૩
આહયો ચતુર નર ચાકરી, ગુણવંતી રહી ઘેર;
પોપટ કેહે શુણ પદ્મનિ, પછી શી પરઠી પેર. ૧૪
ત્યાર પિછી જુવતિ કેરે, અનર્ગળ અપરમપાર;
તેહ ખબર પોતી તહાં, જ્યાં ભામ્પનિનો ભરતાર. ૧૫
શાબાશ તારી સુંદરી, સાબાશ ચતુરા ચીંત;
કામ્પનિ તારી ભાગવે, કોડે ઝાઝ કંથ..

નજરે દીઠું છે અમો, શુણ્યું ન કહિયે કાન;
અપકીર્તિ છે આપણી, મન ગમેનો ગાન્ય. ૧૭
મીત્ર પોતાના મનતણો, જમ પોતાના દેહ;
તેણે કહ્યાં કરતુત જે, મનમાં સમજ્યો તેહ. ૧૮
ગૌ હત્ય બ્રહ્મ વદે, બાળ હત્યા બહુ પેર;
જાર કરે જુવતિ ઘણું, ગુણનિધિ તારે દેર. ૧૯
મારૂં કહ્યું ન માનીયો, આકસ્માત ઘેર જાય્યો;
નીશ ચરચા જોઈ નારની, સુખીયા કે દુખિયા થાય્યો. ૨૦
દેખી મહાયું મેં નહીં, તો આવ્યો તમપાસ;
તાહારૂં ઘર શીદ ભાગિયે, શીદ કરીજે હાસ્ય. ૨૧
પશીયરને છંછેડીયો, વેદ વકાર્યો વાઘ;
મરડી મુછ તે ઉઠીયો, રેઢી મુકી પાઘ. ૨૨
પ્રતિજ્ઞા પોતે કરી, વચમાં આણ્યા ઈશ;
વહાણમાં જઈ વાઢશું, શામા કેરૂં શીશ. ૨૩
શાળીગ્રામની આજ્ઞા, વચમાં સીતારામ;
સૂર્ય ચંદ્ર બે સાખિયા, મારૂં જાઈને શ્રેમ. ૨૪
અણીપાર હઠીલે ભીડીયા, થયો અશ્વ અશ્વાર;
આરધડી રાતે ચતુરનર, આવી બેઠો બહાર. ૨૫
જુવતિએ જળ ભરી આપિયું, પ્રીતે આપ્યાં પાન;
ભલે પધારયા ભૂપતી, દીધું જીવતદાન. ૨૬
આજ ઊનમ નહી માહરે, અમ ઘેર બ્રહ્મા ઈશ;
રાજ પધાર્યા રાવળે, સંફળ હુવો આ દીશ. ૨૭
આજ નવગ્રહ પાધરા, આવ્યો સલુણો સ્નેહ;
રાજ પધારયા રાજવી, દુધે ઉઠયા મેહ. ૨૮

આજતો વાયસ બોલીયો, વાલો વાયસ વાય;
આજ ચંદનના છાંટણાં, રીદેય પધાર્યા રાય. ૨૯
કુમ કુમ છડા દેવરાવીયા, મોતી પુરયા ચોક;
ચંદનની પ્રષ્ટી થઈ, ગુણ અનવાણું ગોખ. ૩૦
તેલાં માન્યાં તીતળા તણા, દીપક માન્યા દેવ;
નીવેદ માનાં નવરાત્રનાં, માની શિવની શેવ. ૩૧
તે પુંને રાજ પધારીયા, જોતી હુતી વાટ;
પ્રીતે પાક અમો કરૂં, ખાતે પેટો ખાટ. ૩૨
અમલે આરોગો આજ દીન, કહો વીગતની વાત;
રંગ મેહેલમાં રાયજી, રીઝવીએજી રાત. ૩૩
કાલાવાલ કોઠ્ઠીધા, કંથ આગળે ક્રોધ;
માન્યું નહિ તે માટિએ, વળી પાણી નવ પીધ. ૩૪
શુણ સામા સલક્ષણી, એતતિ હોયતો ચેત;
તુંએ આવ્યા હોત જો, લાંહો તુજથી લેત. ૩૫
ત્યાં વાતોછે તાહરી, જુવતી એલે જાર;
સમ ખાધા તેણે સહસ્ત્રધા, નીચે વાતં નીરધાર ૩૬
આવ્યોછું તુજને મારવા, છેદવા કારણ શીશ;
અંતર કરૂં એ વાતમાં, તો મુજને દાઝે ઈશ. ૩૭
જળ કે અન્ન જમું નહીં, વેદ કરૂં નહી વાત;
પીન્તુ પણ બીજું નહી, જોઈને તારી ખ્યાત. ૩૮
કાલાવાલા માનું નહીં, માનું નહીં તારૂં માન;
નીચે મારૂં તુજને, તારા સમ ખ્યે તાન. ૩૯
એક વાતે તું ઉગરે, મેહેલી મનનો મોડ;
માને મુજ આગળ માનની, કહે સર્વ કરજોડ.

કેટલા કંપ તે લાગડ્યા, કેટલા કરયા તેં જાર;
કેટલા રંગ રમાડીયા, કહે મેલી મન ભાર. ૪૧

ચોપાઈ.

નારી કહે સાંભળરે નાહો, વનિતા જાણીને શું વાહો;
તમે માનો લોકોનું કહ્યું, ડાહાપણ તો વેહેતુ ગયું. ૪૨
ચતુરાઈ તારી ચુલે પડી, અમ સાથે કપમ,આવે અડી;
બાળ્ય તાહારી બુદ્ધિ પરપંચ, બાળ્ય શાણપણાના સંચ. ૪૩
બાળ્ય રૂપને તાહારો રંગ, બાળ્ય હથીયાર સુરાનો સંગ;
બાળ્ય મુંછ દાઢીને ખોલ, કીધું મેહે સહુ તાહારૂં તોલ. ૪૪
શાણપણું તેં કયાં સાંઠીયું. ડહાપણ કેઈ જાગે ડાઠીયું;
દેખી ન શકે લંડન લોક, કરે કુનેતી કાંસુ ફોક. ૪૫
રાઠ ઘરમાં થાવા કારણે, ભભેરયો આવ્યો બારણે;
મારૂ મારૂ કરતો આવિયો, રળી ઘેર રૂડું લાવિયો. ૪૬
રજપુત કહે સાંભળરે રંડ, પાપણી તું કરે પાખંડ;
તરૂણી લક્ષ કથન કહે તું, વણ મારયે મુકું નહીં હું. ૪૭
વિનતા સાચ્ચા બોલે વાણી, તો તુજને મુકું હું જાણી;
આને સાચુ તો સર્વે મારૂં, પ્રકાશ કરય તું તારૂં પાપ. ૪૮
સાચુ નવ માને આ દીશ, ઈશ્વર આણ જો છેદુ શીશ;
જુવતી જાર કરયા જેટલા, તન મનથી માનો તેટલા. ૪૯
તોતો સ્ત્રી હત્યા નહીં મળે, પરીયા સાતનો કોલજ દળે.
વણ મારયે જો મુકું તુને, મહારૂદ્રજી લાજ મુને. ૫૦
તેથી લાખ પ્રતિજ્ઞા ઘણી, સમૈજાણ્યાં સમજે સુંદરી;
હેતે જુવતિ જોડયા હાથ, સ્તુતિ કીધી સ્વામીને સાથ. ૫૧
કરતુત કરયાં હોય એવા કામ, તો વર્ષમું આણું શ્રીરામ;

કહોતો વચમાં આણું ઇશ, કહોતો જાપ જપુ જુગદીશ. ૫૨
કહોતો અગની ઝાલું હાથ, સતી થઈ શોધુ તુજ સાથ;
કાચે કુંભે આણું નીર, હાથેળીમાં રાખુ ખીર. ૫૩
કાચે તાંતણે ગજ બાંધીએ, સ્વામિ કહો તે શીર સાધીએ;
કહો તે વીધરૂ ધ્રુકધીર, શીવને સમર્પુ શરીર. ૫૪
કાચે તંતુ કાઢુ ઘડો, વણ વાંકે શા માટે વઢો;
તાતે તેલથી વીંટી લેઉ, કહો તેની એંધાણી દેઉ. ૫૫
ભરીએ પસલી પાવક તણી, જેમ ધ્યાનમાં આણે ધણી;
નાખો સમુદ્ર મધ્યેથી તરૂ, એક વાતે હું નહી મરૂ. ૫૬
કહોતો ઝેર હળાહળ પીઊ, સાચી વાતે શાને બીહુ;
હું સ્વપ્ને જાણું નહી જાર, જુવો તમે તમારો ભાર. ૫૭

દોહરા.

રામ દુહાઈ રામો કહે, મળે નહી એકે મેળ;
માન્યાવણ મુકુ નહીં, ખરો એ મારો ખેલ. ૫૮
જુવતિ કહે જખ મારશો, જુઠુ બોલશો જેહ;
મસ્તક કાપ્યરે માહરૂ, તને ગમે તો તેહ. ૫૯
અધીક રીસથી કોપિયો, રજપુતતણી એ રીત;
બાંધી નારી ખળ કરી, પરહરિ પોતે પ્રીત. ૬૦
ઘર વચ્ચે એક થાંભલો, બોવીધ બાંધ્યા ચર્ણ;
કમરે બાંધી કામ્યનિ, કર ઊંચાથી કર્ણ. ૬૧
મેલું રાત્રિ આજની, કાલ્ય ઊગમતે દીશ;
માને નહી જો માનની, સવારે છેદુ શીશ. ૬૨
પલંગ પાથરી પોઢીયો, પ્રીત તજી તે પાસ;
કટાર ગ્રહી છે કર વિષે, હેત તજીને હાસ્ય. ૬૩

ડુંગી ગયો અહેણીયો, મહોકમ ગઇ અધરાત;
એટલે એક કૌતક થયું, વિપરીત સરખી વાત. ૬૪
નારી એક જાતે નાપીણી, પાપિણી કરવા પાપ;
સૈયર તેની સલક્ષણી, આવી આપો આપ. ૬૫
તે નાપિતણી કુટણી, દહાડી નીત દલાલ;
સાટાં વાટાં સાટવે, માંહે ઘણેરા માલ. ૬૬
સરૂવે સારે સ્વર કર્યો, એ હું છું ઉઘાડ;
આવીછું તુજને તેડવા, જુગતે કરી જમાડ. ૬૭
ફળે કમાડ ઊઘાડીયાં, પ્રીતે બેઠી પાસ;
વાયરો તારો વહી ગયો, સૈયર તુજને સાબાશ ૬૮
વીરમ વાટ જોઈ રહ્યો, પ્રીત ઘણેરી પેર;
બેસારયો છે બારણે, ઘણા હેતથી ઘેર. ૬૯
મૈન કરયરે તું માનની, દાવાનળછે દીશ;
રામ રાઠોડ રીસાળવો, છેદશે તારૂં શીશ. ૭૦
કોઇયે કાન ભંભેરીયા, આવ્યોછે કરતો કોપ
માર દેછે મુજને ઘણો, લાજ કરેછે લોપ. ૭૧
પરવશ પડીછું પાપથી, ઊંચા બાંધ્યા છે હાથ;
શી રીતે આવી શકુ, સ્નેહ કરવા તે સાથ. ૭૨
સૈયર કહે પઢીયા સાતનો, કબુલ કર્યો છે કોલ;
પંચલાખ વસાતે પાળવું, જો હું બોલી બોલ. ૭૩
કોલ બાળ તારો કામની, બાળ તાહરી રીત;
પ્રભાતે પ્રાણ પતિ હરે, તો કયમ પરહુ પ્રીત. ૭૪
હવે માલશો મુજમાં, હવે મારી શી બુધ્ય;
હવે આશા શી શિરં તણી, નથી મુજ રહે શુધ્ય. ૭૫

નારીને નાપણી કહે, તરૂણી એ શાં તાન;
સારી લાવ્યો છે સુખડી, પ્રીતે ચવરાવે પાન. ૭૬
આશાબંધો આવીયો, તે નીરાશ કયમ જાય;
વાયદો કરી આવ્યાં અમો, તે મિથ્યા કયમ થાય. ૭૭
સૈયર શીખામણ શીખવું, કળે કર એક કામ;
જાઓ જરૂર જારી કરો, મુજને બાંધી આ ઠામ. ૭૮
જાણું શું જીભે કહું, મુજને બાંધી આ ઠાર;
જઇ આવો વીરમ કને, તો તું સાચી નાર. ૭૯
નારી છોડી નાપિણી, પોતે બંધાણી પેર;
જારી કાજે જોખમાં, ગઇ પર નરને ઘેર. ૮૦
પહોર રાત રહી પાછલી, જાગ્યો જોરખળ જોધ;
કામ્યનિ જગાડી કુંપડે, કરીને આકો ક્રોધ. ૮૧
માન વાત તું માન્યનિ, ગુણ તજીને ગર્વ,
માફ કરૂં મુકુ તુને, વાંક ગુનો જે સર્વ. ૮૨
બોલી નહી તે બાપડી, સમજવા માટે સાદ;
રીસ ચઢી રાઠોડને, ઊતારૂં તારો નાદ. ૮૩
બોલાવી નથી બોલતી, વેદ કરેછે વાંક;
કોપ કરીને કાપીયું, તે નારીનું નાક. ૮૪
પંચ અંગુળ પુરૂ ભરી, શોભાવ્યું એ સાથ;
માન્યનિ વાળો મુડી, હેતે આલો હાથ. ૮૫
ખાતે ભરાણાં ખાબડાં, રૂધીરતણી થઇ રેલ;
શામાને મન શોકછે, મળ્યો એ રીતે મેળ. ૮૬
નાક હવડાં તો છેદીયું, સવારે છેદુ શીશ,
જુવતિ તું જાણે નહી, રજપુતોની રીત. ૮૭

અફીણ આરોગી હુંબિયો, જાણે પાક્યો મર્ત;
એટલે જાર વીણા રમી, તરૂણી આવી તર્ત. ૮૮
બાર ઉધાડ્યાં બાળકી, પાસે બેઠી પૂર;
અરસપરસ વાતો કરી, નારી નીરખ્યું નૂર. ૮૯
દાવાનળ દુખમાં પડી, કામ્પનિ પામી કષ્ટ;
છેદી નાક જીદું કર્યું, તેતો દીઠું દ્રષ્ટ. ૯૦
બંધાણી પોતે બળ કરી, નાપીણિ તો ગઇ નેટ;
રૂધીર તણી રેલ્યો થઇ, પડ્યો ધ્રાશકો પેટ. ૯૧
પોપટ કહે પરભાવતી, શેઠાણી સુંદર સાર;
એટલું વીત્યું રાતમાં, વાણી શો વેહેવાર. ૯૨
નાક વઢાવું નાપીણી, દુઃખ પામી બહુ દેહ;
પુછે જ્યાં એનો પતી, ત્યાં શું કેહેશે તેહ. ૯૩
બોલિ કપમ સતીપણું, કપમ માને એના કંથ;
કપમ એ બે જણ જીવશે, પ્રીછો તો કહો પંથ. ૯૪
નરને શું કહેસે નાપિણી, કયાં છેદાવ્યું નાક;
ત્યાં પ્રતી ઉત્તર શો કરે, વેદ વદે શું વાકય. ૯૫
રીત બનશે રાઠોડ ઘેર, વાણું વાશે વેદ;
શીશ તો સ્વામી છેદશે, બરો પ્રગટશે ભેદ. ૯૬
ઉત્તર શો એ આપશે, જડશે કેવી જાગ;
સતીપણું કપમ શોભશે, કપમ પતિ પડશે પાગ ૯૭
પ્રભાવતી કહે પંખીપા, રુડો તારો મેળ;
સુજાને સુત્ર પડે નહી, એક તલે નહી તેલ. ૯૮
એ પાણી મગ નવ ચઢે, જો સોમણ બાળે કાષ્ટ;
એ રજપુત માને નહી, સ્ત્રી ચરીત્રના ઠાઠ.' ૯૯

બુદ્ધિથી તો નહી બને, કરે શી ચતુરા ચાલ;
લક્ષ કરોડ વીશે વસા, ખુટયો એનો કાળ. ૧૦૦

શુક કહે સુણ સુંદરી, કહુ વિજારી વાત;
આજ ન જાઓ જારીએ, રહો મુજ પાસે રાત. ૧૦૧

વારૂ કહી વીનતા રહી, પોપટ પ્રીછવે પેર,
પ્રથમ રીત તુજને કહુ, બની નાપિતને ઘેર. ૧૦૨

કરમાં કટકો નાકનો, ચાલે રૂધીરની ધાર;
ઊઠયૂ ઊઠય અભાગિયા, ભામની કહે ભરતાર. ૧૦૩

હુંયે જુમ અઘોરીયા, સેહે નહી અજાણ;
પાપે હું પરણી તુને, પાલવ બંધાણો પાણ. ૧૦૪

નાન કમાઉ મોઝી ઘણો, વસની તણો વિવેક;
રીત ન જાણે રાજની, ન્યાયી તણા ને નેક. ૧૦૫

અહીણિયોને આળસુ, ઊંઘ કરમાને ઊંઘ;
ધાપજાને એ નવ ધટે, શોખ અમારો સુંધ્ય. ૧૦૬

પુત્ર જણ્યો પટલાણિયે, હરખ ઘણોછે હેત;
મળીછે આજી મેદની, સજ્જન સર્વ સમેત. ૧૦૭

લાવ્ય પાહેણાં અંડિયા, જરૂર પણે તું જાય્ય;
નીળ વધ કરવો નારય કહે, મન ગમે તે માગ્ય. ૧૦૮

તુજને આપશે સાડલો, તુજને આપશે પાઘ;
ઊઠય આકમિ આ ઘડી, લાખ્યણોછે લાગ. ૧૦૯

નાખ્ય છુટો નારી કહે, પાહેણાં પ્રાહો પ્રીત;
રીત ન જાણે રાજની, રઝળે દાડી નીત્ય ૧૧૦

ઊઠયો આકમિ હુંરથી, ધસમસ કરતો ધીર;
નાગી સનમુખ નાખીયો, છોર એક નમ શરીર ૧૧૧

મરીજ કાપ્યું ત્યાં મીંતની, ફટફટરે ફિટકાળઈ;
નાક કાપ્યુંરે નાહેલા, ધેણી મુખ રેતી આળ. ૧૧૨
કનપાત કરે તે કામ્પનિ, ખાસે અવળા વાકઈ;
નીચ નમેરા નાહેલા, છેદ્યુ માહારૂં નાક! ૧૧૩
ગુણ હીણા તું ધાંપળા, કામે કીધો તેં કેહેર;
તાંહારે માહારે કયાં અડ્યું, કીયા જન્મનું વેર. ૧૧૪
રળી ખવરાવું રોટલા, વેચ્યુંકું માહારી જાત;
તેનો ગુણ જાણ્યો નહી, વિપરીત કીધી વાત. ૧૧૫
હત્યારા હત્યા કરી, જુવું નહી આ દોશ;
અંત તાત માહારા કને, છેદાવું તુંજ શીશ. ૧૧૬
નાથ જાણીશ નવારશી, માહારે માપે જોર;
નાક વાઢી તું જઈશ કયાં; ચંડાળ અકર્મિ ચોર. ૧૧૭
હત્યારા હત્યા કરી, પાપી કીધું પાપ;
કરૂપ કરી સ્વરૂપની, અકલવંતો તું આપ. ૧૧૮
ગામમા નોતી ગોરડી, મુજ સરીખી મહિરાજ
કુરૂપ કરી તેં મુજને, સુખ કરાવ્યું તાજ! ૧૧૯
મનુશને મુખ કયમ દાખવું, જીમે દેઊં હું દંત;
આ લે તું તારા છોકરા, કાળા મોહોના કંથ. ૧૨૦
માન્યનિ જોઈ મુરખે, સર્વ માન્યું સાચ;
નાક દીઠું નારીતણું, પુરણ અંગુળ પાચ. ૧૨૧
રહેરે રામા રોઈશ મા, કરૂં હું તારૂં કાજ;
સાંધે સાંધો મેળવુ, તો નરપતિયો મુજ નામ. ૧૨૨
ટેભા લીધા તરતીખશું, મેળવ્યું લોહીમાં લોહી;
શીલ બાને સાજુ કર્યું, કારણ નવ જાણ્યુ કોઈ. ૧૨૩

લાજણી ખાધી સાબરી, જરૂરપણે ત્યાં જામ્યો;
કરૂં લાજણા લાડુવા, ખાંત ઘણીથી ખાઓ. ૧૨૪
ખાંડાવું સુંઠને ટોપરાં, ખારેક અને ખજુર;
તુ માનીતી માહરી, મુજને જાણ્ય મજુર. ૧૨૫
પ્રાણ તું મારી પ્રેમદા, તું જીવત મુજ જાણ્ય;
તુ આધારછે માહરી, પ્રીતે લાગ્યો પાગ્ય. ૧૨૬
થયો વેચાણ વિનતાતણો, ગુલામ ઘણેરે હેત;
ઘર ઘરેણું તાહરૂં, તન મન ધન સમેત. ૧૨૭
એક વિજાણી નાપિણી, પુરણ કીધો પેર;
હવે હકીકત સાંભળો, રાવ રાઠોડો ઘેર. ૧૨૮
રાત રહી પછી પાછલી, ઘડી ત્રણ પ્રક ધીર,
જાગ્યો રજપુત તે રાતથી, વીર વિરાધી વીર. ૧૨૯
ખુંખારી તે ઉઠીયો, જળ પીધું જરૂર;
અમલ આરોગ્યો એ સમે, પ્રભાતે ઉગયે સુર. ૧૩૦
કરમાં લીધો કોરડો, પટકાવ્યા સેં પાંચ;
મસ્તક છેદુ આપનિ, અધિકી દીધી આંચ. ૧૩૧
નાક વાઢે સમજી નહી, માન્યું નહાં તે મુજ;
કરયું ભોગવ તું તાહરૂં, તારી હત્યા તુજ. ૧૩૨
મરવાથી બીતો નથી, તે તુ જાણજે આપ;
માનત તો મારત નહી, સો મુજને શું પાપ. ૧૩૩
રીસ કરી રામા કહે, સાંભળ માંટી મુઢ;
પાપી પાપીના જણ્યા, ગુણ હીણા તું ગુઢ. ૧૩૪
જુઠા જુઠાના છોકરા, જુઠા જુઠાના જાર;
જુઠા જુઠાના સોબતી, ગુણ હીણા ગુમાર. ૧૩૫

નગુણા નગુણાના નરપતિ, નગુણા નામ નિઃશંક;
અવળે અવળાના સંગતી, અવળો આડે અંક. ૧૩૬
અધર્મિ અહંકારિ તું, અધર્મ તણો તું રૂપ;
ડાહ્યાપણના દંભીયા, ડાપણ પડીયું કુપ. ૧૩૭
ભુંડા ભુંડાના ભૂપતી, ભુંડાના ભંડાર;
કુડે કુડાના કીકરા, શું કહુ વારંવાર. ૧૩૮
તેની આંખે કમળો થયો, તે પીળું પેખંત;
તું છે જાર જારી તણો, દિલ સહુનાં દેખંત. ૧૩૯
રજપૂત નહી તું રાંડવો, પીછે નહી પુન કે પેર;
કોઈક ભુંડે ભંભેરીયો, આવ્યો લડવા ઘેર. ૧૪૦
કલપાંત મુકપરે કંધડા; જખ મારે તું ફોક;
રખે સાચુ માનશે, લાડકવાયા લોક. ૧૪૧
સજનને તો દુખ થશે, વૈરીને થાશે વાણ્ય;
તારેને મારા બાપને, એક હસવું એક હાણ્ય. ૧૪૨
સીતા સતી ખીલું સાધવી, અબળાનો અવતાર;
મનોવરી સરખી માનુનિ, માને નહી ગુમાર. ૧૪૩
બાળી ભસ્મ તુને કરૂં, જો તુજને દેઉ શ્રાપ;
શું કરીએ પરણ્યો પતી, પ્રત્યક્ષ લાગે પાપ. ૧૪૪
પ્રભાકર પ્રભુ પ્રત્યક્ષછે, પ્રત્યક્ષ ઉમિયા ઈશ;
જો હોય બાપનો દીકરો, તો તું છેદ મુજ શીશ. ૧૪૫
રાણી જાયો હોય રાજની, ધાવ્યો હોય માનું સ્થાન;
બેટો હોય જો બાપનો, તો નૃપ મુકીશ માન. ૧૪૬
હશી હઠીલો બોલિયો, માનુનિ મુરખ માન્ય,
નાંક વાઢે સમજી નહી, હવે કેશને કાન. ૧૪૭

કયાં ગયા સારા દેવસા, કયાં ગયા તોરા તોડ;
કયા ગયા તારા રામજી, હેઘુ જ્યારે નાક ૧૪૮
માન વણ મુકું જીવતી, તો બ્રહ્મહત્યા પાપ;
સારી પેરે ઓળખ્યા, સની તમારા આપ ૧૪૯
માનવનિ કહેરે મુરખા, કેમ માને તું આન;
જે તું કહે તે હું કરૂ, કંથ તમારૂ કાજ. ૧૫૦
કહે તે દેખાડું પારખું, માને જેમ માંટી મુદ,
કાંઈ ન રાખીશ ઓરતો, ગુણ હીણા ગુણ ગુદ. ૧૫૧
રાઠોડ કહે રાણી સુણો, તોરો હું માનુ તાક;
સૂર્ય દેવ સાજુ કરે, જો નારી તારૂ નાક. ૧૫૨
મેહે મારે હાથે હણ્યું, પુરણ આગુળ પાય;
ચતુરભુજ ચોટાડશે, તો સતી તુ સાચ.' ૧૫૩
અખીલ નાક ઓખા કરે, નહીં વીનતા તુજ થોક;
તો તારા ચાકર અમો, એતો આડો આંક ૧૫૪
કાપો ન રહે કામનિ, પનક ન પામે પીડ;
તો મન માને માહરૂ, સતી હોયતો શીડ. ૧૫૫
તો સાચી જાણું તુને, સહુ વિસા તું સીન;
આત્મપણે મનોવરી, માને મારૂ ચીત. ૧૫૬
નારી કહેરે નાહોના, શીશ કાપે તો તર્ત,
ચતુરભુજ ચોટાડશે, મેળ ન પામુ મર્ત ૧૫૭
હાથ મારા રાજે હેરી, પ્રભુ રાજા મુજ પાપ,
જીવ રક્ષણ જુગદીશરી, નારાયણ રાખે નાક. ૧૫૮
કાપરે શીશ સનક્ષણા, શીદ લગાડે વાર;
શ્રી સૂર્ય સાજુ કરે, નીશ્ચે તે નીરધાર ૧૫૯

લવ કરે લેખાવની, પણ જીવ્યાની એક જાગ;
નારી નાક સાજુ કરે, તો પ્રીતે લાગુ પાગ. ૧૬૦
એટલે અરૂણ ઉદય થયો, અધિક થયો ઉજાશ;
નારી ન્યાળી નાહોલે, શામા ઘણી સુવેશ. ૧૬૧
ભરયાં રૂધીરે ખાખડાં, ભરયાં રૂધીરે વસ્ત્ર;
સાજુ નાક સુંદરી તણું, પતિની પાસે શસ્ત્ર. ૧૬૨
મારે હાથે મેં હણ્યું, સુંપ્યુ એને હાથ;
સુર્ય દેવે સાજુ કરયું, સ્નેહ સતીને સાથ. ૧૬૩
હવે સતીને છોડાવે, નહીતર કોપે ઇશ;
જેમ નાક સાજુ કરયું, તેમ સાજુ થાયે શીશ. ૧૬૪
વિનતાને વાલા વિષ્ણુંજી, વિનતાને વાલા રામ;
શીશ શત્રુનું છેદીએ, જેણે કીધું આ કામ. ૧૬૫
પતિએ પ્રદક્ષણા કરી, વાર સત એક આઠ;
કરજોડીને કરગરે, પરઠો સ્તુતીનો પાઠ. ૧૬૬
ધન્ય અવતાર ધણી કહે, ધન્ય તુજ પુરાણ પેર;
ધન્ય શામા સતીપણું, ધન્ય ધરણી મુજ ઘેર. ૧૬૭
ધન્ય માત તુજ તાતને, ધન્ય તારો અવતાર;
ધન્ય જનુની તાહરી, ભાગ તણો ભંડાર. ૧૬૮
ધન્ય ઉપાર્જન તાહરૂ, ધન્ય કુળ તાહારા કર્મ;
ધન્ય સતીની સીધતા, ધન્ય તમારૂ ધર્મ. ૧૬૯
જખ મારી જેણે કહ્યું, કામ્પતિ તુજ કલંક;
જખ મારી મેં માનિયું, ક્ષમા કરોજી વંક. ૧૭૦
જો તુ રીસે જે પરે, પ્રળય પૃથિવીનો થાય;
સામ્યા સતી તુ સુદરી, સાંચાં તુજ કૃતકાર. ૧૭૧

# શુડાબહોતેરી.

## વાત ૮ મી.



### ચોપાઈ.

શ્રી સારદાને નામું શીશ, આરાધુ ઊમિયાપતિ ઈશ;
શ્રી ગણપતિના પુજુ પાય, સફળ મનોરથ મનના થાય.
કહીએ વાત અધિક આઠમી, રસીક વચન સ્થિરતા ઠાઠની;
રામા ચાલી પડતે રાત, વારૂ પોપટ બોલ્યો વાત.
આભ્રણું અંગ સજ્યા છે સોળ, મુખ ભરિયા તાતાં તંબોળ
હાવ ભાવ કટાક્ષે કરી, સમી સાંજે શણગા સંચરી
પોપટને કીધો પરણામ, કામનિ અંગે દીઠો કામ;
તેના મન ગમતું બોલિયો, મનતણો પડદો ખોલિયો.
આજ શીખામણ દીજે અમો, તરૂણી નારી જાણો તમો;

હવી રમી નમીને જામ, કરી આવજો રૂડાં કામ. ૫
જુવતિ કેહે હું ત્યાં જાણીશું, તારા સમ ખાતે ખાણીશું;
પોપટ કેહે પધારો પેર, જોજો અમૃતમાં રાતુ ઝેર. ૬
સાચવજો કહી સંકટ પડે, રખે આળ નજ્ય માથે ચડે;
ચડ્યાં કટક ઊતરે કહુ કથી, કલંક ચડ્યાં ઊતરતા નથી. ૭

દોહરા.

કટુલા કોહોળીની કામ્યનિ, કીધુંછે જોગ કામ;
તેના જેવું જો આવડે, તો ઠેઠ પોમાડે કામ ૮
પગે નમી તે પ્રેમદા, શુક સાંભળ્ય મુજ બાત;
કુણ એવો કોહોળી હતો, વિસ્તારી કેહે વાત. ૯
નામ કવણ નારીતણું, રેહેતો કુણજ ગામ;
વિસ્તાર વિદ્યા કેવી કરી, મમત વધારી મામ. ૧૦
શુક કેહે સૈજાસુંદરી, કટુલા ઘેર તે કામ્ય;
રામપરા મધ્યે રહે, નૃસિંહરાયને ધામ. ૧૧
ત્રણ તરૂવાર બાંધે ધણી, કમર કસે કટાર;
તીરકસ બાંધે ચોગીધે, ભામ્યનિનો ભરતાર. ૧૨
મરદ મુંછાળો મમત બહુ, બાંધે રાજ હાથ;
શુરો માંહ્ય શીરોમણિ, સુદે સામદ સાથ. ૧૩
હુંકારો કો નજ્ય કરે, લોપી ન સકે લાજ;
તાવ ઊતરે તરૂવારથી, મહિપતી માને માજ. ૧૪
ઘર આગળ નજ્ય નીસરે, વાદ કરે નહી વેર.
જાણે જે ભુંડો ભીલછે, કરે કટુવો કેહેર. ૧૫
ઘૃત લેવા ઘરણી ગઈ, હેત વણીજને હાટ;
નમત લોક આવે ત્યાં, ચોટા વચમાં વાટ. ૧૬

ડાહ્યોમાં એક શેઠિયો, ડુંદાળો શો દેહ;
ફરે ફૂટડો ફૂલતો, નારીને પ્રગટ્યો નેહ. ૧૭
બોલતાં ખાડ ગાલે પડે, વળે ત્રેવડી પેર;
સીસો ગોરો લાજમો, સહુકો કેહેછે શેઠ. ૧૮
ગરદન જાડી ગુણવંત ઘણો, ટુંકા ટુંકા હાથ;
કાલું કાલું બોલતો, સ્નેહ સર્વને સાથ. ૧૯
કામાતુર થઈ કામ્યનિ, વ્રેહેનું વાગ્યું બાણ;
આસકતા થઈ તે ઊપરે, પરવશ પડીયા પ્રાણ. ૨૦
વણીજને વાયક કહ્યું, મણકછે મારે ધૂન;
તે તોળી આપું તુને, એવું કહી તેડ્યો તર્ત. ૨૧
લોભે પડીયો લાલચ્યા, પ્રીતે પરઠી પેર;
આવે જાય અહર્નિશા, ઘણા હેતથી ઘેર. ૨૨
મન દીઠું માન્યનિ તણું, પડ્યો ધ્રાશકો પેટ;
વિનતા પ્રત્યે બોલીયો, સમજુ શાણો શેઠ. ૨૩
ચિન્હ માં કરધરે આંતગી, એ વાત ન કરય આ દીશ;
કહાય કટુશો દેખશે, તો તરત છેદશે શીશ. ૨૪
બાળ્ય થી તરૂણી તાહરૂં, બાળ્ય તાહારો લાભ,
ઊંડળમાં કપમ ઘાલીએ, આજ અવર્ધા આમ. ૨૫
બીએ મારાં છોકરાં, જીવ માહારેથી જાઊ;
આજ થકી નહી આવીએ, તે વાતે સમ ખાઊ. ૨૬
કપરાને વળી કોકીલો, કટુમાં કડવો ઝેર;
એમાં લાભ શો લીજીએ, વિના સ્વાર્થનું વેર. ૨૭
વિનતી કહેરે વાણીયા, જાય મારેછે એહ;
સુખે જાઓને આવજો, કરો ઝાઝા શું સ્નેહ. ૨૮

કદાચ તું આવે નહી, સ્નેહ તોરે મુજ સાથ;
કહુ કટુલા કંથને, જે હૈડે નાંખ્યો હાથ. ૨૯
તે વેળા તેણી ઘડી, તેજ પલક તે વાર;
અજર નહી એ વાતમાં, શીરાનણો સંસ્કાર. ૩૦
કોઈક દાહાડો દેખશે, જેહ લખ્યું તે થાય;
મારી ન સકે મુજ આગળે, આતમાં રૂડું આય. ૩૧
વશ કીધો તે વાણીયો, જુવતીએ મેળ્યો જોગ;
જેર કરે તે જોખમાં, ભાૃપનિ સાથે ભોગ. ૩૨
જાણશે તાર મારશે, નારીને ન દુભાય;
કોશર કરૂં હું જેટલી, તેટલું જોખમ થાય. ૩૩
વીચાર કરથી મન વાણીએ, એતો કોપ્યા ઈશ;
કયારે કટુવો દેખશે, તે વેળા છેદે શીશ. ૩૪
એ વાતે સંદેહ નહી, ખાધું નીકળશે ધૃન;
મારે મુજને તે ખરો, એ વેળાએ મૃત. ૩૫
નહી આવું કહે નારને, તારા મંદીર માંય;
જીવતણું જોખમ થશે, તોલ ઘટેછે ત્યાંય. ૩૬
ત્રીજા કહેરે શેઠ શુણ, ઓતા મન નવ આણ,
કોલ પરીયા પઆસનો, વેદ વચન મુજ વાણ. ૩૭
તારૂં થુંક પડે જેટલું, તેટલું મારૂં લોહી;
તુજ જીવે અમો જીવીએ, કારણ ન લહે કોઈ. ૩૮
કોલ દીધો તે કામની, લાખ હજારાં કોડ;
નીરભય આવ તું આ સમે, મંદીર મોટા મોડ. ૩૯
એક સમે કૌતૃક થયું, હાહાસા વાટ્યે દીઠ,
ગળીત થઈ તે ગોરડી, પ્રેમદા કેરી પીઠ. ૪૦

કંપ આગળ કહે કામ્યનિ, કરો એક મારૂં કાજ;
કોળાં કોઈક લેઈ ગયું, એ આપણનાં આજ. ૪૧
નારૂર લઈ આવો ઝાંખરાં, વચમાં કરવી વાડ;
વળી કોળું કોઇ લઈ જશે; તો કરવી પડશે રાડ. ૪૨
હવડાંને હવડાં જઈ, ઝાંખરાં ઝાઝાં લાવ;
રાંધી મેલું રોટલા, એક ઘડીમાં આવ. ૪૩
એ કોળાં જીવ બરાબરી, લેઈ ગયો કો જંન;
વાડ્ય કરશો વરણાગિયા, ત્યારે મળશે અન્ન. ૪૪
ધીયણો લેઈ તે સંચરયો, ઝાંખરાં લેવા જાય;
એટલે પેઠો વાણીઓ, આવ્યો છે ઘરમાંય. ૪૫
જાણ્યું જે વાર ઘણી થશે, આવો જાશે એહ;
વણીજ પરવારી વાધશે, તાન વીચારયું તેહ. ૪૬
નીશ્ચિંતપણે નીશ્ચંત શું, લાગી લેહેર લગન;
વસ્ત્ર વીસર્જન બેયનાં, નર નાર થયાં ત્યાં નગ્ન. ૪૭
ઘર તેનું ઘંઘોલીયું, નહીં અગોચર ઠામ;
વીશમ ઠેકાણે વાણીઓ. કરયું કુડું કામ. ૪૮
મળે મૃગને જેમ કેસરી, મળે અજાને જેમ ગજા;
જંબુક સિંહણ ભોગવે, કહો કેમ જીવે રજા. ૪૯
માંસ સાચા શાર્દૂલનું, સસલો ખાવા જાય;
પંગો કરામ પરવત ચડે, અંત ફજેતી થાય. ૫૦
ભયો ભાગોળે ભીલડો, દીઠાં ઝાંખરાં ઠેર;
બાંધી લાવ્યો બારણે, ઘડી એકમાં ઘેર ૫૧
કલ્પાંતા કોઈએ એકઠાં, ઘણાં ઝાંખરા ઘોર;
દેખે ને મુકે નહીં, ચીતડું જેનું ચોર. ૫૨

દીઠા ડાહે આવતો, દીઠા ઘરની નાર
વાણીએ માંડ્યાં વેળસાં, મનમાં કર્યો વિચાર. ૫૩
થરથર ધ્રુજી સ્થિર રહ્યો, વસ્ત્ર વીહાણિ વંચ;
રામ રામ મનમાં જપે, માથે 'ઓઢ્યું મંચ. ૫૪
બીખ્યા મારયાં છોકરાં, બીખી ઘરની નાર;
હવે હું તે શું કરૂં, થાશે શિર સંસ્કાર. ૫૫
સહુ કરે લવોપતાં, આકુળ વ્યાકુળ પાપ;
કહુ કૃતાંત સરીખડો, જોર કરી કયાં જાપ. ૫૬
નસાડું કહીંક નારી મુને, ઊગરૂં કયમ આ રીશ;
નવરાવિ નિષ્વે કરૂં, જીવું તો પુજુ ઈશ. ૫૭
રામ રામ મનમાં રહે, મેં શું કીધું કામ;
વાલી કો મારો નથી, રાખણ હારો રામ. ૫૮
શીખામણ સહુને કહુ, કો પર ઘેર ન જાઓ;
ડોલાની પેરે થશે, ઘણા વાગશે ઘાઓ. ૫૯
લઘુશંકા થઈ લુઘડે, નેટ થયો નીરાશ;
ઓ મારયો ઓ મારશે, જીવતણી શી આશ; ૬૦
નીમેશ માગ નહીં નાસવા, રેહેવાનો નહીં રોખ;
કુટે હાથ કપોળમાં, જોજો કીધો જોખ. ૬૧
ફટ ફટ ભુંડી પાપિણી, સગ ખાધા સીદ રાંડ;
હાથે મુને હણાવીયો, રંડાવી મુજ રાંડ. ૬૨
માંટી મારશે તાહરો, રૂદે ધરશે બહુ રીસ;
અરજોષન હું ભામ્યનિ, છેદે મારૂં શીશ. ૬૩
પોપટ કહે પરભાવતી, ઠરવા આવ્યો છે જાર;
હવે વિજાચી શી કરે, કયમ રહે ખિનો ભાર. ૬૪

બાઈ બોલો કાંઈ બુદ્ધિથી જડેતો કોહોને જાગ્ય;
શામા કયમ પામે સતી, પતી કયમ લાગે પાગ્ય. ૬૫
સતી કયમ પામે સુંદરી, કરુલો કરે કલોલ;
એહ વણીજ કયમ ઉગરે, કયમ રહે એનો તોલ. ૬૬
કયમ પાગે લાગે પતી, કયમ વણીજ વશ થાય;
કોપ સમે કોળીનણી, વચન ગોરી શાં ગાય. ૬૭
કહ્યું કામ્યનિનું કયમ કરે, હેને કયમ જોડે હાથ;
કયમ ડાહાપણ ઊગરે, નમે કયમ સઘળો સાથ. ૬૮
પ્રભાવતી કહે પોપટા, એતે કથાંની રીત;
ડાહાપણને દેખતે, પુરણ કયમ વાધે પ્રીત. ૬૯
કોહોળી જાતને કરકશ્યો, કામ્યનિનાં જોતે કામ;
હાડવેર હઠે ચડ્યો, કયમ મુકે એ ભામ. ૭૦
શુક કહે સાંભળય સુંદરી, રહો આજુની રાત;
સાચી તુજને શીખવું, એહ વિજાત્રી વાત. ૭૧
નહીં જાણી નારી કહે, ઊતારવા શણગાર;
વશ કીધો કયમ વાતથી, ભામ્યનિએ ભરતાર. ૭૨
દીઠો ધણિને આવતો, નગ્ન હુતી તે નાર;
હુંખાડા દેતી નીસરી, બહેકી આવી બહાર. ૭૩
નાચંતીને કુદતી, ઊંચા રાખતી હાથ;
નગનકાયા નીઃશંકથી, બોલી સ્વામી સાથ. ૭૪
અલ્યા કરુલા કોળમા, તુંહારૂં મુખ દેખાડ;
કયાંથી લાવ્યો ઝાંખરા, ભાગી મારી વાડ. ૭૫
ઘેહેલી કરી તુજ ગોરડી, લેઈશ તારા પ્રાણ;
ઝાંખરાં લાવી જાણશો, વિપરીત બોલી વાણ. ૭૬

ભાઈ તારા માના જણ્યા, પોઢયા છે તે પાંચ,
પ્રભાતે પ્રાશન કરૂં, અધિક દેખાડું આગ. ૭૭
અહીં સુધી આવ્યો જીવતો, પ્રેમદાને પરતાપ;
ઘડી દેર ઢીલો કરી, મુકે આપો આપ. ૭૮
જ્વાળામુખી કાળીકા, મારૂં નવખંડે નામ;
જે લાવે મારાં આંખરાં, કેડું તેનો ઠામ. ૭૯
અકળાય ઘણીને ઊછળે, લેશ ધરે નહીં લાજ;
ટાબોટા કુટે તારૂણી, કરે કારમું કાજ. ૮૦
ઝટીયાં ચુંટે નક્ષણી, વસ્ત્ર વીહાણું અંગ;
ચાસાં નાંખે ચાંતની, કરે રામા બહુ રંગ ૮૧
બામ્પનિ દીઠી ભીલડે, આતે શો ઊતપાત;
ખાંતુખાં ખાશે કાળિકા, વિપરીત પાશે વાત. ૮૨
પ્રદક્ષણા પોતે કરી, પ્રીતે લાગ્યો પાગ;
માત તમે કોહો તે કરૂં, જેમ્બે કોહો તે જાગ્ય. ૮૩
ભાગોળે જા ભીલડા, આંખરાં જઈને નાંખ્ય;
દેવટ વાળુ દેખતાં, હજું રહીશું સાંખ્ય. ૮૪
સતીછે તારી સુંદરી, શેવક મારી જાણ;
તે માટે મુકુ જીવતો, નહીંતર લેતી પ્રાણ. ૮૫
વારૂ મારી દેવતા, વારૂ મારી માત;
ક્ષમા વાંક મારો કરો, કહોતો રહું ત્યાં રાત. ૮૬
જા તું પાડય કરી આવજે, મનમાં નવ ડરેશ;
જે દહાડે દુભીશ નારને, તે દહાડે તું મરેશ. ૮૭
પાગ્ય લાગી પાછો ફરયો, લેઈ આંખરાં શીશ;
વાડય દેરા પાછળ કરી, ભાગ્યો આખો દીશ. ૮૮

વિનતાએ વચન પેરીઆં, હથી જારને સોધ;
જો ચરીત્ર કેહું કર્યું, તાળી દીધી હાથ. ૮૯
કાઢી મુકયો વણીજને, નીરભય થઈ નીઃશંક;
કટુવો તો કીંકર કરયો, વાળ્યો આડો અંક. ૯૦
કરજોડી ઊભો રહે, કટુવો ચિંતા કંપ;
જીવ્યો તુજ પ્રતાપથી, પળત હું મોટે પંપ. ૯૧
ખુબ કરી ખાતર નમાં, ખરી આથી છે ખ્યાત;
સતી પ્રતાપે જીવીઓ, નહીંતર કાળી ખાત. ૯૨
પુર ખાજુ પાગે નમે, કરે એનાં દર્શન;
કટુઆ કેરી કામની, તેને કાળી પ્રસંન. ૯૩
શુક કહે સાંભળ સુંદરી, પ્રભાવતી શુભ પેર;
જો એવા પરાક્રમ કરો, તો જાઓ જારને ઘેર.' ૯૪
એમ વીજારી આવડે, તો જારી કામે જાઓ;
નહીંતર કર માળા ધરી, ગુણ ગોવિંદના ગાઓ. ૯૫
તેહ દીવસ તો વહી ગયો, વાણી વીવીધ વીલાસ;
અષ્ટ કથા પુરણ થઈ કહે કવી શામળદાસ. ૯૬
શ્રોતા વકતા સમજતા, કેહે કવિતા કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રીરણછોડ. ૯૭



# શુડાબહોતેરી.

## વાત ૯ મી.



### દોહરા.

શ્રી ગણપતિ સરૂપો ઘણો, દિવ્ય દુંદાળો દેવ;
ઉમા અંગથી ઉપન્યો, પ્રથમ કરે સહુ સેવ, ૧
દુંદાળો દુઃખભંજનો, સિંદૂર શોભીત સાર;
મુષક વાહન મલપતો, દેવ વડો દાતાર. ૨
નારી તે નવમે દીવસ, સજ્યાં શોળ સણગાર;
નીશા સમે તે નીસરી, જોવા કારણ જાર. ૩
ભણી ગણી જાણી કહી, ગણી ગુણી હીત હામ;
જાણી જાણીની વારતા, શુણિ શુણિ કરતી કામ. ૪
સાલી ચતુરા ચમકતી; ઝમ ઝમ વાજે ઝાંઝ;

ધમ ધમ વાજે ઘુઘરા, મદન તણી સમશેર.
વાંકી વેણ વાંસા તણી, ઉજ્વળ અંગ અનૂપ;
ગુણવંતિ ગજ ગામિની, શોભિત શુદ્ધ સ્વરૂપ. ૬
નિરક્ષણ કરતી નીસરી, વિસરી નાકે નપ;
મન માન્યું પરમંદિરે, વપુ વધ્યો મનમથ. ૭
મદગળીત થઈ માનની, તેમ અષાડો મેહ;
સુગંધ તેલની વાસના, દીસે રૂડો દેહ. ૮
પોપટ કેરે પાંજરે, આલી ચતુરા ચીત;
જુવતિ જુહાર જુગતે કરે; હેતે આણી હેત. ૯
મંદીર જોજો માહરૂં, એમ રેંના જાણી રાત;
ઈશ્વર ઈછાથી આવશું, પેહેલૂરે પ્રભાત. 10
ભલે ભલેરે ભામની, ભલાઈ કરો ભરપૂર;
સુખ સુરત સાગર તણી, આવો ઊગમતે સૂર. ૧૧
મન માન્યું મારૂં હવે, જુગતે રમજો જાર,
જોખ કરો જઈ ભામની, સુખ સરજ્યું સંસાર. ૧૨
વિનતા વેહેલા આવજો, તમવિણ સુનું ધામ;
ગુલાબરાયની ગોરડી, કર્યું શુભ તેણ કામ. ૧૩
વેદર્ભિ દેશી વેહેવારિયો, ગુલાબરાય ગુણનીધ;
ગુલાબવહુ તેની ગોરડી, પરાક્રમી બીર્જ કીધ. ૧૪
જારી કરવા તે ગઈ, નજરે દીઠો નાહો;
વિજાર વિદ્યા એ શીખવું; ચતુરા ચાતમાં ચાહો. ૧૫
પગ એંમાં રહી પ્રેમદા, તું પોપટ મુજ ભ્રાત;
ગુરૂ શીખજ્ય ગુલાબનો, વિસ્માતી કહે વાત. ૧૬
શણગાર શીનારો સુંદરી ભીના પેહેરી વસ્ત્ર;

પરઠો પથર ઉપરે, તો ડાહાપણ શીખ્યા દગ્ર. ૧૭
કહ્યું કીરે તેવું કરયું, ગુણવંતી રહી ગેહ;
શુક સંભળાવે વારતા, નારીને પ્રગટ્યો નેહ. ૧૮

ચોપાઈ.

વડું ગ્રામ એક વૈદર્ભદેશ સુરમંધ ત્યાં રાય નરેશ;
વાસ વસે અષ્ટાદશ વર્ણ, હરીકથા શુણે નીત કર્ણ. ૧૯
વણીજ તેહ નગરમાં વસે, ધર્મમારગ ઊપર સહુ ધસે;
નીરભેરામ એક વિપ્રનો તન, મહા મનોહર મોટો મંન. ૩૦
મૃત પામ્યોતો તેનો તાત, રાંડી રાંડ ઘેર ઘરડી માત;
તેને, તેહ કુંવારો પૂત્ર, ચરપાવટ ચાલે ધરસૂત્ર. ૨૧
ન ફકરો નર નિઃસંદેહ, પ્રૌઢ પ્રચંડ દેવાશી તેહ;
જાય નિત્ય ભિક્ષા કારણે, બળવંત ચરપતણે બારણે. ૨૨
વાંકી પાઘને ચાવે પાન, રાગ રંગ કરે બહુ ગાન;
એક નહીં તેને ઊચાટ, નીત્ય નિશાએ ભાગે હાટ. ૨૩
સો દોકડા નિત્ય પેદા કરે, અહરનિશ આનંદે ફરે;
જોબનવંતો દીસે દેહ, વીનતાતણો ધણી છે તેહ. ૨૪
એક દીવશ ભીક્ષા તે ગયો, ચરપતણે ઘેર ઊભો રહ્યો;
કલ્યાણ કલ્યાણ કહ્યું ઘડી એક, એમ વિપ્રતણો વિવેક; ૨૫
આપી ભીખ તે લેઇને વળ્યો, પોતા કેરે પંથે પળ્યો;
બીજે મંદીર જોવા રહ્યો, ત્યાંતો એક તમાસો થયો. ૨૬
નર્મદાશાતણું ઘરસૂત્ર, ગુલાબરાયજી તેનો પૂત્ર;
લક્ષાધિશ કોટીધ્વજ ઠામ, મહાલક્ષ્મી વસે તે ઠામ. ૨૭
ગુલાબવહુ તેની ઘરનાર, રૂપવંતી રંભા અવતાર;
મહા મનોહર તે માનની, નહીં ભુતલ એવી ભામની.

ચતુર વિધા ચાતુર ચેહેન, કમળ સરીખાં તેનાં નેન;
સજ્યા શોળ અંગે શણગાર, અણુત મુક્તાફળના હાર. ૨૯
નખશીખ શોભા લાયક સાન, પ્રગટ પદ્મણિ ગુણ નિધાન;
ચંપક વરણાં પેહેર્યા ચીર, શોભે ઊજવળ સર્વ શરીર. ૩૦
માન્યનિ મોટમ પદની મુલ્ય, તરતીખ ત્રિલોત માન તુલ્ય;
એહીવી મોહન મોહિચે, આવ્યીને જોયું જાળીયે. ૩૧
મોતીતણો પરોવે હાર, રંભા રૂપ અનુપમ સાર;
નીચું ન્યાળે પૃથ્વી પાસ, વિપ્રે ઊચું જોયું આકાશ. ૩૨
આભ મંડળથી નીસરે ચંદ્ર, જોતાંતો ફાટ્યું ભ્રમરેંદ્ર;
વિજીનનો ચમકારો થયો, દીઠી રામા ઊભો રહ્યો. ૩૩
જેવુ હોય પુરણ પ્રતિબિંબ, રૂપનિધાન રામા એ રંભ;
ભ્રક ધનુષથી છુટ્યો બાણ, વેંધાયા પંડીતના પ્રાણ. ૩૪
વાવ્યાં બાણ કટાક્ષનાં ઘણાં, મન અંકુર ફૂટ્યાં તે તણાં;
પડ્યો વિપ્ર તે મુરછાપાત, વિનતા તે જાણે નહી વાત. ૩૫
તેતો તેના ઘરમાં ગઈ, વિપ્રતણી માંહી ગત થઈ;
વિપ્રને વેં આવી સહુ ભણી, ગયા લોક તેના ઘર ભણી. ૩૬
ડોશી પાસ પાડોશી અડ્યો, તહારો પુત્ર પૃથ્વીપર પડ્યો;
રોતાં કળકળતાં ત્યાં આવીયાં, ઝોળીચે ઘાલી લાવિયા ૩૭
કો કહે એને આવ્યો તાવ, કો કહે અન્ન ઊપર નહી ભાવ;
કો કહે ડાકણ વળગી દુત, કો કહે ભારે વળગ્યું ભુત. ૩૮
કો કહે વંતરને વશ હોય, કારણ કળી સકે નહી કોય;
કેડી કાપડીને વરતીયા, ગર્ણકે ગારૂડી તે નરતીયા. ૩૯
ભુવા જીવડાને ડાકલાં, ચોટક ચોસા હઠ હાકલાં;
ઊતારયા અક્ષન ઊનાર, ઓસડ વેસડ અપરમપાર. ૪૦

પ્રશ્ન કરાવી પ્રશ્નોતરી, જોવરાવી તેની જન્મોતરી;
દારૂણ દુઃખ પામેછે દેહ, રાંડી રાંડના ચેયો તેહ. ૪૧
ન ખાય અંન ન પીએ નીર, ધારણ તેનું ન રહે ધીર;
થાકયા વૈદને થાકયા ભુવા, ઊપાય બતલાવે જુજુવા. ૪૨
નાડીમાં ન મળે રોગ, જુવો કર્મ તણાં સંજોગ;
ઓસડ વેસડ શો ગુણ કરે, ચાંતતો ને ચાંતનીમાં ફરે. ૪૩

દોહરા.

એક દીવશ એક માલણી, આવી, મુકવા ફૂલ;
તે આગળ તેની માવડી, કહ્યું સુતનું શૂળ. ૪૪
કોણજ કાજ કુંવર ગયો, ચેટક વળગ્યું ત્યાંય;
નથી ખાતો પીતો નથી, એ પોઢ્યો મંદીર માંય. ૪૫
માલણ આગળ માતા કહે, જુવતિ જોવા જાય;
દીઠો નીશાસા નાંખતો, ચતુરા ચીતમાં આય. ૪૬
એકાંત તેને ઊઠાડિયો, ધારણ દીધી ધીર;
આસના વાસના અતી કરી, માલણે પાયું નીર. ૪૭
મહારાજ મુને સાચું કહો, જે મન ધાર્યું હોય;
તહારૂં દુઃખતો મેં લહ્યું, અન્ય ન જાણે કોય. ૪૮
માનુનિ કોઈ મનમાં વશી, માર્યુંછે મોહનું બાણ;
તે મળશે તો જીવશે, નહીંતર જાશે પ્રાણ. ૪૯
ગામ નામને ઠામ કોહો, અકલ હોયતો આપ;
તે તુજને નવ મેળવું, તો બ્રહ્મહત્યાદીક પાપ. ૫૦
તું સાચું બોલે નહીં, તો તુજને હત્યા એહ;
અરસ પરસ નર નારીયે, નીરમળ કીધો નેહ. ૫૧
તન ઠેકાણે આવીયું, જાણી જ્યાં મનની વાત;

પાએ લાગ્યો પ્રીતથી, હેતે જોડ્યા હાથ. ૫૨
વાત કહી વીગતતણી, અપઈતી તે પેર;
હું તો ભીક્ષા કારણે, ગયો તો ગ્રહસ્થને ઘેર. ૫૩
દેવરૂપ દેવાંગના, દાખી દેવાંશી દેહ;
શુણ તું માતા માલણી, તે શું પ્રગટ્યો સ્નેહ. ૫૪
મોહબાણ વાગ્યું મને, ન રહી ધારણ ધીર;
પૃથ્વી ઊપર હું પડ્યો, શીથિળ થયું શરીર. ૫૫
પ્રતિજ્ઞા કીધી પિંડમાં, જો એ જુવતી જોઈ;
નહીં તર અંન પાણી તજું, વણમોતે કાયા ખોઈ. ૫૬
એ વાત કોઈ જન સાંભળે, તો થકી પામું તર્ક;
તેહ મળે તો જીવીએ, ખેપ તરફથી મર્ક. ૫૭
માલણ કહે જીવો જાનમાં, ખરી દેખાડું એલ;
તારા સમ હું તુજને, નિશ્ચે કરી આપું મેળ. ૫૮
તે ભોગવ તું ભામનિ, રીઝ થકી એક રાત;
મંદીર તેડાવું માહરે, પોહોચાડું પરભાત. ૫૯
સમ ખાઈ સંતોખિયો, બહુ થીખ દીધો ખોલ;
નમાડ્યો જુગતે કરી, વધાર્યું તેનું તોલ, ૬૦
વીસ દીવશનો વાયદો, કર્યો કામ્યનિયે કેણ;
રૂખી રીઝ્યો રૂડા વીશે, શુણી વનિતાના વેણ. ૬૧
ગુલાબરાયની ગોરડી, બેઠી તો બુધ્ધીનીધાન;
જઈ છાબ આગળ ધરી, માન્યનિયે દીધાં માન. ૬૨
ચોળી ગુંથાતિ ચોવીધે, ઓઢણી ગુથી અમૂલ્ય;
સાડી ગુંથી શોભતી, સુગંધ ભાત્યનાં ફુલ. ૬૩
પછેડી ગુથી પુષ્પની, પાથરણાં કાજે પુર;

સરજ્યો ગુણો ચાંતની, નારીમાં બહુ નુર. ૬૪
પુષ્પ સરજ્યાને ચોળીએ, પુષ્પ ઓઢણી અંગ;
પુષ્પ તળાઈ ત્રોવીષે, રામા રીઝી રંગ. ૬૫
નીત્ય જાય ત્યાં માલણી, ભાવે લાવે ભેટ;
તન મન તુલ્ય તેનાં થયાં, ઠરાવ થયો એ ઠેઠ. ૬૬
માલણ કાંયક માગ્ય તું, હેતે લાવેછે હાર;
એકેવારે કયમ મુંઝીએ, તારે માથે ભાર. ૬૭
માલણ કહે શુણ માન્યનિ, તારૂં છે નીરમળ નામ;
લેવા લહાણ આવી નથી, આવિશું કરવા કામ. ૬૮
તારૂં દુઃખ છે ટાળવું, તારા છે ઉચાટ;
તારૂં સંકટ કાપવા, આવીશું એ માટ્ય. ૬૯
કોટી લક્ષવર્ષા કહું, તહારે પડવું છે નર્ક;
જમપાતના દોહીલી, ઘણું તીક્ષ એ ગર્ક. ૭૦
તે દુઃખ તારૂં ટાળવા, આવીવું એકાંત;
પ્રતિજ્ઞા મોટી કરો, તોતો ભાગું ભ્રાંત. ૭૧
અચરજ પામી અતી ઘણું, પ્રીતે પ્રણમી પાય;
જાણી કયમ જમની જાતના, કહેરે માલણ માય, ૭૨
પ્રતિજ્ઞા પાંચ પ્રકારની, કરાવ્યાં કામનિ કહેણ;
વળતી વાત બ્રાહ્મણ તણી, કહ્યાં વિસ્તારી કહેણ. ૭૩
આવ્યોતો તારે બારણે, દીઠાં તમને દ્રષ્ટ;
બાણ વાગ્યાં તુજ નેણનાં, કાયામાં પામે કષ્ટ. ૭૪
હઈડું ધીરજ નવ રહ્યું, કરી પ્રતીજ્ઞા વર્ષ;
જુવતી મળે નો જીવીએ, નહીંતર આવ્યું મર્ષ. ૭૫
તે વાત જાણી અમો, મરશે પંડીતરાય;

તો ગુણવંતી તુજને, માથે હત્યા પાપ. ૭૬
સમજાઈ સતોષીઓ, અપીરી દીધી આથ;
ખબર કહેવાને કારણે, આવીઉં તુજ પાસ. ૭૭
થોડામાં કહ્યું ઘણું, છોજી ચતુરસુજાણ;
જીવે તુંને મળ્યા થકી, નહીંતર છાડે પ્રાણ ૭૮
કરજોડી રહી કામ્યાને, જો જાણે મારો કંપ;
કાન નાક અળગાં કરે, ચતુર વીચારો ચંત ૭૯
કારભાર જાતો રહે, જાય જન રૂપી જોર;
રૂપ રંગ જાતું રહે, જાય ટેકનો તોર. ૮૦
બ્રાહ્મણ કહે મહીલજી, રાખે રૂડી રીત;
પરમ પુન્યને કારણે, કરો પંડીત શું પ્રીત. ૮૧
હું કહુ તેમ તમે કરો, પ્રીત રીતની પેર;
પીયરનુ નામ લેઈ પરવરો, ઘણા હેતથી ઘેર. ૮૨
સાસરેથી એમ કહી જજો, પીયર રહીશું રાત;
પીના ઘેર વાસો રહી, આવીશું પ્રભાત. ૮૩
પીયરથી કહેજો જાણીઉં, હુંતો મારે ઘેર;
બ્રાહ્મણ કહે મુજ મંદરે, કરી આવો એ પેર. ૮૪
વિપ્રને કરીશું વાયદો, રૂડો રાખી લાગ;
સાંમ દામ ભેદ કરી, નહીં લાગે તુજને ડાઘ. ૮૫
સવારે જજો સાસરે, કોઈ ન જાણે વાત;
સાસુ સસરો સાસરે પીયર માતને તાત. ૮૬
એમ કહ્યું તે માનનિ, દેઈને ઝાઝાં માન;
એટલું જો કહ્યું કરો, તો દીધું જીવતદાન. ૮૭
ફરી વાયદો તે વળી, હા કહેવાની હેત;

વળતું ત્યાં શું નીપન્યું, ચતુરા ચીતમાં ચેત. ૮૮
પુરણ વાયદો પુન્યમે, કામ્યનિ સાથે કોપ;
તેડી લાવો તે વીપ્રને, કોલ પોતાનો રોપ. ૮૯
ડાહી જાત જુવતી સહુ, માલણ તેમાં હવ;
કોથી કામ થાશે નહી, શોભાવે તે બહુ. ૯૦
ચતુરાએ ચતુર ચેતાવીયો, રાતે આવજો આજ;
કલ્લોલથી ક્રીડા કરો, લેશ ધરો માં લાજ. ૯૧
ચોઘડીયું રાતે ચેતજો, લાવજો અમૃત આહાર;
સુખસાગરમાં ઝીલજો, અપરમપાર અપાર. ૯૨
પુર્ણ હર્ષ મન પ્રગટિયો, નીચે વાત નિર્માણું;
માલણને મંદીર ગઈ, સાંજવેળા સુજાણ. ૯૩
હાવ ભાવ કટાક્ષથી, હીંચે હીંચોળા ખાટ;
પાન ચાવે દરપણ જુવે, જુવે વિપ્રની વાટ. ૯૪
પ્રેમદા નવી પદ્મની, મોહની મોહન રૂપ;
જોબનવંતી જર જોરથી, ભામ્યની ભારે ભુપ. ૯૫
તે સ્થાનક કૌતક થયું, તે વિખાણું વાત;
માન્યનિ ગઈ માલણ ગ્રહે, એક જામ ગઈ રાત. ૯૬
બ્રહ્માણ ભીક્ષા કારણે, ગયો હુતો કહીં ઘાટ;
એટલે પોતાની નાતના, વિપ્ર જતાતા વાટ. ૯૭
કોહો ભાઈ ક્યાં જાઓછો, શીદ ભાગોછો માન;
ધશમશા કયાં ધાઓછો, કોનાં લેવાંછે દાન. ૯૮
પુછેછે શું પંડીતા, રાજદ્વાર ને ઠોર;
અગ્ર દીવસછે આજનો, આપેછે સોના મોહોર. ૯૯
ભણ્યાં ગણ્યાને ભાવથી, ભણા ભનેરા ભુપ;

મળી ત્યાં આગ્રો મેહની, રૂડા રૂપીને રૂપ. ૧૦૦
લોભી વિપ્ર લોભે પડ્યો, લોભે લક્ષણ જાય;
લોભે તે લેવા ગયો, ધનને કારણ ધાય. ૧૦૧
બોહોર આપેછે મહીપતિ, આપવા માંડી આથ;
વિસહજાર ત્યાં વિપ્રછે, શોભા દીઠી સાથ ૧૦૨
આપનાર અકળાઈ ગયા, દીધું રૂડે ત્યાંય;
અરૂણોદય સહુને આપશું, ઘાલ્યા તાળામાંય. ૧૦૩
કાશી કેરા દીકરો, દેહેરા માંહે દીધ;
માલણ ઘેર રહી માનની, કામ તેણે શું કીધ. ૧૦૪
સવાપોહોર નીશા ગઈ, વિનતા જુવેછે વાટ;
મુજ માટે મરતો હતો, નાવ્યો તે શા માટ. ૧૦૫
માલણ આગળ મનતણી, કહી વિનતાએ વાત;
પુરૂષવિના કયમ પરઠશે, જાશે શી રીતે રાત. ૧૦૬
ઊઠય ઊઠય આદર કરી, લાયક પુરૂષ કો લાવ્ય;
તે સાથે રજની રમું, એક ઘડીમાં આવ્ય. ૧૦૭
મોકલી તેણે માલણી, લઈને તેની કેડ;
તંબોળીના હાટથી, તરૂણ પુરૂષ તું તેડ. ૧૦૮
વાંકોને વરણાગિયો, ચંચળ ચાતુર ચેહેન;
ભાગ્યશાળી ભુપતિ સમો, ઉપમા અધિકી એન, ૧૦૯
આલી ચતુરા ચમકતિ, તંબોળીની દુકાન;
પોતાને ઘેર પ્રેમદા, પતિ તેના લે પાન. ૧૧૦
તેણે તેને નવ ઓળખ્યો, ચાતુર દીઠો ચતં;
પુરૂષ સમીપે પરવરી, માલણ પ્રૌઢે પંથ. ૧૧૧
બાંહે ઝાલી બોલાવિયો, કહી પરાણે પ્રીત;

મંદીર આવ્ય તું માહરે, રમવા રૂડી રીત. ૧૧૨
જનમ સંબંધ જોઈ નથી, નહીં શુણી હોય કાન;
તે ભોગવવાનું ભામ્યનિ, મનસા સીધ્ધે માન્ય. ૧૧૩
પુરૂષ કહે શુણ પ્રેમદા, અમો શાહ સૂજાણ;
કપટ કરે કદાચ તું, તોતો પરડે પ્રાણ. ૧૧૪
જાણે પીના જો માહરો, જાણે નગરનો રાય;
તોતો જ્યાંન જર જોખને, હાણ્ય હસારત થાય. ૧૧૫
કોલ દીધો તે કામ્યનિ, શતવા ખાખા સમ;
વચન વનિતાએ આપીયું, કહ્યો માને નહીં કયમ. ૧૧૬

ચોપાઈ.

માલણના મંદીરમાં ખાર, વિનતા બેઠી જુવે વાટ;
કોઈક પુરૂષ આવે જો આહે, ભોગ કરૂં હું મંદીર માંહે. ૧૧૭
એમ વીચાર કરે જેટલે, તેહ પુરૂષ આવ્યો તેટલે;
માલણ તો ઓળખતી નથી, તેનો સ્વામી લાવી સંવથી. ૧૧૮
જોજો કર્મતણી એ રતી, પરસાટે આવ્યો નીજપતી;
દીપક જોતછે નાક અમોળ, ભલાં તીલક શોભેછે ભાળ. ૧૧૯
રંગ તણા પયોધ્રે રોળ, શણગાર અંગ સજ્યાછે સોળ;
મુખ બીડાળા તાતાં તંબોળ, કુરા કંદ્રપ કેશ કપોળ. ૧૨૦
માનનિના માંદ્રા મેરે ચઢ્યો, અચાનક આવી સૌજ્યે અડ્યો;
કુસુમતણી સજ્યા પાથરી, ભોજન મુક્યાં ભાજન ભરી. ૧૨૧
કસ્તુરીનો કીવો લેપ, મહેકે બરાસ ચોપાસા ચેપ;
પુષ્પ ચોળી પેહેરીછે અંગ, સંખી સાહેલી નહીં કોસંગ. ૧૨૨

દોહરા.

પોપટ કહે પરભાવતિ, એ કામ્યનિ કેરા ઇંમ

જુવતિ જાર કરવા ગઈ, ચતુર વિચારી ચીંત. ૧૨૩
શામા લાજ કેમ રાખશી, કેમ પતી લાગશે પાગ્ય;
કેમ સેતી શામા થશી, જાણે તો કહો જાગ્ય. ૧૨૪
કરતાતો ગહુને સેહેલછે, ભોગવતા માઠું મર્મ;
જાણોતો મુજને કહો, મેળ બતાવો તર્ત ૧૨૫
શુક પ્રત્યે કહે સુંદરી, એતો વાત અજાણ;
ઉત્તર એનો નહી જડે, પ્રેમદા આવી પ્રાણ. ૧૨૬
મધરાતે માળણ ગ્રહે, શીદ આવીતી રંડ;
લાજ સમાવે લક્ષધા, દેશે ઓઓ દંડ ૧૨૭
પક્ષી કહે સુણ પ્રેમદા, જુવો વીજારી વાત;
વિજાર શીખ શીખવુ, રહો આજુની રાત. ૧૨૮
કોલ દીધા તે કામનિ, ઊનારયા શણગાર;
થી વિદ્યાએ ઊગરી, રહી કેમ એનો ભાર. ૧૨૯
ભેડ ચડ્યો તે મલપતો, કામનિએ દીઠા કંપ;
આવતો ઓળખ્યો ધરધણી, ચતુરા ચેતી ચિત. ૧૩૦
પડ્યો ધ્રાશકો પેટમા, ઓલઈ ગઈ તેં આપ;
હવે મુખ કેમ દાખવુ, કેવો દઉ જવાપ ૧૩૧
ઘુઘટ વાળ્યો ઓરડી, નીચા ઢાળ્યા નેણ;
સુતી સોડ તાણી તહા, વદન ન બોલે વેણ ૧૩૨
સ્વામી બેઠો સેજપર, કરગરે આણી કોડ;
સ્વપ્નમા શું નારી બોલતી, જુવતી આવી જોડ. ૧૩૩
આવો મુજ પાસે કામનિ, વસ્ત્ર ધરેણું ગર્વ;
રમો આ રજની રંગમા, સુખમા પામ્યા સમર્થ. ૧૩૪
તેડાવશું દાડી તુને, મેળવશુ શુભ લોગ;

લાડ લડાવું લક્ષવસા, શુભ મળ્યો સંજોગ. ૧૩૫
તાણ્યું વસ્ત્ર તેણે નરે, સુતો પાસે સેજ;
કાલાવાલા કરિ કરગરે, હૈડે આણી હેજ. ૧૩૬
પાન આવોરે પદ્મની, માન્યનિ દાખવો મુખ;
આગો ગમેતે મુજ કને, ભાગુ તારી ભુખ. ૧૩૭
રામા આવી રંગમાં, રોસ કરી બહુ રીસ;
ઊઠી અતી આક્રંદથી, ભમર ચઢાવ્યાં શીશ. ૧૩૮
મારયો તમાચો મુખપરે, ઘણી મુખ દેતી ગાળ;
સાખારા પુત્ર શાહુકારના, આળપંપ કરવા આળ. ૧૩૯
દીન દીન તમને પુછતી, કયાં રોહોછો નીત રાત;
મુજ આગળ મુકરી જતા, વિપરીત કહેતા વાત ૧૪૦
આજ પારખું તાહરૂં, જોવા કારણ કીધ;
આવીછું હું માલણ ઘરે, કેડ્ય તમારી લીધ. ૧૪૧
કપટ કરીને તેડિયા, આવી પોરયા તર્ત;
આપઘાતતો હું કરૂં, માથે માહારે મર્ત. ૧૪૨
સસરા સાસુ આગળે, વિસ્તારી કહુ વાત;
પુછો તમારા પુત્રને, કયાં રહાતા રાત. ૧૪૩
કહું મારાં મા બાપને, કહું હાકપમ હજુર;
આ રીને કપમ વેઠિયે, ન રહે મુજમાં નુર. ૧૪૪
કહું નાત સમસ્તને, કહું સહોદર સાથ;
એમા અતર કરૂં નહીં, આવ્યાછો મુજ હાથ. ૧૪૫
બીજા તેતો બાપડા, હીઠી પોતાની નાર;
એતો અચરજ અતી ઘણું, વેદ પરે વેહેવાર. ૧૪૬
એ નારી નીચે કરૂં, જાણશે માતને, તાત;

દંડે દીવાન બહુ રોકડા, વિપરી થાશે વાત. ૧૪૭
નાત બહાર કાઢે સહી, મા બાપ કાઢે ઘર બહાર;
વેહેવાર ઘટે વેપારીમાં, ન પાપ વણજ વેપાર. ૧૪૮
વાંક નથી વિનતા તણો, વડો છે મારો વાંક;
તુજ અપરાધ ક્ષમા કરો, હું છું તાહારો રાંક. ૧૪૯
કરજોડયા તે કંથરે, પ્રીત્યે લાગ્યો પાગ્ય;
સતિ શીરોમણિ સીધ તું, રહેવા આપો જાગ્ય. ૧૫૦
રાકે કલંક કુણ તુજ વિના, કુણ રાખે વેહેવાર;
નખ્યું મારી મેં લક્ષવરી, હું અંન્ધા આકાર. ૧૫૧
તું ભલા બાપની દીકરી, ક્ષમા કરો મુજ વાંક;
હું અનર્થો સર્વથી, તેતો આડે આંક. ૧૫૨
આજ પછી એવું કરૂં, તો બ્રહ્મહત્યાદીક પાપ;
આજે મસ્તક મુંડિયે, માન્યનિ કરજે આપ. ૧૫૩
હું અપરાધી તાહરો, હુંતો ગુનેગાર;
તુ મુકુટ શીર માહરી, નીર્મળ કુળની નાર. ૧૫૪
પ્રીત ઘણેરી પ્રણમિયો, રીઝવી રામા રંગ;
સુખે સ્વામીને સુંદરી, શોભીત કીધો સંગ. ૧૫૫
ખાન પાન ભક્ષ ભોજને, વિવીધ પ્રકારે વાત;
સુખ સજ્યા સુખ ભોગવ્યું, રંગ રાગમાં રાત. ૧૫૬
પ્રાતરકાળે પરવરયા, વેહેલે બેશી વાસ;
કંથને તો ચાકર કરયો, જેમ ગુલ ખરીદી દાસ. ૧૫૭
વીદ્યા એ વિજાણીની, આવડે તો કર આજ;
નહીંતર નરતું દેખશો, લાજે જાશે લાજ. ૧૫૮
શુક કહે સાંભળ સુંદરી, વિદ્યા વીવેકની વાત;

કરચો ઓશીપાળો કંપને, રંગ રમી ત્યાં રાત. ૧૫૯
વાસણ વંશે અંશ ૫૮૫, કોઈ કુળ જસ જીત;
રખિયસ સુત શુભ રાજવી, પુન્ય પદાર્થની પ્રીત. ૧૬૦
એહ કથા શુક બોહોતરી, અપીસ વિદ્યા એ પેર;
શામળભટ કહે સાંભળો, જસવંત નર અવેર. ૧૬૧
શ્રીગૌડમાળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ;
પીતા પુરષોતમતણો, કહે કવિ શામળદાસ. ૧૬૨
સુત શ્રીવીરેશ્વરતણો, નાનાભટનો શીશ;
ઉપાસક અંબાતણો, આહનિશ પુંજે ઈશ. ૧૬૩
શુભ રસનાએ સારદા, કવિ કહેછે કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રીરણછોડ. ૧૬૪
નવ કથા નૌતમ નિધી, વાણી વેદ વિલાસ;
પીતા પુરષોતમતણો, કહે કવિ શામળદાસ. ૧૬૫



# શુડાબહોતેરી.

## વાત ૧૦ મી.



### ચોપાઈ.

શ્રીગણપતિના પુજુ પાય, જેથી સકળ મનોરથ થાય;
સિંદૂર શોભીતો શણગાર. ઊત્તમ મોદક અમૃત અહાર. ૧
બ્રહ્મતનયા સાચી સરસ્વતિ, મયા કરી આનો મા મતિ;
હંસવાહિની જાણું સુજાણ, વેંણા પુસ્તક પરઠે પ્રાણ્ય. ૨
દસમે દિવશે દિલ દાખીયું, ચોવીષ મતુરા ચીત રાખીયું;
પણી કણી ભણી તે ભેદ,' રંજ માત્ર ન પામે ખેદ. ૩
દસમે દિવશે દિલ દામની, જુવેતી ચાલી પડતે જામની;
આણી પોપટ પાંજર તણે, અંગ સ્વરૂપ તેનું કુણ કણે. ૪
સાંભળ્ય શુક સુપિણી પાળીયું; જાર થીદ્રા રમવા લાગીયું;

વહાણામા વેના આવજો, લાખેણી વાતો લાવજો. ૫
ભના થજ્યો કઇ ભીડજ પડે, વિજાર વાત જો ચીતમા ચડે;
સુરચંદ શેઠની નારી જેમ, કરવુ ઘટેતો કરજો તેમ. ૬
તેણીએ જેમ કીધુ કામ, નીરભેકુંવરી નારીનુ નામ,
મહા પરાક્રમ તેણે કીધ, લાખિણા જસ નારીએ લીધ ૭
તેહેના સરખા કામ કાવજો, પ્રાત સમે વેહેના આવજો;
રામા પગ એંચાને રહી, વાણી જવા પોપટે કહી. ૮
એ ગીતા શીખવને આજ, પછી કરીશુ રૂડું કાજ;
રામા સાભળવા ત્યા રહી, પોપટ વાત વિસ્તારી કહી. ૯
જયતપુર શુભવંતુ ગામ, ભીમસેન નરપતિનુ નામ,
સતવાદી દાતારી દેહ, ધર્મશાળ ચલાવે તેહ ૧૦
ન ખપે લગ ન મળે કો લડ, વણ વાંકે કો નવ્ય દે દંડ;
તે રાજા ભોગીકે ધણી, અશક જનાવર પાળ્યાતણો ૧૧
મહિપતિએ પાળ્યો એક મોર, તે રાજાના ચીતનો ચોર;
ઓર પશ્રી એ વાહાલો ઘણો, શુ વીખાણ કરૂ તે તણો. ૧૨
આભુષણ તેને અંગ અપાર, સોના સાંકળાના શણગાર;
વનકે ઘુઘરી મોતીની માળ, આડે કળા ચાલે શુભ ચાલ ૧૩
નારીએ કરે તે જતન, અમુલક હીરા માણિક રત્ન;
મહા મનોહર રૂડું રૂપ, તન મન ધન જાણેછે ભુપ. ૧૪
રમઝમ કરતો રમતો ફરે, દેખી આશ્ચ્ય સહુકોની ઠરે;
રાજાનુ મોહ્યુછે મન, ઓર દીઠે જમેછે અંન. ૧૫
ભરૂ કળા રમતનુ કામ, દેખી વેહેલુ ગામે ગામ;
વેપારિયો સુદરશા વસે, ધર્મ મારગ ઊપર તે ધસે. ૧૬
નફાની રળત ઘણી જાણ, વેપારી વીમે ફરે ઘેર વહાણ;

વૈષ્ણવ ધર્મ ચતુરાઈ ચાલ, જીવદયા કેરો પ્રતિપાળ. ૧૭
પરનાર સહોદર રૂડી રીત, ઘરમાં સ્ત્રી સાથે બહુ પ્રીત;
પરણી પ્રેમદા પુરણ પેર, આનંદ કરે પોતાને ઘેર. ૧૮
ચતુરામાં ચતુરાઈ ઘણી, ભુંડી વીદ્યા તેતો ભણી;
અવળેજોગે પ્રગટીતી તેહ, નીચ વસ્તુ ઉપર બહુ નેહ. ૧૯
અસુર બુધિમાં અધિકી આપ, પુર્વ જન્મનું પુરૂ પાપ;
હશે અસુર ઊદભવ એકનો, નીચ સ્વભાવ પુરો તેહનો. ૨૦
અસુરનું બીજ અસુરની ભાત, કાઇક પુન્યે થે ઊત્તમ જાત;
એક વાર૦ મોર કળા કારણે, રમતો રમતો આવ્યો બારણે. ૨૧
કળા દેખીને શમીઓ શોક, જોવા મળ્યા નગરના લોક;
ઘડી બે ચારેક રમવા રહ્યો, કળા સંકેલી ઊડી ગયો. ૨૨
માન્યનિયે દીઠો તે મોર, ચીંતનીનું મન થયું છે ચોર;
એહ મોરને હેતે હરૂં, ભાજી ભુંજીને ભક્ષન કરૂં. ૨૩
પામમો માસ જાતોતો પેટ, નીચ બુધિ નાગી થે નેટ;
જેવાં કૃત તેવી હોય શુધિ, જેવું જમીએ તેવી બુધિ. ૨૪
જેવો અહાર તેવો ઓડકાર, વશીએ જ્યાં તેવો વેવાર;
એહ મોર કયમ આવે હાથ, વાત ન થાએ કોની સાથ. ૨૫
એકે દાવ તેના નવ પડે, ત્યાં જાત તેને કયમ જડે;
નારીનુંતો તેમાં મન, એનેતો નવ ભાવે અન. ૨૬
સ્ત્રી માણસનું મન અડે, કર્યા વિનાતો કળ નવ પડે;
નીચ બુધિને નીચાં કર્મ, નીચ સ્વભાવને નીચા ધર્મ. ૨૭
નીચ કૃતિને નીચો સંગ, નહીં શૌન રૂડાથી રંગ;
મહા અધર્મમાં ચોટ્યું ચીત, વરૂ પક્ષી ઊપર જાઈ વીત. ૨૮

## દોહરા.

એક સમે દેરે ગઈ, તેહ નમેરી નાર;
મળ્યો વાટમાં મલપતો, તે જુવતિનો જાર. ૨૯
આદર કરી ઊભો રહ્યો, કરજોડી કહી વાત;
એકવાર અમને મળો, ચાકર તુજ દિન રાત. ૩૦
જે કહો તે હાજર કરૂં, દેહ જીવ સમેત;
તમ ઊપર મન માહરૂં, હઈડે છે બહુ હેત. ૩૧
કાલાવાલા કરી કરગરયો, હેતે જોડ્યા હાથ;
તેહ પુરૂષ પતી પ્રેમદા, સ્નેહે બોલી સાથ. ૩૨
તે નારીએ જારને, અધિક કરી એક અર્જ;
અમો કહીએ તેતો કરો, જો મળવાની ગર્જ. ૩૩
મોર પાળેલો મહીપનો, તેને ચોરી લાવ્ય;
આજ રાતે છું એકલી, મુજ મંદીરમાં આવ્ય. ૩૪
સ્વામી મારો વાસો નથી, ઊછવ કારણ આજ;
રાત રમાડું રંગમાં, સેજ પરીશમાં લાજ. ૩૫
સાચું માન્યું તે સામદ, જાતે હુતો ચોર;
સામ દામ ભેદે કરી, લીધો મહીપનો મોર. ૩૬
એક આંખછે સર્વને, ચોરને આંખ્યો આઠ;
પક્ષી લીધો પલકમાં, ઠરાવ કરીને ઠાઠ. ૩૭
વાસે આવ્યો વણીજને, માન્યનિયે દીધાં માન;
ભએ પધારયા ભુપતિ, દીધું જીવતદાન. ૩૮
મોરને મારી નાંખીયો, કીધા કટકા સાત;
ભામ્યનિયે ભોજન કરયું, વિપરીત કીધી વાત. ૩૯
પાપ પ્રન્યતો નક્રગરયું, ન ગણ્યો ધર્મ અધર્મ;

લાજ મર્યાદ ગણી નહીં, નહીં સત કે શર્મ. ૪૦
ગણી નહિ બીક કો લોકની, ગણ્યું નહીં મોટું પાપ;
નહિ ભય પરમેશ્વરતણો, છેક નમેરી છાપ. ૪૧
રાજાથી બીની નહીં, ભક્ષ કર્યો તે મોર;
રાત રમાડ્યો રંગમાં પ્રીતનીએ પેલો ચોર. ૪૨
આમીષ આરોગ્યું અતિ ઘણું, પાપિણીએ પોસુ પેટ;
અધર્મ કામ એ આચર્યું, નીચ સ્વભાવનો નેટ. ૪૩
ચોર તે પેના મોરના, પોઢ્યો જઈ પલંગ;
ચાર પહોર રમ્યા ચાતુરી, રામા સાથે રંગ. ૪૪
નારી કહે નવ આવશો, જાણશે મુજ ભરતાર;
નાક કાન મારાં કાપશે, તુને મારશે ઠાર. ૪૫
ત્યારે તસ્કર ભાખીઓ, જાય મારે તારો કંપ;
જે ચેતાવું રાયને, પરવરૂ હવડાં પંપ. ૪૬
લુટાવું લક્ષ્મી, તાહરી, કઢાવું નાતથી બહાર;
જોરાવરી રાખું તુને, કરૂં હું ઘરની નાર. ૪૭
ઊતમ જાત આગીર જની, કર્યા નીચનાં કામ;
જો વહાણમાં નીપજે, મરાવું તુજને ઠાર. ૪૮
જાય મારે તારો ઘરધણી, જાય મારે તું રંક;
જે દહાડે દુભે મુને, તે દહાડે દેઈશ દંડ. ૪૯

ચોપાઈ.

તે સ્ત્રીએ વીચાર્યું મન, એતો ભુંડો જાતી જન;
કોઈક દીવસ જાહેર કરે, મારો અર્થ એથી નવ સરે. ૫૦
દાઢી એનું પુરૂ કપમ પડે, નીચ જાત એ નીચે નડે;
એ જીવેતો જોખમ થાય, દંડે દેશપતિ જો રાય. ૫૧

સ્નેહ કરયો તે તસ્કર સાથ, હેતે તાળી લીધી હાથ;
હાવ ભાવ કીધા છે ઘણા, એક વાત ન રાખી મણા.
કોટે વળગી આલિંગન કીધ, મિન વિત એનું ચોરી લીધ;
રમાડયો જમાડયો રૂડી રીત, પુરણ દેખાડી તેને પ્રીત. ૫૩
કાળની કટારી મારી તર્ત, તે તસ્કર તો પામ્યો મર્ત;
બાંધી ગાંઠડી તેની વીર, નાંખ્યો નદિયે વેહેતે નીર. ૫૪
કાઢી ભાવટ કોડે કામ્યનિ, જામ ચાર વીતી જામ્યનિ;
એહ વાત અહિયાથી રહી, રાજદ્વારમાં શી ગત થઈ. ૫૫

દોહરા.

મહિપતિયે મોર જોવરાવીયો, નાઠ્યો ઘેર શા માટ;
પુંછાવ્યું પુર પાછને, પળી એ કેણી વાટ. ૫૬
રાજા ભોજન નવ કરે, નરપતી ન પીએ નીર;
મોર મનોહર કયાં ગયો, ધારણ ન રહે ધીર. ૫૭
પડો વજડાવ્યો પુર વિષે, કો દે મોરની ભાળ;
મન માન્યું તેને આપીયે, કરૂં નિમેશે ન્યાલ. ૫૮
આકુળ વ્યાકુળ અતિ ઘણો, નરપતિ મનમાં થાય;
પચાસ નર એક પ્રહરમાં, મોર નીરખવા જાય. ૫૯
આપું હાથીને ઘોડલા, આપું અર્થને ગર્થ;
ખબર કહે કોઈ મોરની, એ વીણ જીવીત વ્યર્થ. ૬૦
દીવસ બે ચારેક વહી ગયા, ઠાલા જોયા ઠામ;
શાણા સમજુ સર્વને, પુછ્યું ભાખે રામ. ૬૧
રાજા પાણી નવ પીએ, ઝુએ મનમાં મોર;
કો પગલું પેદા કરે, શીતરી આપે ચોર. ૬૨
પગલું કઢાવ્યું પગી કને, હલકારા હજુર;

ન જડી પેર પક્ષીતણિ, નરપતિયે ખોયું નુર. ૬૩
ઊપાય કરચા અનેકધા, ખબીત થયો નહીં ચોર;
ઓળે ખંઓળે નવ જડ્યો, મહીપતણો જે મોર. ૬૪

### ચોપાંઈ.

મારી મોર ખાધો જેણિયે, નીચ કર્મ કીધું તેણિયે;
એક માલણી સાથે પ્રીત, રાખેછે તે રૂડી રીત. ૬૫
પાણી પીધાની વાતો કરે, મળે એકઠાં તો મન ઠરે;
ન મળે ત્યારે દુઃખનો થાય, દીઠા પાખી અન્ન ન ખાય. ૬૬
જીવ એકને જુદા દેહ, પ્રીતી જેમ દાદુરને દેહ;
નીરંતર બેઊ મળે એકઠાં, રમે ગંજીફાને સોગટાં. ૬૭
બીજી રમત બહુ રંગે રમે, જોડે બેશીને નીત્યે જમે;
છાની છપની વાતો કરે, એક એકને દેખી મન ઠરે, ૬૮
બે જણ વાત કરે જેટલે, ઢંઢેરો ફરતો આવ્યો તેટલે;
જે કોઈ મોરની કહેશે ભાળ, નરપતિ તેહેને કરશે ન્યાલ. ૬૯
માલણ કહે શો કોપજ થયો, કોણે મોર મહિપતિનો ગ્રહ્યો;
કોઈએ મારી નાખ્યો હશે, અથવા શોધ એતે કયમ થશે. ૭૦
જડશે તોતો દેશે લાહાણ, ચોરતણા તો લેશે પ્રાણ;
ગ્રહી આતુર જુવતિ જાણિયે, પ્રેમદાની બુદ્ધિ પાનિયે.[1] ૭૧
તિનના પેટમાં ન ટકે વાત, રૂડી કે ભુંડી જે ખપાત;
ભુંડા કર્મની ભુંડી ભાત, એવી તે નારીની જાત. ૭૨
નીચ બુદ્ધિનાં નીચાં કામ,[2] નીચમાં નીચ નારીનું નામ;
નિર્ગુણ નીઃશંકી નિર્ગુણ નેહ, ઓછી અકલને દુશમન દેહ. ૭૩
નીચ સ્વભાવન આવું ખાય, જુડુ ગાયને નારી નાહ્ય;
રાજાની સ્ત્રિ માગે રંક, અકલ ઓછી એ ઓપાડે અંક. ૭૪

સ્ત્રીમાં ડાપણ ગણશે નેહ, મુરખનો શીરોમણિ તેહ;
સ્ત્રી માણસની કરશે પ્રીત, મહા મુરખ તે નરની રીત. ૭૫
સ્ત્રીના પેટમાં વાત ન રહે, કોઈક વેળાએ કોયને કહે;
માલણ આગળ મનડાતણી, કીધી વાતો છાની ઘણી. ૭૬
બ્હેન માલણ સાંભળજો તમો, મોર મારી નાખ્યો તે અમો;
ભાવ માંસ એનાનો થયો, રાજા જખ મારીને રહ્યો. ૭૭
એમ ઘડી એક વાતો કરી, સ્વપ મંદીર તે ગઈ સુંદરી;
માલણ કુતી ભુંડી ભાત, પેટમાં તેના ન ટકે વાત. ૭૮
સર્વ નારી કુડુ કારણી, અધિકી નાપણને માલણી;
કુતી દલાલી ભારી કરે, નર નારીનાં મનડાં હરે. ૭૯
અધિપતિને મળી એકાંત, ભાગી તેહેના મનની ભ્રાંત;
સર્વ વાત માંડીને કહી, નરપતિ આગળ ડાહી થઈ. ૮૦

દોહરા.

સુંદરસા શેઠની સુંદરી, નરભેકુંવરી નામ;
મોર મારીને ભક્ષ કર્યો, કુડુ કીધું કામ. ૮૧
ભોળા ભુંઆળા શોદ કરો, સાચું માનો તર્ત;
મન મનોહર મોર નો, માનપનિ પમાડ્યો મર્ત. ૮૨
શેઠી રાંધી ભક્ષ કર્યો, મારી નાંખ્યો મોર;
કરવું ઘટે તે કીજિયે, એ સ્ત્રી તારી ચોર. ૮૩
મહિપ કહે શુણ માલણી, એતો અચરજ આજ;
શાહુકાર શેઠાણી શેઠની, કરે કયમ કુડુ કાજ. ૮૪
ઊત્તમ જાત આમીષ નમે, વૈષ્ણવ કેરો ધર્મ;
આભડછેટથી આચરે, કરે કયમ કુડુ કર્મ. ૮૫
મારૂં મન માને નહીં, સાચું કયમ માની લેઊ;

સીખ્ય પુરાવે સાચની, તો એને શુળી દેઊ. ૮૬
વગર વાંકે દંડુ નહી, જુઠો નવ તોળું ન્યાય;
પુન્યવંત પૃથ્વીપતિ, આચરૂં કયમ અન્યાય. ૮૭
જુઠા બોલી જુવની તમો, કાંઈક હશે તુજ ખાર;
નેટલા માટે તું કહે, હું કયમ મારૂં માર. ૮૮
વિશ્વાસ વાત સાચી પડે, તોતો દેઊ દંડ;
નહીં તો તુજને મારશું, પાપિણી કરે પાખંડ. ૮૯
વૈશ્નવ જાતને વાણીયો, નગરશેઠીયો નેટ;
તેની નારી મોરનું, માંસ ન પોષે પેટ. ૯૦
વેર પરસ્પર તાહરે, કરે માટે અપમાન,
સાચું માનું સો વસા, જો કથા સાંભળું કાન. ૯૧
માલણ કહે શુણ મહીપતિ, મંદીર તેડી જાઊ;
મન માને જેમ તાહરૂં, તે વાતે સમ ખાઊ ૯૨
કેહેવરાવું મોઢે તેહને, સાંભળ તારે કાન;
સાચું જુઠું દાખજે, મન માને તો માન્ય. ૯૩
હુંતો તમ કાને કહું, સંપડાઈ મરાછો આજ;
જાણ્યું તેહ જણાવીયે, કરીયે પરમારથ કાજ. ૯૪
મહિપતિને તેડ્યો માલણી, આવ્યા ઘરમાં એકાંત;
મોઢે કેહેવરાવું જો તુને, ભાગુ તારી ભ્રાંત. ૯૫
અધિપતિ રાખ્યો ઓરડે, પોતાને મંદીર પેર,
છાનો રાખ્યો છળ કરી, શુણવંતીયે પેર. ૯૬
શેઠાણી તેડી સેજમાં, વિવિધ કરવાને વાત;
પેલો મોર કયમ મારીયો, કહે વિસ્તારી વાત. ૯૭
કુણ લાવ્યો કેમ મારીયો, કયમ કીધું ભોજન;

તું કયમ જાર વીદ્યા રમી, કહેતા માને મન. ૯૮
કલાવી પુછ્યું કામ્પનિ, કહ્યાં નારીએ કેણ;
રાજા માંહી પડદે રહ્યા, શુણે વનિતાનાં વેણ. ૯૯
ચોર સાથે ચોર મંગાવિયા, મારયો મેં મારે હાથ;
ભોજન કીધું ભાવતું, સંભોગ કર્યો તે સાથ. ૧૦૦
કટારે કાઢ્યું કાળજું, નાંખી દીધો નીર;
એવું કામ અમે કરયું, ધારણ રાખી ધીર. ૧૦૧
મહીપતિયે માંહીથી સાંભળ્યું, વચન કામ્પનિનું કાન;
સાચું માન્યું સૌ વસા, માલણ ઉપર માન. ૧૦૨
સંદેહ કાંઈ રહ્યો નહી, ન રહ્યો ભાવ કે ભ્રાંત;
પોતાને કાને શુણ્યું, આપ થઈ એકાંત. ૧૦૩
ઓને દેવી શુળિયે, જેમ દેખે બાધુ ગામ;
નિર્મળ જાત યે નીચની, કીધાંછે જેણે કામ." ૧૦૪
"લુંટી લેઊ લક્ષ્મી બધી, દેઊ દેશોટો દંડ;
જુવો કર્મ એવું કરયું, લક્ષવસા મે લંડ. ૧૦૫
હટાવું ચૌટા વીચમાં, મારૂં આજે માર;
પરવાર સહી પ્રાને કરૂં, ચૌટે કરૂં પ્રહાર. ૧૦૬
મહીમા વધારૂં માલણતણો, દેઊ સરપાવ આ દીશ;
સવારે એ શાહુકારનું, છેદી નાંખુ શીશ. ૧૦૭
માન્યું મોટે માન્યનિ, વળતી રહી શી ન્યુન્ય;
હણતાં પાપ શાનું ગણું, મોરૂં કેરે શું પુન્ય. ૧૦૮
ધુરપટ કહે પરભાવતિ, શી થશે એની પેર;
સાચી કયમ થાશે સુંદરી, કયમ જાશે જીવતી ઘેર. ૧૦૯
શુકને કહેછે સુંદરી, સુરખ તાહારો મેળ:

રાજા એને પીલશે, કાઢશે તારૂણિ તેલ. ૧૧૦
લક્ષ્મી એની લુટશે, શુળી દેશે તર્ત;
દંપ સહિત બાળું કુટુંબ, મહિપ પમાડે મર્ત. ૧૧૧
શુક કહે સાંભળ્ય સુંદરી, રહે આજુની રાત;
શામા તુજને શીખવું, એહ વિજાની વાત. ૧૧૨
મારા વીર કહે મુને, એતો અચરજ હોય;
કાને રાજાએ સાંભળ્યું, કોલો નવ હોય કોય. ૧૧૩
શુક કહે શુણ સુંદરી, વારૂ વાત વિવેક;
ચેટાણી સમજો નહી, નારી કેરા નેક. ૧૧૪
માલણ ચેતાવ્યો મહીપતિ, પટારે મેહેલ્યો પાણ;
સાંભળતે ભીત ભાટકા, કહિ વિનતાએ વાણ્ય. ૧૧૫
મનમાં ચેતી ગઈ માનનિ, એતો અચરજ હોય;
પુરૂષ હશે પટંતરે, કળી સકે નહી કોય. ૧૧૬
તે વેળાને તે ઘડી, કરવી વિજાગી વેદ;
મુકરી ગઈ એ માનનિ, ભ્રાંત ન રાખે ભેદ. ૧૧૭
સાંભળ્ય સૈયર સલક્ષણી, મેં જાર પમાડ્યો મર્ત;
નદી નીરમાં નાંખિયો, એટલે જાગી તર્ત. ૧૧૮
પડ્યો પ્રાશકો પેટમાં, બીની ઘટીકા બે ચાર;
એ સ્વપ્નું તે શું હશે, પુછું તુને વિચાર. ૧૧૯
રૂડું કે ભુંડુ હશે, હશે પુન્ય કે પાપ;
સંદેહ મારા મનતણો, કેહે સૈયર તું આપ. ૧૨૦
ઊતમ જાતી આપણી, કેરૂં નીમનું કામ;
સ્વપ્નાધ્યાય શોધાવિને, ભજવું હરિનું નામ. ૧૨૧
વળતી તો આળસ તજી, તનમાં પ્રગટ્યો તાપ;

હાય હાય એ શું હવો, મોટું બહું પાપ. ૧૨૨
બ્રાહ્મણ કેરૂં શમણું કહ્યું, એને શી ઊતપાત,
મારા સમ ખાયું કહો, વિગત તણી જે વાત. ૧૨૩
ફટય ફટય ભુંડી પાપિણી, બ્રાહ્મણ સુત અજાણ;
એ શમણું સંભારતાં, જાયછે મારા પ્રાણ. ૧૨૪
વૈષ્ણવ ધર્મિષ્ઠ અમો, કીજીએ રૂડાં કર્મ,
બ્રાહ્મણને નર મારીયો, ધારીએ એવો ધર્મ, ૧૨૫
જુઠી વાત ન જલ્પીએ, મોગટી ન કહું ભારય;
એ શમણું માઠુ ધર્યું, માનસીક પાપ વિચાર. ૧૨૬
ભૂંડુ એ સુતને ભખ્યું, નર્મદામાં નાહીશ;
અઠ મસવાડા જવ જરૂ, ત્યારે પાવન થઈશ. ૧૨૭
મોટું દુખ મહિપતીતણું, વેઠેછે ભુંડી ભુખ;
તે દુઃખે હું દુખણી, અતિ શાલાની દુઃખ. ૧૨૮
મોર મોર હુ ઝખની, વીસરતો નથી વેદ;
ઝખનાએ શમણું થયુ, વાત નથી કાંઈ ભેદ. ૧૨૯
મારૂ મારેનો હું મરૂ, જો જડે રાયનો મોર,
રાત દીવસ ઝખુ અમો, સંડાગ હૃદી કોઈ ચોર ૧૩૦
જેની હોએ ઝખના, તેવુ શમણું થાય;
હું મન જમતી નથી, તો કેમ રાજાજી ખાય ૧૩૧
રાજા નાસિરધો બારણે, પ્રીતે બેઠો પાસ;
પાગે લાગ્યો તે નારને, સુંદરીને શાબાશ ૧૩૨
ઊતમ જાતિ તુજતણી, નીચતણીનો સંગ,
અવળાનુ સારૂ કરશ, અબડાવે આપણ અંગ ૧૩૩
આડી ખાધીતી તાહરી, અખું સાચું પીર,'

થયું મન મુરખ માહરૂં, નીચે માની લીધ. ૧૩૪
મસ્તક મુંડન માલણ તણું, છેદ્યાં નાકને કાન;
ખરવાહન કરી ફેરવી, કીધું વરવું વાન. ૧૩૫
મોટે ફેરવાવ્યું માલણે, જુઠી પે તે જોડ;
એહ હકીકત એની થઈ, મુક્યો મનનો મોડ. ૧૩૬
સતી શેઠાણી સાધવી, ઊત્તમકુળમાં એન;
મહીપતિયે મોટે કહ્યું, તું તો મારી બેન. ૧૩૭
શેઠાણીને સંતોખીયાં, કરી વિજાગી વાત;
ઘરમાં રહી તે ગોરડી, શીઝ થકી એ રાત. ૧૩૮
એમ વીજાગી આવડે, તો તો જાણજે તર્ત;
વગર સમજે નવ જશો, માથે આવશે મર્ત. ૧૩૯
શાબાશ પંખી પોપટા, સાબાશ પરમ પવિત્ર;
શુભ વિદ્યા તેં શીખવી, આતુર જેહ ચરીત્ર. ૧૪૦
દસ કથા પુરણ થઈ, વાણી વેદ વીલાસ;
શ્રીગૌડ માળવી વીપ્રશુભ, કહે કવિ શામળદાસ. ૧૪૧
શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રીરણછોડ. ૧૪૨



# શુડાબહોતેરી.

## વાત ૧૧ મી.



### ચોપાઈ.

સ્મરણ કરૂં શ્રીસારદા માય, પુજુ શ્રીગણપતિના પાય;
શુક બાહોતેરી કહુ સંવાદ, અંતરમાં આણી ઊલ્હાદ. ૧
એકાદશમે દીવસે તે નાર, ચાલી ચતુરા કરી વિચાર;
સજ્યા સોળ શોભિત શણગાર, હીરા જડીત ગજમુક્ત હાર. ૨
જુવે દરપણ મદ અંગે ગણે, આવી પોપટ પાંજર તણે;
પોપટે દીવા બહુ માન, કથા રૂડી સંભળાવે કાન. ૩
સલક્ષણી તું સાંભળ વાત, શીદ પધારે આજમ રાત;
સાંભળ્ય કીર સુલ્ખિણી ચાઊચ્યું, જરૂરણે જારી જાઊચ્યું. ૪
તારી શિક્ષા મનમાં ધરૂં, રફીન જાસોસે, મારો કરૂં;

શાબાશ શાબાશ વેહેલો આવજો, લાઝણી વાતો લાવજો. ૫
ખાજો પીજો રમજો રાત, આવજો પે ફાટે પરભાત;
સબળસંઘ કેરી સુંદરી, કરી પીજારો મનમા ધરી. ૬
તેની પેરે કરજો તમો, આગળથી ચેતાવું અમો;
જસોદાએ જેવુ કરયુ, પક્ષિયે સઘળુ મનમાં ધરયું. ૭
સંકટ પડેતો તેવું કરો, શીખાતો પર મંદીર સંચરો;
પગ ખેંચીને નારી રહી, કુણ તે નાર જસોદા કહી. ૮
કુણ હતો સબળસંઘરાય, કુણ દેશ કુણ ગામજ માંહે;
પોપટ પાગે લાગુ તુને, વીસ્તારીને કેહેને મુને. ૯
પોપટ કેહે શેઠાણી શુણો, ભારે વિદ્યા વીજાજી ભણો;
શુક પોતે સંભળાવે વાત, રામા રહી સાંભળીવા રાત. ૧૦

દોહરા.

ઉત્તરપંથ શુભ અવનવો, ગાગડિયું ત્યાં ગામ;
વિજયસંઘનો દીકરો, નંદસેન નીજ નામ. ૧૧
ગામ મધ્યે ગુણિયલ વસે, છત્રસંઘ એક છેલ;
વરણાગી બહુ વાંકડો, માણે મોટમ મેહેલ. ૧૨
પાંચ છોગાં શેહે પાગપર, તાતી બાંધે તરૂવાર;
મનમાની ઘેર માનપનિ, નિર્મળ કુળની નાર. ૧૩
પ્રીત ઘણી પરસ્પરે, અળખામણિ નવ થાય;
રમે જમે રાજી રહે, પાન સોપારી ખાય. ૧૪
ચતુર નર ચાલ્યો ચાકરી, સરખા સમાનની સાથ;
પ્યારાં વહુ તેની પ્રેમદા, હેતે વળગી હાથ. ૧૫
દુખ સજ્યા સુવું નહીં, નવ ભાવવાં પાન;
રમત રૂડી રમવી નહીં, નહીં ગાન નહીં તાન. ૧૬

સાત્રમાર અંગ સજુ નહી, ન કરૂ કોઈ શું વાત;
મહી કષ્ટ મહાદુઃખથી, નિર્ગમુ દીનને રાત. ૧૭
ધણી કહે ઘરૂણી શુણો, અવિધિ આપો આશ;
આવુ અચાનક એકલો, પુરા થતે ખટ માસ. ૧૮
અવધ અમો ચુકુ નહીં, હેતે વાલા હાથ;
રલ્યાવિના ધન નવ મળે, સાંઢે માહારો સાથ. ૧૯
કરી વાયદો તે ગયો, વલ્યો પોતાને વાટ;
ઘેર ઘરૂણી રહી એકલી, અંતરમા ઉચાટ. ૨૦
એમ કરતા દીન વહી ગયા, ઓછા ખટમાસમાં ચાર;
ગાંભરી તેહેન સુંદરી, અતીશે દુઃખ અપાર. ૨૧
આણખાલ્યોને એકચો, પરવરીઓ તે પંથ;
અશ્વ સજીને સચરયો, કામ્યનિ કેરો કંથ ૨૨
વેડાગ ઓડાવે વાંકડો, ધારણ રાખી ધાય;
એટલે એક કૌતક થયું, મોટુ મારગ માંહ્ય. ૨૩
આપાનેરે ચતુર નર, આવ્યો જાણ સુજાણ;
દિવસ પાચ ઘડિ પાછલો, કરવા માંડયું પલાણ, ૨૪
શરોવરપાર એક સુંદરી, ભરતી દીઠી નીર;
તેણ દેવાસી દેખીયો, સામદ શુર શરીર. ૨૫
વિનતાયે વિચારીયું, ઘર મોયો ગંભીર;
કે રણ મોયો રાજવી, નિરખુ એનું નીર. ૨૬
પુછી વાત પટંતરે, સાચુ બોલ્ય સુજાણ;
ઘર મોયા કે રણ તિથે, વદને વિચારો વાણ. ૨૭
રાજવી કહે રામા શુણો, ઘેર અમારે જાણ;
વનિતા વાટ જોતી હશે, માટે આઠીન પાળ

અટમાસ પુરા થયે, ઓછાછે દીન તણું;
સુને ન દેખે માનપનિ, નિસે પામે મર્ણ. ૨૯
કોલ દીધોછે તેં અમો, મારે ચીતા પાય;
હાણપે હસુ હત્યા વધે, ચિતમાં એ સીંતાપ. ૩૦
હેત કરી હસી પડી, સુખ છે એ મેળ;
કહ્યું માનપનિનું માનવું, ખરો નહીં એ ખેલ. ૩૧
ત્રિયરીત્ર નવ ઓળખો, પુરાણ નવ જાણો પેર;
જુવતી જાર કરતી હશે, ગુણવંત તમારે ઘેર. ૩૨
પુરાણ દેખાડું પારખું, શિખવું નારી વાત;
મંદીર રાખુ માહરે, રહો આજુની રાત. ૩૩
રાયોત કહે રાણી સુણો, બોલો શું આ દીશ;
ઘેર જાણે તારો ઘરધણી, તોતો છેદે શીશ. ૩૪
રઝળે મારાં છોકરાં, લોકમા ખોઉ લાજ;
અમુલક અશ્વ ખોઉ અમો, કુણ કરે એ કાજ. ૩૫
વચન દયુ વિનતા પ્રત્યે, વચમાં આણ્યા ઈશ;
રૂડું કરશે રામજી, જસ આપે જુગદીસ. ૩૬
સબળશીંઘ સ્વામી માહરો, ગુણવંતુછે ગામ;
હું ગુણવંતી ગોરડી, જશોદા મારૂં નામ. ૩૭
મંદીર માહારે રાખશું, રમો જમો રોહો રાત;
વિનતા ચરીત્ર જોઈ વળો, પ્રેદે ઉઠી પ્રભાત. ૩૮
આવિ બેઠી અશ્વપર, ચાદર ઓઢી અંગ;
ઘુંઘટ તાણ્યો તેણે ધણી, જુવો જસોદાનો રંગ. ૩૯
વેડાંગ અમુલક વાંકડો, દોરે આગળ ધે કુંપ;
બેઠી ઊપર બાળકી, પરવરીઆ બે ભુપ. ૪૦

સબબધંધનું ઘર કિયું, કપા જશોદા નાર;
પુછા પુછે આવિયાં, દેરા અર્ચે દરબાર. ૪૧
બેહો છે શબળો બારણે, રાચીત કિધા રામ રામ;
કયાથી પધારયા કુણછો, સ્થીર કરિ આપો ઠામ ૪૨
મળ્યા ભેટયા બે ભનપતા, હેતે પ્રીતે હાથ,
મંદીરમા ગઈ માનની, સ્નેહ કર્યો તે સાથ ૪૩
બારીએ થૈ બાળા ગઈ, પણઘટ પુરણ પેમ;
પાણીનુ બેડું ભરી, ગુણવંતી આવી કેમ ૪૪
પલંગ પાથરયો ઓરડે, પટશાળ, તે ગર્ચે એક;
ઓરડા બે અટારિયો, વાસતણો વિવેક. ૪૫
મળવા ગઈ તે માનની, સાત માતુરી બેહેન,
દાદાભાઈની દીકરી, બહુ પીતરાણી બેહેન. ૪૬
સગપણ અની સાહુનણું, સ્વસુર પક્ષનું સાર;
અનોપમ અશ્વ ચઢી આવિયો, ભારે પડિયો ભાર. ૪૭
કંથ કહેરે કામની, પરૂણાગતની પેર;
એ કયાથી આવી સુદયા, ગંગા આળસુ ઘેર. ૪૮
શાકપાક તરતીબતરહ ખાન પાન સુખ સેજ;
ભકતી ભલિપેરે કરો, હેડે આણી હેત. ૪૯
ચતુર કંથ ચોરે ગયો, જમવા બેગી બે જોડ;
કયા મનમાં ચીતા કરો, હાંશી છૂટયા કોડ. ૫૦
નરૂર પોર ગઈ જામણિ, આનંદ અધિકો થાય;
સ્વામિ ઘરમા આવિયો, કિંયે કરવો ઉપાય. ૫૧
ગરબો ગાવા જાણિતુ, કહે જશોદા નાર;
સાચવજો આ બાળને, જાતેજમં અરન્દર. ૫૨

સંકેત કરેરે, સુંદરી, આવી બારિયે આપ;
પરૂણા પાસે પ્રીતથી, સુતી ન ગણ્યું પાપ. ૫૩
એ પેથીને પ્રેમદા, રંગ રમેછે રાત;
કંપ બાળકને સાંભળે, વિપરીત સરખી વાત. ૫૪
દશ મહિનાનો દીકરો, રોવા માંડ્યો રાજ;
પણી ધવરાવા કારણે, સેશ જડે નહીં લાગ. ૫૫
પરૂણો બોલ્યો પ્રીતથી, ઠીક બનાવી ઠાઠ;
બાળક એક મૂને પામિયો, દિવસ પપાછે આઠ. ૫૬
પરૂણીને ધાવણ ભર્યું, આપો ધવરાવા કાજ;
આ પિછવાડે ઓરડે, બેશે ઘરાગમાં લાજ. ૫૭
આપે તેડ્યો બાળકો, ગયો ઓરડા માંહ્ય;
અંધારે આપ્યો અર્ભકો, તરૂણિયે તેડ્યો ત્યાંહ્ય. ૫૮
ધવરાવ્યો હુલ્લાવિયો, વિનતાયે કર્યો વિવેક;
ચરીત્ર રમાડ્યું ચીંતની, નાર તણા જે નેક. ૫૯
પાસે બેઠી પ્રેમદા, સુત શોભાવ્યો સાથ;
પોતે તનને તેડતાં, હેતે અડિયો હાથ. ૬૦
કાંઇક વાંક વિનતા તણો, કાંઇક પુરૂષનો પુર;
આવડું વાહાલું અર્ભકું, નારીમાં બહુ નુર. ૬૧
માર્યો તમાચો માનુનિ, ઊઠાડી મેહેલ્યો અધ;
શાખીણો પુરૂષ લજાવિયો, શીક્ષા દીધી સદ્ય. ૬૨
ગોરી આવી ઘર વીષે, ગાઇ ગુણવંતાં ગીત;
વાત કરી વીનોદની, પુરણ આણી પ્રીત. ૬૩
પ્રાતઃકાળ પ્રીને થયો, સન્ધ્યે અમ્બ અનુપ;
સાદુને કહે શીખાવવું, ભારે કર્મનો ભુપ. ૬૪

નમીાસ જળ ભરવા ગઈ, કુડ ન જાણે કંપ;
છીડે પ ઘરમા ગઈ, પરવરે પંથી પંથ. ૬૫
પ્રાગુણતો તે એકછે, નર જાણે નરને નાર;
વળી વેહેલા પધારજો, વાહાલાનો વેહેવાર. ૬૬
સુતો શબળ જે સાથરે, ગયા પરૂણા ગામ;
પાણી ભરી આવી નહી, કામણગારી કામ્ય, ૬૭
વેળાવા વિનતા ગઈ, મળ્યા ભેઠયાં બે મેળ;
તમ ઘેર એવી તારૂણી, ખરો દેખાડ્યો ખેલ. ૬૮
સહુકો નાર સલક્ષણી, વાણી બોલે વેદ;
જોજ્યો ઘેર જઈ પરખુ, ભાગ્ય તારો ભેદ. ૬૯
નર કહે નારી શુણો, સ્નેહ કરયો તમ સાથ;
મારી પસે એવુ નથી, જે આપુ તુજ હાથ ૭૦
શામ્યનિ કહેરે મીત્ર શુણ, નથી મારે કાઈ ખોટ;
ઊતરે ધુતર્ની તાવડી, દશ દુઝેછે ઝોટ ૭૧
ખોટ હોય જો તાહરે, આપુ ધરેણું ગર્થ;
મુને નિત્યે સંભારજ્યે, જો સરે તમારો અર્થ. ૭૨
ઝેર પોતાના પગનણા, પાચમે કેરા પ્રીત;
સોપ્યાં હાથ સામદતણે, રામાની એ રીત. ૭૩
આપતાં આદર નવ કરે, ગાળો દેતો જાય;
રાંડ મારી તુજ મારશે, કુનેત ચે કારણ થાય. ૭૪
ઊતમ જાતની અધમ ઘેર, રાજાની માણે રંક;
પંડીતની મુરખ ભોગવે, એતો આડે અંક. ૭૫
શુરાની કાયર ભોગવે, શાહાની ભોગવે ચોર;
કળિમા એવી કામ્યનિ, કરે અંધરૂ ઘોર. ૭૬

વોળાવ્યો વરણાગીયો, આપ્યાં પગનાં ઝેર;
અવળી પ્રીત અબળાતણી, કરે તરણાનો મેર. ૭૭
પરણ્યા નરને પરહરે, નીચપે નીસરી જાય;
અમૃત રસને પરહરી, વીષ હળાહળ ખાય. ૭૮
એવા એક અનેકધા, બહુધા જોયા બહાર;
ખ્યાલ ન લહીયે એહનો, તહાં સુધી નીજ નાર. ૭૯
આજુ ખીજી જોઈયે, માણુએ મોકમ માર;
નીપત કરે કે નીકળે, એ વિનતાનો વહેવાર. ૮૦

ચોપઈ.

માણુ વોળાવ્યો રૂડી પેર, ગુણવંતી આવે નીજ ઘેર;
એટલે પાટના ઘાટમાં, વસહ એક મળ્યો વાટમાં. ૮૧
તેણે સર્વે સાભળિયું કહ્યું, અધીક પાતાળી નહી આવણું;
દીઠો સ્નેહ પંથીની સાથ, દીઠાં ઝેર આપ્યાં તે હાથ. ૮૨
વંચાવ્યા જેણે આનિંદન દીધ, અરસ પરસ કલોલજ કીધ;
વાસ ભણી તે વાસંદ વળ્યો, માંડી માનપનિનો મારગ મળ્યો.
અહ્યા હજામ શી ગત તાહરી, મામનિ કહીં દીઠી માહરી;
ત્યારે નેણે જોડ્યા હાથ, સ્નેહ કરી બોલ્યો તે સાથ. ૮૪
અસ્વાર અશ્વ ઊભે તો એક, નારીને તે નરશું નેક;
અધિકો મેં દીઠો ઉતપાત, વિનતાતો કરતીતી વાત. ૮૫
કરગરીને પાગે લાગતી, માન ઘણું મેનત માગતી;
કરગરતી કળકળતી કામા, બહુ રૂદન કરતીતી રામા. ૮૬
આવજો ઘેર અમારે આંક, ક્ષમા કરજો અમારા વાંક;
ગળે હાથ તો વાલા ફેર, આપ્યાં તેને પગનાં ઝેર. ૮૭
કુણ જાણે મન શો કાપશે; વળી કરશો ખીજો વાપશે;

તે નરને વળાવ્યો તીર, આવેછે ઘેર ભરીને નીર. ૮૮
એ સર્વે દીઠું છે અમો, તરૂણીના લક્ષણ જાણો તમો;
એવી કહી હલ્લમે વાત, થયું ઊઘાડું સર્વ ખ્યાત. ૮૯

દોહરા.

વાઘને વળિ વકારીયો, છંછેડ્યો મોટો સાપ;
રાસ તને નહીં લક્ષ્યા, પુણ્ય પ્રગટ્યું પાપ. ૯૦
મરકટને મદિરા ચઢી, વીંછી કરડ્યો વેદ;
વંનર એવામાં વળગિયું, ભાગ્યે ઘણેરા ભેદ. ૯૧
રજપૂત, અને વળી વંઠુરો, ખુણી વંઠાની રીત;
પ્રતિજ્ઞા પોતે કરી, પરહરી પળમાં પ્રીત. ૯૨
આરૂ નહીં હવડાં માન્યનિ, તોતો કોપે ઇશ;
દેશ બાધાના દેખતાં, છેદુ શામાનું શીશ. ૯૩
શુક એને જીવતી, તો ઇશ્વરની આણ;
ચંદ્ર સૂર્ય બે સાખીયા, વેદ વચન નીરવાણ. ૯૪
ગૌહત્યા કીધી ઘણી, સ્ત્રિહત્યા લક્ષસાત;
જસોદા શુક જીવતી, તો કોપે અંબામાત. ૯૫
મેહ પ્રતિજ્ઞા અંતરે, કંપ કરી કરજોડ;
એટલે જસોદા જાળ ભરી, આની મોડામોડ. ૯૬
પોપટ કહે પરભાવતી, શો ઊત્તર દે એહ;
અધિક વાંક અણુંત સમો, માન્યનિને શિર મેહ. ૯૭
જુવતી જસોદા ઊગરે, પ્રી પડે કયમ પાગ્ય;
કયમ વિજાર વિદા કરે, કહો જાડે તો જાગ્ય. ૯૮
કર જોડે કયમ રૂંધતો, રહે ઘડતો કયમ ઘાટ;
ઓંટી ઓશીયાળો કયમ રહે, વેદ બતાવો વાટ. ૯૯

પ્રભાવતી કહે પોપટા, મેવો થયો ગુમાર;
પ્રતિજ્ઞા પોતે કરી, વળતો શો વેવાર. ૧૦૦
ઝેર માગે નરોત્તમ કને, શો ઉત્તર દે ત્યાંય;
વિજાર વિદ્યા એ શી કરે, નાવે માન્યા માંય. ૧૦૧
પોપટ કહે પરભાવતી, રહો આજની રાત;
પતી પાગે લગાડીયો, વિરતાની કહુ વાત. ૧૦૨
સાબાશ શુક સલક્ષણા, શીખવ એવો સહુ;
બીજી વીદ્યા આપડી, એણીએ વાળી હહુ. ૧૦૩
મંદીર આવી માનની, કેરીયૂ આવ્યો કંથ;
મુખ મોટુ દીઠુ ઘણું, ચતુરા ચેતી અંત. ૧૦૪
પતી પોતાને પુછીયું, જળ ભરતાં શી વાર;
પગનાં ઝેર એ કયાં ગયાં, કહો નવરંગી નાર. ૧૦૫
સગો એ કુણ તાહરો, કપમ સોપી એની લાજ;
બોળાવા ગઈ કારણે, હતું તેનું શું કાજ. ૧૦૬
ઓહોસાણ હતી માંટીતણી, ઘણા દુઃખની પેર;
કુંપનું ઝીણું કાપડુ, આપ્યાં પગનાં ઝેર. ૧૦૭
કટાર લીધી કર કામની, સંભારયા ઊભીયા ઈશ;
વણ વંકે મરવું પડે, તે હત્યા તુજ શીશ. ૧૦૮
કાંઈ બાળક કળકળે, કોઈ મરશે એ આપ;
બાળહત્યા એ તુજને, મોટું લાગશે પાપ. ૧૦૯
શા માટે મરે સુંદરી, કેહેને સાચી વાત;
પરાણે પ્રાણ તજે પ્રિયા, એવડો શો ઊતપાત ૧૧૦
સુરપ માંટી માહરા, ચીત તાહારોમાં ચેત;
ગામે તમાચો મારિયો, હતું શું તારે હેત. ૧૧૧

શીદ કીધું એને આપવું, થયો ઘરમાં ગુણહીણ;
બાળક ધવરાવવા કારણે, થયો ક્ષણમાં ક્ષીણ. ૧૧૨
મારયો તમાચો માન્યનિ, કાઢી મુકયો બાહાર;
મનમાં તે જાણી રહી, નિર્મળ કુળની નાર. ૧૧૩
પરીપાણ કરયું પ્રભાતમાં, વળાવા ગઈ હું વાટ;
કંથ આગળ માંડી કેહેવા, ઘડવા તારે ઘાટ. ૧૧૪
બાળ બુદ્ધિ તું તાહરી, બાળ રાનકીયાં રીત;
અધિક સગાછે આપણે, કોઈ દીન જોશો શીશ. ૧૧૫
કર નાંખ્યો સ્તન ઊપરે, માટે ભાડયો ગાલ;
મૈયર જઈ કેહેશે માહરે, થળતા કુશ હવાલ. ૧૧૬
ખીજ્યો તે ત્યારે ભરથો, બંબિરયો ભરતાર;
કોઈક દીન કાપત કાળજુ, તેહ નમેરી નાર. ૧૧૭
મુજને કીધું માન્યનિ, એતો સઘળું ચેત;
જ્યાં ત્યાં મેં સમજાવિયો, કુડુ કીધું કંથ ૧૧૮
અઘટતી માંડી કહી, વિપરીત તારી વાત;
એતો નિશ્ચે મારતો, થતે મહા ઊતપાત. ૧૧૯
સાબાશ સાબાશ સલક્ષણી, હેતે ગ્રાહ્યો હાથ,
ભુલ્યે હું ભુલી ગયો, શીદ તને મુજ સાથ. ૧૨૦
પગનાં ઝેર તેં આપિયાં, તેનો મળશે કોઈ દીશ;
આબરૂ જાત ને આપણી, નાવત મારૂં શીશ. ૧૨૧
પોતાની જાંગ ઊઘાડિયે, પોતે પામિયે લાજ;
કો આગળ કહી કયાં રહું, ભલે વંધારી લાજ. ૧૨૨
કટાર ગ્રહી કર કામ્યનિ, પોખવા માંડી પેટ;
તારૂં ઘર તારાં છોકરાં, નિશ્ચે મુંકયાં નેટ. ૧૨૩

નાગરવેસ તેં પરહરી, આંખમાં પીપળ પાન.
શાર્દુલ સિંહને પરહરી, ઈચ્છયું સગીન સ્વાન. ૧૨૪
અશ્વગજ વાહન પરહરી, કીધું ખરવાહન એર;
અમૃત ભોજન પરહરી, જમવા માંડ્યું ઝેર. ૧૨૫
બાવનાચંદન પરહરી, કૌવચ વાહાલી કીધ;
મુજ સરીખિ પરહરી, દીલ તેં પરને દીધ. ૧૨૬
વિપ્ર રૂપને પરહરી, પ્રીય કરયું પાખંડ;
અધા તિર્થને પરહરી, દીવાનને ભરીયો દંડ. ૧૨૭
ઘરની નરા ઘરનો ધણી, જોતાં અમૃત ખાણ;
પર પુરૂષ પર નારીઓ, વીષ હળાહળ જાણ. ૧૨૮
પાગે લાગ્યો તેના પતી, સતી શીરોમણી નાર;
જુવતિ જય મારી અમો, તું હૈડાની હાર. ૧૨૯
લાજ રાખણ તું લક્ષધા, તુંછે અંગ આધાર;
જીવતદાન તેં આપીયું, તું મુજ રાખણ ભાર. ૧૩૦
પ્રતિજ્ઞા પતિએ કરી, લક્ષ હજારા ક્રોડ;
પર નારી મુજ માવડી, કરકગરી કહું કરજોડ. ૧૩૧
છત્ર તું માહારા શિરતણી, જીવ ઊગારણહાર;
લાજ રાખી માહારી ખરી, તું માહારો આધાર. ૧૩૨
અમુલક જોડા ઝેરના, પ્રૌઢા ચડાવું પાય;
હતી તું સાચી સુંદરી, તો નાવી ઊની આંચ. ૧૩૩
જો એ વિદ્યા આવડે, જુવતી જાહીએ જમો.
નીકર ઘેર બેશી રહો, ગોવિંદના ગુણ ગાઓ. ૧૩૪
અગીયાર કથા પુરણ થઈ, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે સાંભળજો, જય જય શ્રીરણછોડ. ૧૩૫

# શુડાબહોતેરી.

વાત ૬૨ મી.



ચોપાઈ.

પુજુ શ્રી સરસ્વતિના પાય, ત્યથી ગ્રંથ મનોહર થાય;
હંસ વાહની જાણ સુજાણ, વેણા પુસ્તક પરઠાં પાણ. ૧
બારમે દિવશે બુધિ નીધાન, વિનતા માંડ્યાં વિવિધ વિધાન;
ચતુરા ચાલી કરી વીચાર, સજ્યા શોળ અંગે શણગાર. ૨
શકળ રાગ સંગે શોભીત,, આભૂષણ અંગે ઓપીત;
ચમક ચમક ચતુરા ચાલંત, પુષ્પહાર કંઠે ઘાલંત. ૩
પોતે રમવાને પંથે પળે, આવ્યા પોપટ પાંજર તળે;
જુહાર જુહાર જુવતીને કીધ, મા-પનિએ મન માની લીધ. ૪
કામપનિ ઊભાં રહો કારણે, પછી રમવા જાજો બારણે;

કાહ્યે દીન કેપે કહાવશે, ઘેર પારધણી આવશે. ૫
સાભાર સાભાગ્ય શુક તારૂં નામ, અમે જાણ્યું જાણી કામ;
વચન પરસ્પર મનમાં વસ્યાં, હેત ધરી બંને જણ હસ્યાં. ૬
શીઘ્ર કરી રૂડું કહાવજો, પ્રાત સમે વેહેલાં આવજો;
કદાચિત ભીડ પડે તે વેર, પૂરણ વીદ્યા એ કરજો પેર. ૭
ભાવશંખના સુતની વહુ, ત્રસલાં નામ જાણેછે સહુ;
કેશનાણું કલ્યાણ ગામ, કરજો કામ્પતિ રૂડું કામ. ૮
વાત એવી પોપટ કહી; પગ ખેંચીને ઊભી રહી;
કુણ કલ્યાણને ત્રસલાં કુણ, તેનો નામ સાંભળીયાં ઊણ. ૯
પોપટ તુજને લાગુ પાગ્ય, એક વાતનો સંદેહ ભાગ્ય;
દટાડી કરતીતી તમ કરૂં, બીજે વસ્ત્ર ધારણ ધરૂં. ૧૦
કામ શાંત થયો જેટલે, પોપટ વાત બોલ્યો તેટલે;
વીરપર ગુણવંતુ ગામ, નરપતિસેન રાજાનું નામ. ૧૧
'વર્ણ અઢાર વસેછે વાસ, તેના પુન્યને પુર્ણ પ્રકાશ;
ન મળે વ્યાધી ન મળે લંડ, વાણ વાંકે કો નવ દે દંડ. ૧૨
ભાવશંખ ક્રસુખી કુળ ઠામ, કલ્યાણ સુત કેરૂં છે નામ;
પરણ્યો એક ત્રસલાં વહુનાર, મહા ફુટડી અપરમપાર. ૧૩
રૂડાં કુળની રૂડું રૂપ, ભાવશંખ છે ભારે ભુપ;
ખાવું પીવું રમવું રીત, નરનારીને પૂરણ પ્રીત. ૧૪
એક એકને દેખી મન ઠરે, મન ભાવનાં કારજ કરે;
એક દીવસ એક કૌતક થયું, લક્ષણ તે ડાસાએ લહ્યું. ૧૫
નાવી બેઠી નાવા કારણે, બેઠો સસરો તેના બારણે;
એથી વર્ષનો આકળ ધણી, નહાવા બેઠી વહુ બેટાતણી.' ૧૬
નાવાનો ઠામ અધિકેર આપ, તેમાં ગયો મણીધર સાપ;

જીવવામનો મોટો સર્પ, દીસંતો ભયાનક રૂપ. ૧૭

પદ્મદૂત સમો નમેરો નાગ, પેઠો નાવા ઠામે માગ,
નારી નીર ભરી નાહછે, સુખે સર્પ તેમાં જાયછે. ૧૮

તેને સસરે દીઠો દૃષ્ટ, કાકોજીનો પામ્યો કષ્ટ;
રખે રામાને કરડી ખાય, જોતાં જીવ ફૂટીને જાય. ૧૯

સસરો જુવે નીચે ખાળ, તેના પેટમાં પ્રોઢી ફાળ;
સર્પ સામો આવ્યો જાય, ડોસાને દીસ ઝિતા પાય. ૨૦

નહી નાસવા કેરો ઠામ, કીધું એક કપનીએ કામ;
સર્પ હેનો આવ્યોછે ડોટ, કામ્યનિયે ઝાલી તેની કોટ. ૨૧

જુગતિયે ઝેરી ઝલીયો, ખાળ તળે તેને ઘાલીયો;
નારી નાહી ઊઠી તે તર્ત, મણીધરતો પામ્યો મર્ત. ૨૨

ઊછાળી નાખ્યો આકાશ, તે વેળા નોતુ કોઈ પાસ;
તે સસરે કીધું નીર્માણ, મારી સર્પ ઊડાડ્યો જાણ. ૨૩

કો માણસથી નવ્ય સેવાય, પીસી નાંખ્યો પલકજ માંય,
સસરો મન સમજ્યો સાક્ષાત, કો આગળ નવ્ય કીધી વાત. ૨૪

એ નારી જો મન ધારશે, સુત મારાને એ મારશે.
એ વાતે કાંઈ અચરજ નથી, કો આગળ કહીએ જે કથી. ૨૫

સમજ્યો વૃધનાણા જે સૂત્ર, એકાતે તેડ્યો તેણ પૂત્ર;
પિતા પૂત્ર બેઠા એકાંત, ભાગી તેના મનની ભ્રાંત. ૨૬

અરે પૂત્ર એ વહુને છાંડ્ય, ઘરસૂત્ર બીજીથી માંડ્ય;
જો તું મારો પૂત્ર હોય, મન વિચારી જુગતે જોય. ૨૭

જો જીવવું મનમાં આશે, તો એને મુકીદો રાખો;
એ વિનતા નહી મુકે પર્ત, નીચે તાહારે માંથે મર્ત. ૨૮

એને છાંડ તું આરે આંક, પુછીશમાં પેહેલ્રો કેરા વાંક; ૨૯

આગળથી સુજાછે મુને, તારૂણી એતો મારે તુને. ૨૯

દોહરા.

બેટો કેહે શુણ બાપજી, વચન ન લોપુ આન;
તમારે મોઢે બોલતાં, લક્ષધા પામું લાજ. ૩૦
રૂપે સુંદર સુંદરી, કુળવંતી એ કામ;
કામ કરે બહુ કામની, દીસંતીછે દામ. ૩૧
અમો વેવાણકું તમૃતાણા, કોહો તે કરિયે દાન;
શા માટે છંડાવશો, સત્યું બોહો આન. ૩૨
ડોસો કેહે શુણ દીકરા, છેડ છાડને છાંડ;
બીજી કોઈક રાંકડી, તે સાથે ઘર માંડ. ૩૩

ચોપાઈ.

પુત્ર ઓશિયાળો ઉભો રહ્યો, પિતા પ્રતિ એક બોલજ કહ્યો;
શા માટે છંડાવો એહ, નારી સાથ ઘણોછે નેહ. ૩૪
કામકાજ કરેછે ઘણું, અતોળ વઇતરૂ છે તે તણું;
અકળવંતીછે અનૂપ, રૂડુંછે રામાનું રૂપ. ૩૫
સોંપેછે તમારા મર્ણ, કહી વાત શુણેછે કર્ણ,
ગુણવંતી શીરોમણિ સતી, કુળવંતી મનોહર મતી. ૩૬
પીયર પનોતી જાણ સુજાણ, પ્રેમદા રૂડી પંથ પ્રમાણ;
બીજી કરવી પડશે નાર, શા માટે મુકો એ ભાર. ૩૭
કુરૂપ હશે બીજીનો દેહ, સંભારવી પડશે ત્યાં તેહ;
તેહ તમો કોહો તે કીજીએ, તમ વચન મસ્તક લીજીએ. ૩૮

દોહરા.

ડોસો કેહેરે દીકરા, ફરી ન પુછીશ વાત;
એ રામાને રાખશો, તો થાશે ઉતપાત. ૩૯

દાદાને વશ દીકરો, ફરી ન પુછી વાહ;
જતે દીવસે ખગડી, જુવતી મુઈ જાહ. ૪૦
ત્રણ દાન થયા તેહને, બે રતન આપ્યા સાંન;
કાઢી કુરી ગામની, ખરચ થયાં દાન પાંન. ૪૧
અમરજ પામ્યા અધિકતન, શો એ અક્ષર આંક;
શા માટે દાંડી એહને, વહુ તણો શો વાંક. ૪૨
પાપ એહ સમરાનણાં, પાપ કંધનાં કોડ;
પુર બાધુ એને પરહ્યે, જુવતી ન મળે જોડ. ૪૩
એક ગરીબની દીકરી, દામણ જાને દેહ;
બીજે દીવસે લાવીઓ, નારી આણી નેહ. ૪૪
માન્યનિ મન વિચ કીયું, પરણી પોતે ઘેર;
દાન આપીને તે ગઈ, તેના પાડોશી ઘેર. ૪૫
તે પાડોશી હુંડીઓ, બાંધે હેત હથીઆર;
તેને ગઈ તે ગોરડી, ભારે કર્યો ભરતાર. ૪૬
દીવસ કેટલા વહી ગયા, અમરજ અધીકુ હોય;
તે જાણે મસરા એકલો, અવર ન જાણે કોય. ૪૭
રૂપ પોતાના કળકળે, મુરખ છે એ બાપ;
આવી રૂડી મેં તજી, પ્રગટ્યાં પૂરણ પાપ. ૪૮
તેને ઘેર ગઈ ગોરડી, હેડે મોડામોડ;
આખા ગામમાં એ સમી, જુવતી ન મળે જોડ. ૪૯
વાંકીને વરણાગણી, રૂડી અને રસાળ;
નારીને સલક્ષણી, માન્યનિ મદ મછરાળ. ૫૦
પરમાર માંહ્યના મળતિયો, નીત્યે આવે વાસ;
જુવતી સાથ જારી રમે, પ્રીતે રહે તે પાસ.

તેણે મન વીચારીયું, વેહેર પડતે થી વાણ;
દહાડી કામ કુડુ કરૂં, કોઇક દહાડો હાણ. ૫૨
પરમાર જાત તે પવીત્ર નર, મળનુ માંહી સાપ;
એતો કામછે નીચનાં, હૈડું તેને હાપ. ૫૩
પરમાર કહે શુણ પ્રેમદા, પરઠુ નહી કાંઈ પેર;
આજ પછી આવું નહીં, હુંતો તારે ઘેર. ૫૪
કંપ જાણે જો તાહેરો, તો તુજ શું રાખે રીસ;
માહારૂં કે પછી તાહેરૂં છેદાય એકનું શીશ. ૫૫
ઇધરં. આણ જો આવીએ, કે કરીએ તુજશું પ્રીત;
આશા મુકો અમતણી, રમ્યા નમ્યાની રીત. ૫૬
કરગરીને કહે કામની, ચતુર વિચારો ચંત;
પ્રીત કરરે પરમાર તું, નાખ મારેછે કંપ. ૫૭
તું બીહેછે કંપથી, ભાવટ કહાડું આજ;
પછે મહાલો મુજ મંદીરે, કરો નિત રૂડાં કાજ. ૫૮
માહ મારા માંહી તણો, તે મવરાવું તર્ત;
આજ મધરાતે આવજો, મેળ પમાડું મર્ત. ૫૯
વારૂં કહી તેતો ગયો, નિશ્ચે કરિ નીરધાર;
પ્રહર રાતે ઘેર આવિયો, ભામનિનો ભરતાર. ૬૦
ખાણું પીરશું વિધવિધે, કૂર કુધને ખાંડ;
પ્રીત કરી પેટથી ઘણી, મન આરેથી માંડ. ૬૧
બીડા તમાકુ તાણવા, દિલ ઝાલે સે દીશ;
ખડગ મુંકયું ત્યાં ખાંતથી, સ્વામીનું છેદ્યું શીશ. ૬૨
પોહોરે તેડયો પરમારને, મેહે મારચો મારો સ્વામ;
કેહે ત્યાં તેને દાટીસે, ખબર જાણે કોઈ ખામ. ૬૩

જોવા કારણ તે ગયો, તરૂણી વચન તતેં;
ખડ ચીરછે જુજુવા, માંટી દીઠો મતે. ૬૪
કામ્પનિ કેહે મેં કંથ હણ્યો, દોરો એને આન;
રમો જમો મોજા કરો, લેશ પરોમાં સાન. ૬૫
બાવટ કાડી મેં ભવતણી, તેની ધરતાતા શાંત;
હવે બીક કોની નથી, આવજો નીત એકાત. ૬૬
પરમાર કહે શુણ પાપણિ, તેં માઠું કીધું કામ;
ચંડાલણ તુંતો ખરી, હત્યારી તાહારૂં નામ. ૬૭
પ્રોઢો માંટી મારીયો, બળ્યા એ તાહારા હાથ;
પ્રીત તજી તેં પલકમાં, સ્નેહ કરવા મુજ સાથ. ૬૮
ખવરાવ્યું એણે ખાંતથી, પેહેરાવ્યા સણગાર;
તેહુને મારી નાંખતા, ક્ષણું ન લાગી વાર. ૬૯
પાપ હશે જે પુરૂષના, તે કરશે તુજ પ્રીત;
એની વશે તે તેહની, કરશો રૂડી રીત. ૭૦
માર્યો તેંતો ઘરધણી, વારૂ ન ધર્યો વાહાલ;
હું તુજથી કેહે કયમ ડરૂં, શું નારી કરશો ખ્યાલ. ૭૧
જાવા માંડ્યું જોરથી, પ્રેમદા લાગી પાગ્ય;
ખાડ ખોદી આપો મુને, પછે જજો તમ જાગ્ય. ૭૨
કરમાં કોદાળો આપીઓ, ભુમિ ખોદવા દીધ;
તેહેની તરવારે તેહનું, શામાએ છેદ્યું શીસ. ૭૩
જો મુંકુ એને જીવતો, મુછ મરડતો જાય;
મુજને ઓશિઆળી કરે, વાત જગતમાં થાય. ૭૪
પ્રાશ્ચિ કીધો પરમારને, પછે ચીમારી વાત;
હવે હું હીમત સી ધરૂં, કીધોછે ઊતપાત.૦ ૭૫

માઢી મારી નાંખીયો, મારયો પ્રીત પરગાર;
હવે મુખ કયમ દાખવું, શીળુ કપગ સેસાર. ૭
એણે ખાતર પાડીયું, પાડી ખુમ પ્રપંચ;
ધણીને ઘાડે મારિયો, દૈવતણો એ દંડ. ૭૭
મીત્ર હતો માઢી તણો, કરવા આવ્યોતો વાત;
એહ મરાયો આપડો, અધિક હવો ઊતપાત. ૭૮
લોક મળ્યા ત્યા લક્ષ્યા, પગરું કાઢવા પેર;
કુદી મુવા પગીઓ એક, પગલું પેરનું પેર. ૭૯
એક હાકયમ ખીજો પગી, તીજો વણીજ વજીર;
ચોથો કનુડો શીપઈ, ધારણ રાખી ધીર. ૮૦
બાર રાખ્યા બીજા લોકને, ઘરમાં ગયા જણ ચાંચ;
તેડી એકાંતે તારૂણી, અધિકિ દેખી આચ. ૮૧
પગલું નીકળતુ નથી, અથડાયા આડે આંક;
સાચું બોલપરે સુંદરી, એ બિનતા તારો વાંક. ૮૨
કાન નાક તારાં છેદશું, મુડશું ચોટલો શીશ;
પંચ ઈટાળી પ્રીતશું, આજ ઊગમતે દીશ. ૮૩
ગધે રચ્યો તહારો ધણી, આપો અમને લાંચ;
નહીતર મારીશું તુને, અધિપતિ અમે છું પાંચ. ૮૪
ભામ્યનિયે ભુંડા જાણીઆ, દાવો કરશે દીશ,
એક એકને આધા તેડીને, છેદ્યાં પાચેના શીશ. ૮૫
મુએ પાડે બાર સહુ, રાત અંધારી ઘોર;
દૈવત જાણે રાતમાં, ચોપાસાંછે ચોર. ૮૬
આપવા તેડ્યા ઓરડે, ઘણોક પરઠીને ગ્રંથ;
પાંચેને પ્રાને કાપ્યા, સામા થૈ સંબંધ. ૮૭

મારું ધરછે તેહનું, વિપરીત કીધી વાત;
પેલા બેપ પાચ્યા હતા, શોભ્યા સાથે સાત. ૮૮
બહાર આવી બુમ પાડની, પછવાડે નાઠા ચોર;
તસ્કરે પાંચે હણ્યા, લોકે કીધો સોર. ૮૯
દો દશ નાઠા લોક સહુ, થયો એમ પ્રાતસ્કાળ;
વેર વાળી જાતા રહ્યા, ઝાઝી થૈ જંજાળ. ૯૦
માલ લુટાવ્યો માનપનિ, સતી થવાને જાય;
પાગે લાગે પુર બધુ, જયજય શબ્દ બોલાય. ૯૧
જેના ઘરનાં મૃત પામીઆં, લેઇ ગયા તે લોક;
જમ મંદીર સાતે સંચરયા, શામાને નહીં શોક ૯૨
પોતાનો જે ઘરધણી, તેને લીધો સાથ;
સ્વાર થઈ અશ્વી ઉપરે, શ્રીફળ લીધુ હાથ. ૯૩
ઘર આપ્યું એક વિપ્રને, આપ્યાં વસ્ત્ર અનદાન;
સતી સતી સહુકો કહે, માનપનિ પામિ માન. ૯૪
હાથા દેછે હેતથી, કરેછે કંકુરોળ;
કેસર આડ કુમકુમતણી, મુખ તાતાંતંબોળ. ૯૫
અશ્વીની પુઠે અધિકજન, નાણું વરની જાય;
શમશાન મધ્યે સામા ગઈ, ત્યાં શું કૌતક થાય. ૯૬
કો પુજે અરચે પ્રીતથી, કોઇ નમાવે શીશ;
સતી સતી સૌની કહે, મ.ણી નહી કો મીશ. ૯૭
કોઇક માગે દીકરા, કોઈક માગે દામ;
કોઇક માગે રાજરીધ, કરે સહુ સહુના કામ. ૯૮
કો કહે શત તારા સમુ, હીમત રહે જો હાથ;
પાગે લાગે પુર બધુ, સતવન,કરે તે સાથ. ૯૯

લાખ લોક જોવા મળ્યા, વાજે ઢોલ નીશાન;
અબીલ ગુલાલ ઉડે ઘણા, પંચ કરે પરમાણ. ૧૦૦
સંસાર બાધો સતી કહે, વિખાણ વિધ વીવેક;
બીજું કોઈ જાણે નહી, નારી કેરા નેક. ૧૦૧
સારો પેહેલા પરણેતનો, જાણે સઘળો મર્મ;
કામ કર્યા તેં કામ્યનિ, પાળ્યો એવો ધર્મ. ૧૦૨
માન ઊતારૂ એહનું પાપછે પરમ પવીત્ર;
અન્ય કોઈ જાણે નહીં અનુરા તણા ચરીત્ર. ૧૦૩
પાવક કુંડાળે લોકને, વાજે ઢોલ નીશાન;
ઘોર સોર ગાજી રહ્યો, કોઈ સુણે નહી કાન. ૧૦૪
લાકડી'સાહી રોસો ગયો, વહે જ્યાં ગંગા નીર;
સ્વામી સાથ સતી બળે, ધારી હઈયે ધીર. ૧૦૫
સતુ ગાડાં શરપણ તણાં, જોજન કીધી જ્વાળ;
કુમકુમના હાથા કરે, રેડી પીળ કપાળ. ૧૦૬
ગરબો ગાયે ગતિમા, તાળી વજાડે તાન;
લાગે લાગે પુર બધું, માન્યનિને બહુ માન. ૧૦૭
સ્વામી સુવાર્યો કાષ્ટમાં, ઘૃતમાં બોળ્યા વાળ;
પાવક પ્રગટાવ્યો પ્રેમદા, કીધું આક્રમાણ. ૧૦૮
અતિ ઘણો આનંદછે, નથી જાણતી નાર;
કલંક કોઈ નથી જાણતું, ભામનિ કેરો ભાર. ૧૦૯
સ્વર્ગે કાજ સ્વરૂપિણી, જીત નગારે દેઊ;
કેણે કલંક ન જાણિયું, જીત્યાંના જસ લેઊ. ૧૧૦
ડાસે વિચાર્યું દિલ વીશે, એના મોડું મોઢ:
કલંક એનું ગાહર કર્યું, પાયાકું મનના કોડ, ૧૧૧

હુંડી ફેરવું દેશમાં, કરૂ એ ભુંડી ભામ્ય;
છપેને માગ્યા છેતરી, મા ચો પોતાનો સ્વામ્ય. ૧૧૨
હળુવે હળુવે કામલો, ગયો મીતાની પાસ;
ઝીણા સ્વરથી બોલિયો, સસરો કહે સાબાસ ૧૧૩
પંનગને પ્રાતે કર્યો, વળતો માર્યો કંપ
પરમારને પીટ્યો પ્રેમદા, ચતુર વીચારો અંત. ૧૧૪
બળતા પંચ પ્રાતે કર્યા, એમ થયા તે આક;
મની થાક્યો મુંદરી, કોણ ચિત એના હાક. ૧૧૫
મઠી નીંચુંકુ કામણિ આતમ થા ચેન;
કહી ઢકીકત ગામા, એનો ન મને હેત. ૧૧૬
કામિ કોઉ ગર્વને, રહો વેગળા વાર;
અમો એને ગમનાશિયે, ખણે નાની શાનાર. ૧૧૭
એક વહુ એક કામનો, પે બદ્રે એકાંત;
બીજા તે કહે છે કેગણી, ભાગે છે મનની ભ્રાંત. ૧૧૮
પોપટ કહે પરમ.વની, હવે શું એનું થાય;
ભાગ ભ મ્યનિનો કયમું રહે, કરે કેવણ ઉપાય, ૧૧૯
સતીપણું કયમ માગ્યે, કયમ કોસો ન કહે વાત;
કનક છાનું કયમ રહે, સામદ માગ્યા તે સાત ૧૨૦
એનો ભાર તે કયમ રહે, કયમ માને સઘળા લોક;
સસરો કયમ છાના રહે, શમે કયમ મઘળો શોક. ૧૨૧
પાગે નમી પ્રભાવતી, કહે તે વિદ્યા વાણ્ય;
આજ જારી જાઈએ અમે, તો ઈશ્વરની આણ્ય ૧૨૨
મતી બોલી સાવધાન થઈ, જેમ શુણે સહુ સાથ;
ઝડપીને પછી ઝાલીઆ, તે ડાસાના હાથ. ૧૨૩

લાખ લોક જોવા મળ્યા, વાગે ઢોલ નીશાન;
અબીલ ગુલાલ ઉડે ઘણા, પંચ કરે પરમાણ. ૧૦૦
સંસાર બાધો સતી કહે, વિખાણે વિશ્વ વીવેક;
બીજું કોઈ જાણે નહી, નારી કેરા નેક. ૧૦૧
સસરો પહેલા પરણેતનો, જાણે શઘળો મર્મ;
કામ કર્યાં તેં કામ્યનિ, ધાર્યો એવો ધર્મ. ૧૦૨
માન ઊતારૂ એહનું, થાયછે પરમ પવીત્ર;
અન્ય કોઈ જાણે નહી, ચતુરા તણા ચરીત્ર. ૧૦૩
ધાકધૂક કુંડાળે લોકને, વાજે ઢોલ નીશાન;
ઘોર શોર ગાજી રહ્યો, કોઈ શુણે નહી કાન. ૧૦૪
લાકડી'માહી ડોસો ગયો, વહે જ્યાં ગંગા નીર;
સ્વામી સાથ સતી બળે, ધારી હઈયે ધીર. ૧૦૫
સતુ ગાડાં શરપાણ તણાં, જોજન કીધી જ્વાળ;
કુમકુમના હાથા કરે, કરી પીળ કપાળ. ૧૦૬
શરણા ગાયે ગીતમાં, તાળી વજાડે તાન;
સાગે લાગે પુર બધું, માન્યનિને બહુ માન. ૧૦૭
સ્વામી સુવાર્યો કાષ્ટમાં, ઘ્રૃતમાં બોળ્યા વાળ;
પાવક પ્રગટાવ્યો પ્રેમદા, કીધું આકઝમાળ. ૧૦૮
અતિ ઘણા આનંદછે, નથી બળતી નાર;
કલંક કોઈ નથી જાણતું, ભામ્યનિ કેરા ભાર. ૧૦૯
સ્વર્ગ કાજ સ્વરૂપિણી, જીત નગારે દેઈ;
કોણે કલંક ન જાણિયું, જીત્યાંના જસ લેઈ. ૧૧૦
ડોસે વિચાર્યું દિલ વીષે, એના મોઢું મોડ;
કલંક એનું આકર હશે, પોચાડું મનના કોડ, ૧૧૧

ખીજાતો છે વેગળા, નાંખ્યો ચીતામાંય;
પડતાંવાંત પ્રાણ ગયો, અન પામ્યો તે ત્યાંય. ૧૨૪
વિમાન આવ્યું વૈકુંઠનું, ઝવેર જડીતછે જેહ;
સંસ્કારી ડોસો દેખિયો, નારી કેહેછે તેહ. ૧૨૫
મારવાની બીક જેને નહીં, બીહે તે શાને કાળ;
વળતિ પોતે મહીં પડિ, જુવેછે સઘળો સાજ. ૧૨૬
એ ડોસાનો દીકરો, હતો એનરવા ચાર;
દાડી આવી નવ શક્યો, ભસ્મ થયાં તે ઠાર. ૧૨૭
સાબાશ સાબાશ સંવે કહે, કોણે નવ જાણ્યો મર્મ;
સતીએ સસરો તારીયો, ઈશ્વરે રાખ્યો ધર્મ. ૧૨૮
ઠાકોર તાપા એણીએ, વાળ્યો આડો આંક;
સતીએ સસરાતણો, વપુ ધર્યો નહી વાંક. ૧૨૯
બીજ્યો ડોસાનો દીકરો, પણ રહ્યો તે સ્ત્રિનો ભાર;
એ વિદ્યા ચીતારીતણી, શિરોમણી શરદાર. ૧૩૦
એક એકથી આગળી, વાતો સાંજ સવેર;
શામળભટે સુચવી, શુણ જસવંત ઝવેર. ૧૩૧
એવી વાત અનેકધા, કેહેવરાવી રાજ ભોજ;
કવિ કાળીદાસે કહી, મનમાં આણી મોજ. ૧૩૨
મહાપંડીત મોટો ઘણો, પરકયા તેહ પુરાણ;
તેમ રખીયલ સુત રાજવી, ચોમે તું શું જાણ. ૧૩૩
ઈંદ્રજીત ઠાકોર આગળે, કવિ શ્રી કેશવદાસ;
રસીક પ્રિયા તેણે કરી, વિવિધ પ્રકારે વીલાસ. ૧૩૪
મનજી સુત મહીમા ઘણો, રખીયલ કેરો પૂત્ર;
ગ્રંથ રચાવ્યો ગુણનિધિ, શુભ વિદ્યા એ સૂત્ર. ૧૩૫
બાર કથા બુધ આગળી, વાણી વેદ વિલાસ;
શ્રીગોડ માળવી વીપ્ર શુભ, કહે કવિ શામળદાસ. ૧૩૬
શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૧૩૭

વાર્તા ૧૨ મી સમાપ્ત

# શુડાબહોતેરી.

વાત ૧૩ મી.



દોહરા.

દુંદાળો દુઃખભંજનો, સહુએ લોચન વેશ;
ઉમા અંગથી ઉપન્યો, ગૌરી નંદ ગણેશ. ૧
શેતુ રૂડી સારદા, વદને આપે વાણ;
સાચા તે સુખ કારીણી, ખરિ અમૃતરસ ખાણ. ૨
જેને રૂઠી સારદા, જેક રહી નહીં ચુપ;
વિદ્યા દેપણ વિશ્વમાં, તે વિણ સઘળું શુન્ય. ૩
કથા કહું શુકબાહોતરી, વિવીધ પ્રકારે વ્યક્ત;
શાણા સમજુ સમજજો, ભવતારણિનો ભક્ત. ૪
તેમ ઉચરે તારૂણી, સમજાવી સમર્થ:

કહે આવીને માલણી, ગયો જનમારો એમ. ૫
દાસ ન આવ્યાં કામની, આજ પધારો આપ;
સગીસંબંધા નવ સંચરો, તો સિહત્યાદિક પાપ. ૬
ન જિના કહેવા પછી, શેઠાણી સમજી સાર;
વેર પાળવો વાપરો, નર જોવો નીરધાર. ૭
માગ સમારયો માનની, શોભીત રચ્યા સર્વ;
જાણી કરીને નીસરી, પણ આણી મન ગર્વ. ૮
રમઝમ કરતી શીઝમાં કરાવ જ્યા કીધો ઠેઠ;
માનવંતિ આવી મહાપતી, પોપટ પાંજર હેઠ. ૯
જુહાર કરયો જુગતે કરી, બોલ્યો પોપટ બોલ;
આજ બન્યું છે તાહરું, તરૂણી રૂડું તોલ. ૧૦
જોરો છે જોબનતણો, ચતુર દીસે છે મહેન;
બહુર દીસે છે ચાલિતા, તોખ દીસે છે નેન, ૧૧
આ કામે રાતે સંચરો, શાચુ બોલો આજ;
મારા સમ મુજ આગળે, બેશ ધરોમાં લાજ. ૧૨
હશી બોલી તે હેતથી, સાંભળ શુક સુજાણ;
જારી કરવા જોબનમાં, પરવશ મારા પ્રાણ ૧૩
ભલે ભલેરે ભામની, કરો જરૂરી કામ;
કાયા સ્થીર કોની નથી, નાશ જેટલાં નામ. ૧૪
સલુણેર રાજાતણી, રંગા રાણી રૂપ;
વિસ્તાર વાત તેણે કરી, અકલ ઘણી અનુપ. ૧૫
કહાય કહી સંકટ પડે, કપરી આવે લાગ્ય,
બીજારી વિદ્યા પડે, ઓળખજો એ આગ્ય ૧૬
પગ ખેંચી રહી પ્રેમદા, એનો ઓળખી નીચ;

સંભુપૈર રાજા કવણ રંગા રાણી કોણ. ૧૭
કુણ જાગે જુવતી ગઈ, કવણ સંકટ શું ભ્રમ;
કવણ પ્રકાર વિંઘા કરો, કવણ જારનું નામ. ૧૮
આપ ઈતી માંડી કહો, વીસ્તારી કહો વાત;
જુજ પેરે શીખું અમો, રહું આનંદની રાત. ૧૯
શુક કહે શુણ સુંદરી, તજો આળપણ શોક;
ભીને વસે ભાગ્યનિ, તજ્ય તાનાવંબોજ, ૨૦

ચોપાઈ.

ઊતરપંથ અમેરીક અણુ, શંભુનગરની શોભા સંઘ;
શંભૂપૈર કરે ત્યાં રાજ, અસંખ્ય અન્યા તનથી તાજ. ૨૧
અસંખ્યદેશ અનપ્યત ધન ઘણું, રાજ કરે શંભૂ તે તણું;
પુંન્ય તણા પ્રૌઢા પ્રવેશ, સુર સુભટ દાના ગુણદેશ. ૨૨
જોબનવંત ને નરનું જોર, અનસીટક રાજ્ય અંકોર;
રંગવતી રાણી તે રીત, પતી સાથે રાખે બહુ પ્રીત. ૨૩
એક એકને દેખી મન ઠરે, કોડે કંદ્રપ ક્રીડા કરે;
નર નારીમાં નૌતમ નેહ, પ્રીતી જેમ બપૈયા મેહ. ૨૪
પ્રીતી જેમ ધેનુંને વંછ, પ્રીતી જેવી જળને મછ;
પ્રીતી જેવી ચંદ્ર ચકોર, પ્રીતી જેમ મેઘ ને મોર. ૨૫
પ્રીતી જેમ વસંતને વંન, પ્રીતી જેમ સોભીને ધન;
એક એકને દેખી અંસ નમે, જોડ બથી અંજીરા રમે. ૨૬
એક એકને દેખી જળ પીયે, લાહો એમ રીને લીયે;
પેર હુપ અનને લશકરે બહુ, વંશ પરંતે સેનાપતિ સહુ. ૨૭
સુખ સાગર ઈંદ્રાણી ઈંદ્ર, જેમ જોડું રોહણીને ચંદ્ર;
રતી કામ જેવી શીવ રીત, પુરંધ્ર એ ચારૂદંપતિ પ્રીત. ૨૮

### દોહરા.

રંભા રાણી રાનવી, રતી સમોવડ રૂપ;
વાણી અમ્રત રસ થકી, ભોળવાદો એ ભૂપ ૨૯
રાનપ રાણીને આપવા, આવે તંબોળી પેર;
બીડાં બાસઠ પાનનાં, પંચાસ પોચાડે પેર. ૩૦
વાણી મુછે વાંકડો, જોબનવંતો જાણ;
રાગ આલોપે રંગમાં, વદે અમૃતવંત વાણ. ૩૧
કાહોને વળી કૂટડો, ચતુર શિરોમણિ સોય;
ગુણિંયલને બાયક ઘણો, કળી શકે નહિ કોય. ૩૨
શુરો પુરો સતવાદીઓ, જાણે બીજો કામ;
વિશ્વ મીખાણે તેહને, જાણિ બાધું નામ. ૩૩
વાણી મેસ વાંકડો, ચતુર તે આવે પાન;
આવતો દીઠો નારીએ, ગઈ શુધિને સાન. ૩૪
વિહવળ તે વનિતા થઈ, ધારણ ન રહ્યું ધીર;
પરવશ પડી તે પ્રેમદા, જેમ શરૂરી દેખે નીર. ૩૫
બાળ બુદ્ધિ બાળાતણી, બાળ રામાનું રૂપ;
કામાતુર થૈ કામની, ડાહાપણ પડિયું કુપ. ૩૬
ન જુવે જુવતી જાતને, ન જુવે કાંઈ વિવેક;
ઊચ નીચ અંતર નહી, નહિ નારીમા ટેક. ૩૭
કાં સતી કાં સાધવી, કાં ઊંચ અમીર;
કાં રંભા કાં રાક્ષણી, નારીમાં એવું નીર. ૩૮
પંડીત કેરી પ્રેમદા, આણે મુરખ સાથ;
રાજાનિ રાણી રાંકશું, કેને જોડે હાથ. ૩૯
વેડૂપારીપાની વેતરો, જેમની નીચપે જાય;

પોતાના મનમાં વસે, સુણ તે નરના ગાપ. ૪૦
પાપ પુન્ય એ નર ગણે, ન જુવે રાય કે રંક;
ધર્મ અધર્મ ધારે નહી, વાળે આડો અંક. ૪૧
નીચમાં નીચ નારી સહુ, જેનથી ડાહી પાપ;
અમૃત રસને પરહરી, વીષ હળાહળ ખાય; ૪૨
ગંગાજળ તજી ગોરડી, પીયે ખાળનું નીર;
પતિ પોતાનો પરહરી, સેવકને દે શરીર. ૪૩
લાજ મરજાદા નવ ગણે, ન ગણે પ્રાણ દસ;
જ્યાં દિલ આવે આપનું, કરે વિસર્જન વશ ૪૪
સગાં સહોદર કંથને, કદાચ લે જો કેડ;
જાત ભાત ધરમની, ખરે તે એડે એડ. ૪૫
મારે કે પોતે મરે, નીચશું નિસરી જાય;
સમજાવી સમજે નહીં, માન્યનિનો મહીમાય. ૪૬
રામા રંગા ને રાયની, સહુકો કરે સલામ;
તેને તંબોળી દીન વદે, દરિદ્ર ગુણહીણ ગુનામ. ૪૭
એકાંત તેડ્યો તેહને, ભાન ભેદ હીત હેત;
અર્થ ગયે સોંપ્યા અધિક, તન મન ધન સમેત. ૪૮
જાર વિદ્યા કરી જોખમાં, તંબોળીશું તંત;
ઘર ઘર ધુને ખાંપડો, માથે આવ્યું મંત. ૪૯
રામા નહી એ રાક્ષસી, જુવતિ નહિ એ જમ;
માનવી નહિ એ દાનવી, કોહો તે કરીએ કયમ. ૫૦
પુરુષને દેવટ કરે, શુભિ દેવરાવે ત્રાસ;
જાણીથી જીવડો નથી, વેદ વિધાતા વાસ. ૫૧
એમ દીઠું તો વળી અધ, ઇરના નીરખે નેહ;

રાને રહેવાતુ નથી, સ્વામી સંગે સીધ. ૬૪
અધિક લાગે અળખામણો, જેવો કાગ આંખ;
તુંતો હાર હૈડાતણો, પક્ષીને જેમ પાંખ. ૬૫
લેઈ જન મુનને લાડકા ઘણાક લેઉ હું ગર્વ;
કહેનો મારૂ રાયને, સરે જો તારો અર્થ. ૬૬
કહેનો જાઈએ નીસરી, જોખ કરીશું જતન;
રાજનનો તો ચીર છે, લેઈશું આમાં રતન. ૬૭
તન ખોલ્યું તંબોળીએ, હસું કરે તું હેત;
નગર મુકી કેમ નીસરે, શોભા સકળ સમેત. ૬૮
હાડા કહીને બે હસ્યા, વખાણ કરીને પતં;
આજ રાને ઘડી એકનો, કરચો વાયદો તર્ત ૬૯
તંબોળી કહે તારૂણીને હીચો હીચોળાખાટ;
તે રડવડશો રાજ વીશે, હું મજુરને માટ. ૭૦
ખમા ખમા સહુકો કરે, ફરે છત્રની છાંપ;
રાજ રીધ રાણી તજો, દેખો શું મુનમાંપ. ૭૧
પેટ ભરી અન્ન નહિ મળે, શાને મુકો રાજ;
ઇંદ્ર સમુ સુખ આ ઘડી, તરૂણી ન કરો તાજ. ૭૨
શામાને મન સાચ્ચછે, જારને મનતો જુઠ;
પારસ્પર કોલ બંને કરચા, અર્ધ નિશાએ ઊઠ. ૭૩
માહો જાણેછે મન વિશે, એ કેમ મુકશે રાજ;
ઘરસૂત્ર કેમ મુકશે, મુરખ માગ્રા કાજ. ૭૪
માગો ચાલ્યો મલપતો, બેઠો દુકાને બહાર;
સજ થઈ તે સુંદરી, નરની સાથે નાર. ૭૫
તેર કોડ ટકાતણી, લીધો ડાબરો એક;

પુંજી પોતાના પતિતણી, માંગી કરી વિવેક. ૭૬
બચકો બાંધી બાંધિયો, શીબીત સઘળી શોધ;
મધરાતે તે નીસરી, થઈ રાજાની રંધ. ૭૭
સ્વામી શિકાર રમવા ગયો, સુના આદર મહેલ;
પામર કુણ પુછી શકે, શ્રીમંતને સઘળું સહેલ. ૭૮
ગરીબને સહુ સંહારે, કુણ આવ્યું કુણ જાય;
પુછે કુણ પ્રતાપને, ગુણ તેના સહુ ગાય. ૭૯
બગાસુ ખાય બળવંત જન, ચટકી વાગે સોહે ત્રણ;
તેને કુણ પુછી સકે, કથા સુણે કુણ રંક. ૮૦
મોટાં કામ થાએ અધિક, મોટા જનને મેહેલ;
ગરીબ બિચારા શું કરે, શ્રીમંત નરને સહેલ. ૮૧
વિનતાએ વેશજ પાલટો, વિપરીત કર્યું વર્ત;
દુકાન જ્યાં તંબોળિની, આવી પહોંચી તર્ત. ૮૨
ઊઠ ઊઠરે આળસુ, હેતે બીડાં લે હાથ;
સમશામાં સમજારીઓ, સુંદ અમારી સાથ; ૮૩
મોહ પામ્યો તે માલણી, કારમું કૌતિક હોય;
એકલી એ કયમ નીસરી, કળી સકે નહીં કોય. ૮૪
તે તંબોળી બાપડો, ગયો સાથે ગુણનીધ;
ચારે પોહોર તે ચાલીયાં, વિકટ પંથ વિધવીધ. ૮૫
ગરીબ મુક્યાં મેં બાળકાં, ગરીબ મુકી ઘેર નાર;
નાત જાત સહુ પરહરી, કરતાં આ વ્યવહાર. ૮૬
પનોતી સાડુપાદની, હૈયે તેને હોય;
પ્રીત કરી પરનારશું, સુખી થાય નહિ કોય. ૮૭
સાડુ ચોથે કે આઠમે, વળી બારમે તેહ;

પુરપતિ સરખો પરહર્યો, ફટ ફટ ભુંડી રાંડ. ૧૦૦
નિર્લજ્જ એ નારછે, તેમ છિપાળો સાંઢ;
મહિપતી જેવો મુકીયો, ફટ ફટ ભુંડી રાંડ. ૧૦૧
નીચ નમેરી નાર એ, નીચ રંગાના રંગ;
સ્નેહ તે સાથે કયમ કરૂં, કયમ કરૂં એનો સંગ. ૧૦૨
રાજા સરખા રીધપતિ, જોવા જેવો જાત્ર;
મહારાં દરિદ્ર શાં કાપેશે, હુંને કુબજ માત્ર. ૧૦૩
મુનપતિ મનમાન્યો મળે, દેખંતો કો દીશ;
તે સાથે તરૂણી નથી, છેદી મારૂં શીષ. ૧૦૪
એમ ફરતાં આવ્યું અરણ્ય, નદી વેહેછે જ્યાં નીર;
દેવળ દીઠું દીપતું, તે સલીતાની તીર. ૧૦૫
તીરે તરૂણી રહો તમો, જમ્બુક લીધો ખાંધ;
હામરો લેઇને ઊટકીયો, તરૂણી ખશાવી ત્યાંય. ૧૦૬
માસ લાવો માગી કને, કરો જળ ક્રીડા કામ;
ગામમાં જઈ આવું અમો, હું છું તારે નામ. ૧૦૭
અર્થ ગર્થને લુગડાં, માગજી મન મગાંન;
નાગી મુકી નીરમાં, નીશંકપણે નગ્ન. ૧૦૮
તારા પ્રપંચ તે તુજ કને, તુજને તારૂં પાપ;
જે કરે તે ભોગવે, વેદ પુરાણે છાપ. ૧૦૯
પરિણ્યાને જે પરહરે, કરે ઊપાસનૂં વ્રત;
તે સ્વર્ગે કયમ સંચરે, નર્ક નિવાશીધૃત. ૧૧૦
પ્રેમદા પાણીમાં રહી, આસે લીધો માસ;
નારીને શું નીપન્યું, કેવા પયા હવાસ;
કલોલ કરેછે કરપતિ, નીર મહિને ન્હા

એટલે તે સ્થાનિક વિષે, કારમું કૌતિક થાય. ૧૧૨
ભમતું ભમતું ભુખ્યું પડ્યું, શીશું એક શિયાળ;
મુખમાં કટકો માંસનો, કરતું આવ્યું આળ. ૧૧૩
નારી બેઠી નીરખે, સલીલ વિષે પેં સ્વચ્છ;
જળમાં આવ્યાં જળચરાં, નાનાં મોટાં મચ્છ. ૧૧૪
શિયાળ તે જોતે લોભીયું; થયું લાલચમાં લીન;
માંસ મુક્યું તટ ઉપરે, મુખમાં લીધું મીન ૧૧૫
એટલે સિંચાણો ઉડતો, પ્રીતે આવ્યો પાસ;
માંસ ગ્રહીને ચાંચમાં, ઉડી ગયો આકાશ. ૧૧૬
શિયાળ પકડવા સુઠીયું, તરફડતું તીર;
મુખથી પડિયું માંછલું, નાશી પેઠું નીર. ૧૧૭
શિયાળ આંખ્યો ચોળી રહ્યું, થયું દામણું દીન;
ઓશિયાળું ઊભુ રહ્યું, જળમાં પેઠું મીન. ૧૧૮
નારી નાનીતી નીરમાં, ધારતી ખોટા ધર્મ;
હાથ ખંખેરી હસી પડી, કર બે કુટ્યા કર્મ. ૧૧૯
મેર મેરરે મુરખા, બુદ્ધિ તાહરી બાળ;
બન્ય મારી આશા લોભથી, સાંભળ તું શિયાળ. ૧૨૦
માસ ખાઈ બેશી રહત, તોતો પેટ ભરાત;
તાકત નહિ જો મચ્છને, તો તું સુખિયો થાત. ૧૨૧
અર્ધ મળે આ છવિકા, આખાને તે ધાય;
શામા કહે શિયાળને, તારી ગતિ તેમ થાય. ૧૨૨
ગમક્યાનું શિયાળ તે, બતરીશ લક્ષણ ભુપ;
ભુત ભવિષ્ય વર્તમાનની, સમજિ તેને શુરૂપ. ૧૨૩
બુદ્ધિ વીમારી બોલિયું, શિખામણ દીધી સાર;

તાણી ગત નવ લહે, પરના કરે વિચાર. ૧૨૪
માહારે મછ મળશે ઘણા, મળશે આગો મંપ;
જે ચતુરા નહીં ચેતશો, તો ધનનો થાશે ધ્વંસ. ૧૨૫
રંગા તેં રાજ તજ્યો, ધણી મેહી શિર ગાળ;
આપ્યો તું ચોળી રહી, માશે લીધો માન. ૧૨૬
બાળ ચચળના તાહરી, ડાહ્યાપણ તારૂં બાળ્ય;
શત્રુશૈર રાજ તજ્યો, કબજેથી છૂટ્યો માલ. ૧૨૭
નીચમાં નીચ તું નારછે, ભામ્યનિ ઓચો ભાર;
માલોતો મુકી ગયો, ઘસ્ય તું હાથ ગુમાર. ૧૨૮
ધિક ડાહ્યાપણ તાહરૂં, ધિક તારો અવતાર;
માલોતો મુકી ગયો, ઘશ તું હાથ ગુમાર. ૧૨૯

ચોપાઈ.

માલો ચાલ્યો થયો મગન, નિરમાં નારી રહી નગન;
લોભ થકી તો લજ્જા ઘટે, લોભે માન મર્યાદા મટે. ૧૩૦
લોભે શોભે સંકટ શુળ, અતી લોભં તે પાનનું મુળ;
અર્ધ મુકી આખાને ધાય, તેની એજ અવસ્થા થાય. ૧૩૧
એ વાત અહીંયાથી રહિ, પછી રીત બીજી શી થઈ;
શત્રુશૈર રાજ રિધરૂપ; ભારે કર્મવંતો તે ભુપ. ૧૩૨
શિકાર રમી આપે આવિયો, કોટીધા લશ્કર લાવિયો;
ચઢ્યો મેહેલ જોબનને જોર, દિઠું ત્યાં અંધારૂ ઘોર. ૧૩૩
ડાહી એક પોતાની દાશી, અહર્નિશાં સ્ત્રિ સંગ નિવાશી;
રાણીનું કોણે કીધું હર્ણ, કે કોઈએ પમાડી મર્ણ. ૧૩૪
કેટલાએકને દીધી આંચ, કેટલાએકને પરઠી લાંચ;
કેટલાએક પગિ તેડિયા, અધિકા હલકારા એડીયા. ૧૩૫

પેલું ફ્રીવું ખાધુ ગામ, કોણે નવ દીધું કોઈ નામ;
કોઈ પક્ષીસરીખો નહીં અર્થ, ગયો ઘરમાંથી ઝાઝો ગર્વ. ૧૩૬
દાટ્યાં સાટ્યાં સાંચ્યાં સર્વ, અહિ ચાલી આણી મન ગર્વ;
નિશાં રાયની પુરણ થઈ, જુવતી જારની સાથે ગઈ. ૧૩૭
ઘડિયાં જોજન સાંઢ્યો સાંગ, મોકલી શંભુશેરે પાંગ;
દેતા દોટ્યો ગામે ગામ, નગર નિવાસી ઠાગો ઠામ. ૧૩૮
ગુફા ગહ્વર નદિયોને નીર, સમુદ્ર પેટ, પરવતની નીર;
પકડી લાવો પલકજમાંય, ધરા મુકીને જાશે કયાંય. ૧૩૯
ઓળો પૃથ્વિ ઓળો આકાશ, પકડી લાવો પૃથ્વીપતિ પાશ;
ન રાખે દેવ અથવા દાનવી, કુણ રાખી શકશે માનવી. ૧૪૦
ગામે ગામને દેશે દેશ, એવો વાતનણો પ્રવેશ;
રાજા પંડે તત્પેર થયો, શોધ કરવાને પોતે ગયો. ૧૪૧

દોહરો.

શંભુશેર રાજા ચઢ્યો, લેશ ન લાગી વાર;
નાઠી નાતી નિરમાં, આવ્યો તેને ઠાર. ૧૪૨
માહેતો મુકિ ગયો, લાગીની જ્યાં લગન;
વિનતા પાસે વસ્ત્ર નહીં, નારી છેક નગન. ૧૪૩
એટને કંથ પોતાતણો, આવતો દીઠો દૃષ્ટ;
અરે ઈશ્વર આ શું થશે, કામ્યનિ પામી કષ્ટ. ૧૪૪
ગાગશે દામનો ડાભડો, કુહેશે કયમ આવી પાંહ;
કયાં જાર તહારો ગયો, કયમ ઊભી જળમાંય. ૧૪૫
ફીર કહે શુણ કામ્યનિ, પુરણ ધરને પ્રીત;
જિંજર કરતાં જો આવડે, તો કહો રૂડી રીત. ૧૪૬
પગે લાગે કયમ પુરપતિ, કયમ નાથી નીરમળ થાય;

કપમ કલંક એ ઊતરે, કપમ મનનો સંદેહ જાય. ૧૪૭
પ્રભાવતિ કહે પોપટા, મુરખ તારો મેળ;
નારી ગઇછે નીગરી, ખરો જાણિજે એલ. ૧૪૮
મુકતાફળ માણિક અનિ, ઘણા ઘરેણા ઘટ;
નારી ગઇછે ચિતની, વેદ વીઠીછે વાટ ૧૪૯
તરૂણિનો તસ્કર જાની, લશકર સાથે નાહો;
નારી આવી હાથમા, એ કપમ ચુકે દાઓ. ૧૫૦
નિવે કરશે નરપતિ, પંચ ઇંદ્રાળી પુર;
કે દેશે એને શુળિએ, નારી તો ઓશી નુર. ૧૫૧
નાક એહનું છેદશે, છેદશે એનું શીશ;
કોટી કલ્પે નહીં ઊગરે, જો આવે બ્રહ્મા ઇશ ૧૫૨
વિસ્તર વાત ચાલે નહીં, માખ ન પુરે કોય;
એ નારી નહીં ઊગરે, જો કુળ ઊપજ્યા હોય. ૧૫૩

ચોપાઈ.

શુક કહે સાંભળ સુંદરી, મારી વાત જો મનમાં ધરી;
જો જો કહુ વિજારી વાદ, નરપતિનો ઊતાર્યો નાદ. ૧૫૪
નાખ મારી રહ્યો તે કંથ, જેણે પ્રૌઢો કીધો પંથ;
જળમાં જુવતી દીઠી જેમ, અશ્વ દોડાવી આવ્યો તેમ. ૧૫૫
જીવતી નહીં મુકુ આ રીશ, સદ્ય એહનું છેદું શીશ;
ધર્યો કુનાત સરીખો કાળ, આકુળ વ્યાકુળ ભાસે ભુપાળ ૧૫૬
તે કામપતિએ દીઠો ક્રુધ, ચતુરા પોતે ચેતી ચેત;
તોને મન આજછે રીસ, નિચ્ચે હણશે મારૂં શીશ. ૧૫૭
અર્થ ગયું હરયો જેણિયે, ચરીત્ર એક કીધું તેણિયે;
મસાણ તેહ નદિની તીરે, સબળ ત્યાં બળે સબ શરીર. ૧૫૮

જુવતિ જળમાંથી નિસરી, લાજ મર્યાદ ઘણી વિસરી;
છેક નગ્ન શરીરે ઊઠ, કરે પ્રદક્ષણા સંપની પુંઠ. ૧૫૯
નચે કુદે ને ઊછળે, ગાય ગીત ને ભાવે ભણે;
શંભુશેરે દીઠું તેહ, નારી ઊપર પ્રગટ્યો નેહ. ૧૬૦
વસ્ત્ર પેરાવી પાસે લીધ, આગતાસ્વાગતા અધિકી કીધ;
કહો રામા રણમાં કયમ રહ્યાં, વસ્ત્ર આભુષણ તે કયાં ગયાં. ૧૬૧
તમને કુણ તેડી આવિયું, ગર્ભ ઘરેણું કુણ લાવિયું;
નગ્ન સ્વરૂપ ફરો કયમ નાર, વિનતાનો એ નહીં વેહેવાર. ૧૬૨
ફેડી નહીં રામા આ રીત, ચતુરા કાંઇક ચેતો ચીત;
હોજ્યલ પડદે રહો મગન, તે કયમ નારી ફરો નગન. ૧૬૩
ચીતમાંહ બળેછે કુણ, એતો અચરજ દીઠું ઊણ;
આ શેનું દેવળ કુણ દેવ, કોની તમે કરોછો સેવ. ૧૬૪
ચતુરા કેહે મારખો સંભાળ, કુડ કપટ કરનારો કાળ;
ભવાનીએ લીધો ભોગ, તારો જેણે ટાળ્યો રોગ. ૧૬૫
શેઠી ખાધું એનું અંગ, રાખ્યો માતાજીએ રંગ;
સાપડી સુજાને સેહેર લંગન, કાઢયાં વસ્ત્રને થઇ નગ્ન. ૧૬૬
પાઉ પાઉરે નારી નાથ, એમ કહી ઘસ્યા બે હાથ;
વેહેકુપા બેહેકુપા બોલે બોલ, તનમાં કાંઇ ધરે નહીં તોલ. ૧૬૭
હસે ક્ષણમાં ને ક્ષણમાં રુવે, લશ્કર ખાધું કૌતિક જુવે;
કોણ વેની કીની એહ, પરવશ દિસેછે એનો દેહ. ૧૬૮
સુખપાળ બેસારી લીધી પેર, ઘણા હેતથી આણી ઘેર;
આસના વાસના અધિકી કરે, અમૃત મેવા મુખ આગળ ધરે. ૧૬૯
ન જમે અંન ન પાણી પીએ, કોઇ ન જાણે કારણ કીએ;
પુજા પુજારાને ઉતાર, ભુવા ગણિક બોલ્યા તે ઠાર. ૧૭૦

શામાતો નવ સાજી થાય, ચિતા માંહ પડ્યા ને રાય,
બહુ હાસ્ય જદપિને લષે, જીવે નહી એ જાણો હવે ૧૭૧

દોહરા.

વેશ વિપરીત બનિ ગયો, રંભાવતી જે રૂપ;
બોલે બોલ ઘરમાં ધણી, તે બાહાર સાંભળે ભુપ. ૧૭૨
પોતે આપે એકલી, પરસ્પર કરે વિચાર;
બાહારથિ જાણે બે હસે, ચરિત્ર કરે તે ઠાર. ૧૭૩
કહે ભવાનિ ભામનિ, કહ્યું તમારૂં કીધ;
માઠી તારો મુકીયો, તે સાટે તુજને લીધ. ૧૭૪
જક્ષ તુજને લેઈ જતો, સાચે એ શેકંન;
ખાત તુજને ખાને કરી, આણત તાહારો અંત ૧૭૫
પોકાર કરતી તું પ્રેમદા, મેં મુકાવી તંત;
શેરી બાધો એ દૈતને, ભેળ પમાડ્યો અંત. ૧૭૬
ખીર ખાંડ ઘૃત લાડુવા, વડા વેદમી ઠાઠ;
મુકવા ઊતાર મસાણમા, મણ એકસોને આઠ ૧૭૭
સાજી થૈશ તું સુંદરી, સુખ પામીશ તુ તંત,
નહિતર તારૂં જાણજે, માઠી રીતે અંત ૧૭૮
ભોજ આપે તુજ ઘરધણી, તોતો જીવે એહ;
નહિ તર એને ભક્ષ કરૂં, નિશ્ચે નિઃસંદેહ. ૧૭૯
રંભેશરે સાંભળ્યું, એ શું કૌતિક હોય;
મને ને એને મારશે, કળિ સકે નહીં કોય. ૧૮૦
બીતો બીતો બાહારથી, બોલ્યો બુધિ નિધાન;
કુળજો ને તમો શું કરો, કર્યો એહ વિધાન. ૧૮૧
દુત હશો કે દેવતા, કે ભવાની ભુત;

શાકણ સિધ પિશાચ તરિ, આ અમારાં અદભુત. ૧૮૨
બોલી પરમાંથી બાળકી, લોપુ નહી હજુ લાજ;
માફ કરજ્યું સુંદરી, તે કહેતે કરને કાજ. ૧૮૩
નજર હવે તો જાણજ્યું ન કરૂં આજ કોપ;
કહ્યું કામ્પનિનું નહીં કરે, તો લજ્જા થાશે લોપ. ૧૮૪
ચેટક ચેતાવી ગયું, રાજાએ સુણ્યું કાન;
માફી પે તે સુંદરી, માનપનિ પામી માન. ૧૮૫

ચોપાઈ.

જુવતિની નિર્મળ થૈ જાત, ઊરણ ઊદય થયો પ્રભાત;
લજ્જા પામી સાજી થઈ, એકાંતે રાણી ઊભી રહી. ૧૮૬
ભામ્પનિ સાથે બોલ્યો ભુપ, રામા તારૂં રૂડું રૂપ;
સાચું બોલને આપો આપ, જુઠું બોલે પડશે પાપ. ૧૮૭
શું વિત્યું શી થૈ એ વાત, એવડો શો હવો ઊતપાત;
શામા બોલી સ્વામી સાથ, હેત ઘણેથી ઝાલ્યો હાથ. ૧૮૮
સમ દીધા તો સાચું કહું, નહીં તો મનમા સમજી રહું;
કાળિચોદશનો હતો દીન, આપણે ઘેર કીધું ભોજન ૧૮૯
રાકાર રમી તમો આવીઆ, ચેટક કાંઈ સાથે લાવીઆ;
જમી રમી પોઢયા એકાંત, આજ ભાગું છું મનની ભ્રાંત. ૧૯૦
માળિયાંમાહે આણ્યો જક્ષ, તમને તે કરવા ભક્ષ;
પરવત જેવો તેનો દેહ, ગાજે જેમ અષાડો મેહ. ૧૯૧
અઘોર નીંદ્રા મુંકી ઘણી, પોઢ્યાં આપણ ધણિઆણી ધણી;
તમને લેઈ ચાલ્યો જેટને, ઝબકી હું જાગી તેટલે. ૧૯૨
પાછે લાગી તેને પ્રીછવ્યો, સામ દામ કરી રીઝવ્યો;
સાંભળ શામા ચતુરસુજાણ, જક્ષ વિચારી બોલ્યો વાણ. ૧૯૩

રાજાને નદીએ લેઈ જશું, રૂધીર માંસ એનું ખાઈશું;
ચીતામા હોમીશું અસ્ત, વાપરશું એ સઘળી વસ્ત. ૧૯૪
ને તે સાથે જોડ્યા હાથ, સ્વામીને મુક મુજને લે સાથ;
એતો મારા પરણ્યો ધણી એ જીવનો પ્યારો ઘણો. ૧૯૫
રાક્ષસ કહે તુજને નહી ખાઊં, એ રાજાને હું લેઈ જાઊં;
ત્યારે તેને આપી લાસ, અર્થ ગર્થ સમૃદ્ધિ ખાસ. ૧૯૬
દરશ્યા સાસ્પા છાનાં તેહ, અમો જક્ષને સુખ્યા તેહ;
ત્યારે પાછે હું ત્યાં ગઈ, વળતી વાત ત્યાં બીજી થઈ. ૧૯૭
લાવ્યો કાષ્ઠ ચીતાનો રચી, મનમાં હર્ષ રહ્યો તે મચી;
મુજને ખાવા થયો મગન, નીઃશંકપણે હું થઈ નગન. ૧૯૮
નવરાવી તેણે મુજને નીર, શેકવા માંડ્યું મુજ શરીર;
મેં જાણ્યું એ મુજને ખાય, અગ્નિ આંચ સહ્યે દુઃખ થાય ૧૯૯
એહ વાત મેં મનમા ધરી, ધણી યુક્તિ તે ઠામે કરી;
વન્હિમાં નાંખે તેટલે, મેં બુમો પાડી તેટલે. ૨૦૦
ધાઓ ધાઓ કો દાતા દેવ, સમ્યક પ્રકાર કરૂં હું સેવ;
એટલે આવી ચંડી માત, મેં તેને ભાખી કહી વાત. ૨૦૧
તેં જક્ષને પમાડો મર્ત, શોધી લક્ષ કરશો ત્યાં તર્ત;
મુજને દેહે લાડુને ચીર, એકસો આઠ માગ મુકો તીર. ૨૦૨
ત્યારે તમે પણ સાજા થશો, નહીં મુકો તો મારવા જશો;
મારા વસ્ત્ર આભુષણ લીધ, ભવાનીએ બ્રાહ્મણને દીધ. ૨૦૩
તે વિપ્રે દીધી આશીશ, રૂપ તારાનું કોડ ભવિષ્ય;
એવી ગતી થઈ માહરી, સાચું બોલું રાણી તાહરી. ૨૦૪
સાંભળી માળાશ ને કંથે કહ્યું, મુજ માટે તેં દુખડું સહ્યું;
હું ગયે સમે શીકાર, હતી પેર તું નીર્મળ નાર ૨૦૫

ઉત્યા એક આંબલીની તળે, ત્યાં લશકર કોઇ નવ મળે;
પાણી પીતો બીતાનો મન, કાળિઓદયનો મોટો દીન. ૨૦૬
કોઇક ચેટક સાથે આવીયું, સાચું ભુપતિને ભાવીયું;
કહ્યા થકી ખમણું આપીયું, અધિક હેત સ્ત્રિયું થાપીયું. ૨૦૭
જમોણમા સુરપા પકવાન, માન્યનીને બહુ દીધાં માન;
નીત ઉઠીને પ્રણમે પાગ્ય, નહી જુવતિને રૂડી જાગ્ય. ૨૦૮
શોભીત પેહેરાવ્યા શ્રૃંગાર, અલખત સુંપી અપરમપાર;
એને દેખી જુગતે જમે, એ સંગાથે રંગે રમે. ૨૦૯
બીજી રાણિયો એની દાસ, પુરપતિને લાગ્યો તેનો પાસ;
હું તાહારો સેવક જાણીઆ, ઊગાર્યો મારા પ્રાણીઆ. ૨૧૦
હું તહારો અપરાધી રાંક, ક્ષમા કરજે તુ મહારો વાંક;
મુજ માટે સંકટ બહુ પડ્યું, તે દુખ મુજને આજુ અડ્યું. ૨૧૧
મુજ માટે મરવા તું ગઇ, ખરી નિશાં તે મારી થઇ;
તું પટરાણી તારૂં રાજ, હું ચાકર સેવાને કાજ. ૨૧૨
તારૂ ધન ને તારો માલ, મુજને તો કર્યો તેં ન્યાલ;
હું તારો પામર પેઠીઓ, વિનતા જાણો વેઠીઓ. ૨૧૩
કળજુગમાં એવી કામનિ, ભરતાર સાટે મરતિ ભામ્યનિ;
બાધા જુગમાં દીઠી તું, તેણે હેત કરૂંછું હું. ૨૧૪

દોહરા.

ખાધું પીધું ખુબી કરી, પીળી પડાવ્યો પાગ્ય;
પોપટ કહે પરભાવતી, જુવો નડી એ જાગ્ય. ૨૧૫
એમ વીજરી આવડે, તો તો સુખે જજ્યો;
નતીનર નાક વઢાવશો,ઘેર રાખીને ખાજ્યો. ૨૧૬
માખારા સોભાગ કેહે સુંદરી, સાબાશ પોપટ પવિત્ર;

# શુડાબહોતેરો.

વાત ૧૪ મી.



ચોપાઈ.

જય ગોવિંદને જય ગોપાળ, જય કરૂણાનિધિ કરુણ કૃપાળ;
જય જગપતિને જયં જગદીશ, જય આદ્ય ઉમીયાપતી ઈશ. ૧
જય સુરનાયક જય દેવેંદ્ર, જય નવગ્રહ ભાસ્કર ચંદ્ર;
ગનાપનપુર બહુચર બાળિકા, જય કલ્યાણ રૂપી કાળિકા. ૨
જય માત તાત શિવ સિધ્ધ, જય અષ્ટમા સિદ્ધ નવનિધ્ધ
જય કિરતાર કરતા શુભ કામ, જય દશરથ સુત સિતારામ. ૩
ગણ ધિશ ગરૂવા ગણપતિ, જય વિદ્યા સાચી સરસ્વતિ;
જય જય ઈષ્ટ અનપુરણા આપ, નાનાભટ ગુરૂ પરતાપ. ૪
જય સિતાપતિ લક્ષ્મણ બંધુ, અયોધ્યાનાથ કરૂણાના સિંધુ;
પાષાણ તોય વિષે તારિયા, રાવણાદિક મારી મારિયા. ૫

સઘળી વિદ્યા શીખવી, ચાતુર ચારૂ ચરીત્ર. ૨૧૭
બુધ્ધ કથા એ ખોતરી, વાળી વિવીધ વિલાસ;
ઝવેર જસવંતા આગળે, કહે કવિ શામળદાસ. ૨૧૮
શામળભટ શ્રી નગરનો, આવ્યો સીહજ ગામ;
ગ્રંથ કરાવ્યો ગુણનીધી, નવે ખંડમાં નામ. ૨૧૯
શાણા સમજુ સમજશે, કેહે કવિતા કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૨૨૦

વાત ૧૩ મી સમાપ્ત.

# શુડાબહોતેરી.

## વાત ૧૪ મી.



### ચોપાઈ.

જય ગોવિંદને જય ગોપાળ, જય કરૂણાનિધિ કૃષ્ણ કૃપાળ;
જય જગપતિને જય જગદીશ, જય આદ્ય ઊમાપાપની ઈશ. ૧
જય સુરનાયક જય દેવેંદ્ર, જય નવગ્રહ ભાસ્કર ચંદ્ર;
ગજાનનપુર બહુચર બાળિકા, જય કલ્યાણ રૂપી કાળિકા. ૨
જય માત તાત શિવ સિધ, જય અષ્ટમા સિધ નવનિધ
જય કિરતાર કરતા શુભ કામ, જય દશરથ સુત સિતારામ. ૩
ગજુ ધિશ ગરૂવા ગણપતિ, જય વિદ્યા દાતા સરસ્વતિ;
જય જય ઈષ્ટ અનપુરણા આપ, નાનાભટ ગુરૂ પરતાપ. ૪
જય સિતાપતિ લક્ષ્મણ બંધુ, અયોધ્યાનાથ કરૂણાના સિંધુ.
પાષાણ તોય વિષે તારિયા, રાવણાદિક ગરડી મારિયા. ૫

જય વૃંદાવન ગોકુળ ચંદ, દેવકી સુત નંદનનો નંદ;
અડસઠ તિર્થ ગંગા નર્મદા, જય સરસ્વતિ દેપણ સર્વદા.
કૃપામાત તમારી હવી, કરૂણામય કહેવાયા કવી;
વાયુને વશ તરણું હોય, જોર એટલું કવિનું જોય.

છપા.

શિવ શક્તીઆ નાત, માત ઊભીપાછી મોટાં;
ઊપાસન અધિક અનેક, એહ વીણ સરવે ખોટા;
તેત્રિસ કોટિ દેવ, સહુ પેહેલા પુજાએ;
સહસ્ત્ર અઠાશી વિપ્ર, ગુણ સહુ તેના ગાએ;
સિંદુર અંગે શોભીતું, મોદક અમ્રત અહારછે;
શામળ કહે શોવો સહુ, દુંદાળો દાતાર છે. ૮
ભાગ્યશાળી ભરપુર, સહોદર કાર્તિક સરખા;
રાજ રાજેશ્વર રૂપ, પ્રતાપ પુન્યનો પરખ્યો;
શિવસુત કરિ વદન, છએ શાસ્ત્ર એમ બોલે;
પ્રતાપ પુન્ય પવિત્ર, નહીં કો એને તોલે;
સુખદાયક શોવો સહુ, પતિત પાવન મહિમા ઘણો;
તારણ તરણ ત્રૈલોકમાં, સ્વામિ કારતિક સુત શિવતણો. ૯

ચોપાઈ.

વાત કામનિ કો નવ કળે, આવી પોપટ પાંજર તળે;
જોશ કરતાં જીવન જાય, પેર મેનાની મુજને થાય. ૧૦
સામ દામ કરયા બે ભેદ, વાક્ નવા નવ દેખી વેદ;
સાબાશ તુને શેઠાણી સાર, ધન ધન આ તારો અવતાર. ૧૧
કારજ થશે આપણો આવશે, રિદ્ધિ તે રૂડી લાવશે;
ત્યાર પછી નહીં પામે જાર, ભરતારતણો ભારેછે ભાર. ૧૨
ત્યાર પેહેલાતો રંગે રમો, જારે જેમાં ભેળીને જમો;

તેઊપર આણો બહુ હેત, શુભ રજનીની સુવાડો સેજ. ૧૩
જુવતિ તુજ જોબન જાયછે, ઘડીએ વરસ સોસો થાયછે;
વળતિનો પળટાશે વેશ, ધોળા થાશે શીરના કેશ. ૧૪
કટિ શિથિળ થાશે સ્તન રંગ, ભારે જોબન થાશે ભંગ;
તે માટે તમો તનપર થાઓ, જુવતી ભરી રમવા જાઓ. ૧૫
વાત શુકની મનમાં વશી, હેત ઘણે તે નારી હશી;
આંતે તારા સમ આણિહું, જરૂરપણે ભરી જાણિહું. ૧૬
ખાન પાન પોપટને દીધ, કરૂણા દ્રષ્ટ કોઠેથી કીધ;
પાગે પ્રણમી બોલી તેહ, કહી વાત આણીને સ્નેહ. ૧૭
રખે કહેતો તું કોને વાત, કરે શેઠ આપણની ઘાત;
પોપટ કહે સાંભળ પ્રેમદા, કથન કોઈ જાણે નહી કદા. ૧૮
જાઓ જરૂર રૂડુ કાવજો, પ્રાત સમે વેહેલાં આવજો;
રખે તમો કહીં ચુકી જાઓ, જાપ આબરૂને મારજ ખાઓ. ૧૯
ચતુર સુહાણની નારી જેમ, કરવું ઘટે તો કરજો તેમ;
એમ વિમાસી કરજો વાદ, જાઓ મનમાં આણી ઉછાદ. ૨૦

દોહરા.

પ્રભાવતિ કહે પોપટા, એતો અચરજ હોય;
ચતુરચુહાણ તે કવણછે, કળી સકે નહીં કોય. ૨૧
કોણછે તેની કામની, કોણ તેહનો જાર;
કોણ ગામને નામ કોણ, લાજ્યો કથમ ભરતાર. ૨૨
કથમ પોતે ત્યાં ઊગરી, કથમ પતિ લાગ્યો પાગ્ય;
કોણ પ્રકારે છેતરયાં, કોણ દેશ ગેણ જાગ્ય. ૨૩
શુક એ વિદ્યા શિખવો, કરો એટલું કામ;
ત્યાર પછી જાશું અમો, ઠરાવ કરૂં આ ઠામ. ૨૪
શુક કહે સાંભળ સુંદરી, વારૂ કહું એ વાત;

દહાડી કરોછો તેમ કરો, રહો આનંદની રાત. ૨૫

વારૂ કહિ વિનતા રહી, શુક બોલ્યો શુભ વાણ;

સુણો શેઠાણી વારતા, ખરી અમૃત રસ ખાણ. ૨૬

ચોપાઈ.

પીંપળવડુ પાટણ ગામ, કુંવરપાળ નરપતિનું નામ;

વર્ણ અઢાર વસેછે લોક, રૂડુ રાજ કોને નહીં શોક. ૨૭

લોક સઘળાને લાડજ કરે, આણ ધર્મની ત્યાંતો ફરે;

તેહ ગામનો એક ઠાકરો, અધિક તરૂવારીછે આકરો. ૨૮

અનંભીન અહંકારી રૂપ, માને તેને મોટા ભુપ;

વશ વરતેછે આખુ ગામ, ચુડાસ્મ ચતુરો તેનું નામ. ૨૯

તેને ઘેર કામ્યનિ કુળ શુધ, બત્રીસ લક્ષણ ને ગુણ બુધ;

રૂપે રૂડી મોટમ મતી, સરૂપા નામ વેખાતી સતી. ૩૦

થોડું બોલે ન નીચું જુવે, વહેલા ઊઠે ને મોડી સુવે;

એક મોચે ધણીયાણી ધણી, આરસ પરસછે પ્રીતી ઘણી. ૩૧

દોહરો.

એક દીન નહાવા કારણે, ભાવે બેઠો ભરતાર;

પાસે ઊભી છે પ્રેમદા, સજ્યાછે સોળ શ્રૃંગાર. ૩૨

આરસપરસ વાતો કરે, પાસે ઊનોદક નીર;

ખાંડતણી ખેળો કરી, કરેછે શુધ શરીર. ૩૩

એટલે વઈશનો દીકરો, કર્મવંત કુમાર;

જતો દીઠો જુવતીએ, છે પોતાનો જાર. ૩૪

મકર પચીશે મલપતો, રૂડું રઢીયાળું રૂપ;

ભરજોબન ભીને વાનછે, અકલ ઘણી અનૂપ. ૩૫

વસ્ત્ર આભુષણ ઓપીનો, કામ સરીખી કાય;

નાવા બેઠોછે ચાતુરો, તે વાટે તે જાય. [illegible]

તન મન ધન તું માહરો, તું દેવાધિ દેવ. ૪૯
જુવતિ વૃક્ષ જાળા તળે, હેતે જોડયા હાથ;
રમો મુજ સાથે રાજવી, સંગ કરો મુજ સાથ. ૫૦
કામાતુર હું કાયા વિષે, કામ વાસના પૂર
ભરતારને આવી ભોળવી, ન્યાળ્યું તુજમાં નૂર. ૫૧

છપા.

કામાતુર ન જુવે કર્મ, કામાતુર ધર્મ ન ધરે;
કામાતુરને શી શર્મ, કામાતુર મરે કે મારે;
ન ગણે કામાતુર કામ, શાસ્ત્રનિ વાત ન સુણે;
કામાતુર ન ભજે રામ, બુધ્ધિ એકે નવ બુને;
કોટિ અવગુણ કામાતુરે, ધર્મ મારગ તે નવ ધસે;
અપજસ જે અવનીપરે, સર્વે તે તેમાં વસે. ૫૨
શું રંક શો રાય, શું નરને શું નારી;
કામાતુર શી કલંક, હોડ હઠ હીંમત હારી;
પૃથ્વિનું પામે પાપ, ક્ષેરોગ રેહે તેને દેહે;
સ્વપ્ને ન જુવે સ્વર્ગ, તે પર નારીનું નેહે;
લક્ષ વિંછીની વેદના, પડે તે નર જમ દંડમાં;
શામળ કહે કોઇ રખે કરો, પ્રિત પરનારી પિંડમાં, ૫૩

દોહરા.

મહુકો કહેરે માન્યનિ, મધ્યાન સમય છે દીશ;
કંથ ચતુરો ચેતશે, છેદશે બેનાં શીશ. ૫૪
દુરિજન દેખશે દોહિલાં, માથેછે મધ્યાન;
હવડાં અહીં કોઇ આવશે, જીવનું જોખમ જાન. ૫૫
કામ્યનિ કહેરે કાયરાં, શેલ કરે શાં શોક;
લખ મારેછે ઘરધણી, લખ મારેછે લોક. ૫૬

બાર ગાઉ ઉજડ ગણ્યા, ન ગણ્યા ભરતારની ભ્રાંત;
વિષમ હતી એક વાવડી, આપ થયાં એકાંત. ૫૭
હુનો વા વારો નહી, નારી કહે ન લહે નામ;
તુજ સામું જે કો જુવે, ફેંકુ તેના ઠામ. ૫૮
વાડીમાં તે વાવ છે, તેમાં મોટાં ખાડ;
બે જણ બેઠાં તેહુમાં, ન મળે તડકો ટાહાડ. ૫૯
જોષ કરાવી જારને, ભાગી તેની ભૂખ;
કામ શાંત પમાડીયો, સઘલે પામ્યાં સૂખ. ૬૦
ચતુરા સરખા ચાર લક્ષ, પ્રાજ્ઞ કરૂ શત પાંચ;
જારને કહે જા જોષમાં, હુની નહીં આવે આંચ. ૬૧
આના કહ્યું માનજનિ, કાપ્યા તુજને ઈશ;
વાર લાગી તુજને ઘણી, ઘણી છેદશે શીશ. ૬૨
સ્વામી મુજને શું કરે, તમે તમારે જાઓ;
જુવો ચરીત્ર માંડીએ, લખ્યું હશે તે થાઓ. ૬૩
આરસ પરસ આલોચતાં, ચોઘડીમાં વીત્યાં ચાર;
નાહાવા બેઠાછે નાહાંલો, ભુપ સમો ભરતાર ૬૪
ઘડી બે ચાર બેશી રહ્યો, વનિતાની જોઈ વાટ;
સામા શેવક મોકલ્યા, રોકયા પાણીના ઘાટ. ૬૫
વન વાડી જોવારાવીયાં, જોવરાવ્યા વસમા ઠામ;
શામા શે આવી નહીં, ઘેલું કીધું ગામ. ૬૬
દશ વિશ ચાળીસ જન, શેવક સર્વે સમેત;
શેડા શીમ જોઈ વળ્યા, એવું સ્તેને હેત. ૬૭

સોરઠા.

પરહજી પોતે પ્રીત, રિસે થયો અતી રાહુડો;
રૂડી નહીં એ રીત, જુવતી મુક કયમ જીવતી. ૬૮

લજ્જા કરશું લોપ, દેખતાંવાંત દેવટ કરૂં;
કાપામાં પ્રગટ્યો કોપ, રજપુતને રીસાળુવો. ૬૯
બ્રહ્મહત્યાદિક પાપ, શાપ એનો ગાણે ગણું;
અતળી બળ હું આપ, છળ કરી મુજને છેતર્યો. ૭૦

દોહરા.

પ્રતિજ્ઞા પતિએ કરી, દુઃખ આણી તે દીલ;
લાખફોડ વિષે વસ્યા, શામાનું છેદુ શીશ. ૭૧
છળ કરીને છેતર્યો, નિરનું લઇ શું નામ;
કહો ભાભીઓ એ ક્યાં ગઈ, જીવરાવ્યું ખાધું ગામ. ૭૨
જુવતીને મુક્ જીવતી, તો બ્રહ્મહત્યાદિક પાપ;
દેખતાં વાંત દમુ નહીં, તો ઈશ્વર આણછે આપ. ૭૩
રામ દુહાઈ શિવ આગના, અંબામાતની આણ;
મૂર્જ કરૂં નહીં કોઇને, પરહરૂ એના પ્રાણ. ૭૪
મુજને જાણ્યો શું બાળકો, મુજને જાણ્યો શું રાંક;
લાખફોડ વીષે વાસ, વડો વહુવરનો વાંક. ૭૫
જો મુકું એને જીવતી, દેખતાં એનો દેહ;
કોટી બ્રહ્મહત્યા હજો, તજ્યો આજથી નેહ. ૭૬
એમ પ્રતીજ્ઞા અતિ ઘણી, કીધી દશને વીસ;
પોથી ઉપાડી પાઠની, પગમાં આણ્યા ઈશ. ૭૭
વાર્યું કોનું નહીં કરૂં, ન ગણું એનું પાપ;
શિપારસ માનું નહીં, ન ગણું એના શાપ. ૭૮
જૂંબુડે જળ ભરવા ગઈ, પેઠી કોઇના ઘરમાંય;
બેસાર્યો મુજને બારણે, તરૂણી પોતી ત્યાં, ૭૯
મુજને શું જાણ્યો પ્રાણીઓ, હીંગ મરીનું હાટ;
કપટ કરિ ગઈ કામની, વહી ગઈ બીજી વાટ. ૮૦

મુજને શું જાણ્યો બ્રાહ્મણો, ભીખના માગણ હાર;
હું રઢીઆળો રાજવી, જસવંતો કુંઆર. ૮૧
પોપટ કહે શુંણ પ્રેમદા, શેઠાણી સમર્થ;
એ નાગી કયમ ઉગરે, કયમ સરશે એનો અર્થ. ૮૨
પાછ્યે કયમ લાગે પતી, સતી શી રીતે થાય;
સાસુ સસરો કયમ નમે, ગુણ કયમ એના ગાય. ૮૩
ખમા ખમા સહુ કામ કરે, કયમ કંથ રહે કરજોડ;
સ્વામી કયમ સેવા કરે, માનવનિના રેહે કયમ મોડ. ૮૪
વિજાર વિદ્યા હોય તો, અકલ કેલાવો આજ;
કયમ રહે જુવતિ જીવતી, કયમ રહે એની લાજ. ૮૫
કયમ વશ થાએ કંથડો, કયમ કરે પ્રતિજ્ઞા ફોક;
કયમ ગુણ ચાલે ગામમાં, વશ વરતે કયમ લોક. ૮૬
પ્રભાવતિ કહે પોપટા, મૂરખ મૂઢ અજાણ;
એકે વાતે નવ ઉગરે, પ્રેમદા જાશે પ્રાણ. ૮૭
એતો છાનું કયમ રહે, કહો એ સમ શા ખાય;
કયમ માને એનો કંથડો, કયમ રહે સહુના જાપ. ૮૮
શુક કહે સાંભળ સુંદરી, વારૂ કહુ એ વાત;
સારી પેરે શિખવું, રહો આજની રાત. ૮૯
પોપટને કહે પ્રભાવતિ, કયમ ઓલવી એની આંચ;
એહ વાત જો શીખવે, તો ના જઊ દિવસ પાંચ. ૯૦
વારૂ કહિ વનિતા રહી, લીતારથાં ચરણા ચીર;
વાત શુણવાનો ઓરતો, ધારણ ન રહે ધીર. ૯૧
જુવતીએ જાર વોળાવિયો, વધુ વિચારી વાત;
વડી વાર લાગી મુને, અતિ ભયો ઉતપાત. ૯૨
પલક એકેનો વાયરો, પ્રોઢ ઘડિ પૈ પાંચ;

કંથ કોપશે માહરો, દેશે અધિકી આગ. ૯૩
એમાં ડાહાપણ શું કરૂં, એમાં સમ શા ખાઊં;
ચાતુરી થી ચાળવું, કેમ મલપતિ જાઊં. ૯૪
કુવા ઊપર એક પિંપળી, હેઠળ તેના ડાળ;
અથાગ પાણીછે તેહમાં, પાછળ બાંધી પાળ. ૯૫
શામા વળગી શાખડે, કામનિ ઊનરી કૂપ;
કાંડે વળગી કષ્ટે કરી, માંડ્યા મનોહર રૂપ. ૯૬

છપા॰

દેના જાતે ડાહી, વિચારી મન વિજારી;
નજપ આણી કોની બીક, નિર્ભય થૈ તે નારી;
કપટ ન જાણે કોય, પડી પડી સહુ પ્રેખે;
અરે અરે કહે એહ, દુનીઆં દુઃખ એનું દેખે;
ખૂત આણી બાપા વિશ્વમાં, ઊતાવળ કરતાં આખડી;
ચતુરા ચતુર ચુડાહેની, કેલિક વરછત કુપે પડી. ૯૭
ધુમ પાડી બહુ બહાર, અધિક અન્યા એ આપે;
રાણી રહીઆણી રૂપ, પડી પાણીમાં આપે;
કોઈ મુંછાળો મર્દ, કુપેથી કામની કહાડે;
કંથ એનાને જરૂર, પલકમાં વાત પહોંચાડે;
હાહાકર સગળે થયો, જુગ બાધામાં આહરી;
ચતુરાને ચેતાવીઓ, પડી તારૂણી તાહરી. ૯૮

સોરઠા.

વૃનિના ઊપર વેર, રાખતોતો'તે રાણવી;
તરત ઉતર્યું ઝેર, પ્રીત વધી પરસપરે. ૯૯
ધિક ધિક તુજ અપવાદ, અવગુણ જાણ્યા એહના;
નિર્મલ મારી નાર, મહા હેત મુજ ઊપરે. ૧૦૦

ધસમસ કરતો ધીર, વરણાગીઆને વાંકડો;
શિથિળ થયું શરીર, થયો રાંકડો રાજવી. ૧૦૧

દોહરા.

જુવતિ જળ ભરતી હતી, બે ચાર પાંચને સાત;
દીઠી તેને દામણી, વેગે ચાલી વાત. ૧૦૨
બુમ પાડી ત્યાં બહુ જણે, લોક જાયછે ત્યાંય;
ધસમસ કરતા ધાયછે, માંટી પોતાનો માંય. ૧૦૩
ચતુર સુહાગણની સીંતની, સતી સ્વરૂપા નામ;
પડી બચારી કુપમાં, થયું તે માઠું કામ. ૧૦૪
કો કાઢે મારી કામની, કો કાઢે મારી નાર;
કડા કનકના આપીશ, આપું એકાવળ હાર. ૧૦૫
કુંડળ આપું કાનના, આપું મોતીનો હાર;
ચાકર થઇ તેનો રહું, નિશ્વે તે નીરધાર. ૧૦૬
જાણીતા તારા જળતણા, પેઠા ઊનારયા પાંચ;
બેસારી કાઢી બારણે, નાવાં હતી આંચ. ૧૦૭
પુછેછે પાડોશણો, પુછે સેયર સાથ;
કયમ પડ્યાંતાં કુપમાં, કહો વિગતની વાત. ૧૦૮
નાવા બેઠોતો નાહોલો, સહ્યો તડકો ને ટાઢ;
હુંતો જળ ભરવા ગઈ, મેં જાણ્યું ધ્રુજે હાડ. ૧૦૯
એમ કહી ઊતાવળી, નર કાજે લાવું નીર;
આંટી આવી પગ તળે, પડી હું તેણી તીર. ૧૧૦
વેલે વળગી હું રહી, ભાગ્યાં હેડાં હાડ;
જળથિ જીવતિ નિસરી, પરમેશ્વરનો પાડ. ૧૧૧
વળગાડી વીશેક જન, ખમા ખમા કેહે લોક;
ઉપચારે ન કંપડો, શમીઓ તેનો શોક. ૧૧૨

વારૂ દીધ વધામણાં, ઊતારચા ઊતાર;
ખાધા લીધી બહુ બાપડે, ભામ્યનિને ભરતાર. ૧૧૩
કરચા લાખિણા લાડુવા, ગુદ સુંઠ ને ઘૃત;
હેડેપાક હેતે કરચા, તાજાં ચુરમાં તર્ત. ૧૧૪
માથે જળ ઘાલ્યું માનનિ, પોખ્યા ભારે ભ્રમ;
ગામ જમાડ્યું ગુણનિધી, ધારચો રૂડો ધર્મ. ૧૧૫
સાબાશ સાબાશ સલક્ષણી, કહ્યું વાર દસ વીશ;
પાણ્ય જોડ્યા તેણે પ્રીતથી, તજી રૂદેથી રીસ. ૧૧૬
સમ'શાહસ્ત્ર વાટે ગયા, ગઈ પ્રતિજ્ઞા પુર;
કિંકર કીધો કંથડો, નાર વધારચું નૂર. ૧૧૭
જ્યાં સુધી તે જીવિયાં, અવગુણ નાણ્યો એક;
ચાકરી કરિ ચતુરાતણી, વનિતાનો વધ્યો વિવેક. ૧૧૮
એમ વિચારી આવડે, તો જાણીએ જાણ્યો;
નહિંતર ઘેર બેઠા રહો, ગોવિંદના ગુણ ગાણ્યો. ૧૧૯
સુખનિધાન શુકબાતણી, શેઠાણી સંવાદ;
શામળ કેહે સંક્ષેપમાં, આણી મન ઉલ્હાદ. ૧૨૦
રામકૃષ્ણ ગોવિંદ કોહો, ઠીક પહોંચાડે ઠેઠ;
ઝાંઝળ નિર કે આંસૂવાં, તેણે ન ભરાએ પેટ. ૧૨૧
ગુરજરદેશ ગરૂવો ઘણો, અમદાવાદ અધિપત્ર;
કિંકર સહુ કવિતાતણો, છપે શાસ્ત્રનિ છત. ૧૨૨
મહિમા માતર પરગણે, સિંહુજ માંહે સુજાણ;
કવિની કીર્તિ સાંભળી, વિવિધ પ્રકાર વિખાણ. ૧૨૩
વાસણવંશી અંગપત્ય, રખીદાસ કેરો તંન;
ગ્રંથ કરાવ્યો ગુણનિધિ, મહિપતિ જેવું મન. ૧૨૪
ઝવેર જસવંતા આગળે, કહે શામળ કવિરાજ;

કુળ દિપક તું કહાવીઓ, લક્ષ કોટિધા લાજ. ૧૨૫
શ્રીગૌડ માળવી વીપ્રશુભ, વેગનપુરમાં વાસ;
પિતા પુરષોત્તમતણો, કહે કવિ શામળદાસ. ૧૨૬
ગાઓ શીખાને સાંભળો, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રીરણછોડ. ૧૨૭



સૌભાગ્યચંદશા તેતે કાલ, એ અચરજ સાંભળીશ ઓલ. ૧૩
શી રીતે એ બારી રમી, કયમ તે ગુણવંતાને ગમી;
તે સંદેહ ભાગો માહરો, તોતો પાઠ માનું તાહરો. ૧૪
શણગાર ઉતારી મુકો પરા, જો બોલ સાભળવા હોયે ખરા;
બીને વસ્ત્રે બેસો તમો, અકેન ધણી શિખામણે અમો. ૧૫
જો સાભળવાની હોયે ગર્જ, કરો કન્યેકીન અર્જ,
વચન કામ્યનિયે કોઇ કહ્યું, પોપટજીએ સઘળુ લહ્યું. ૧૬
કહેવા માંડી વારૂ વાત, પંદરમા દીવસના રાત.
નાયક ગામ નદીને બેટ, સૌભાગ્યચંદશા રહેછે શેઠ. ૧૭
કરે દ ાવી સોદાતણી, લાજ પ્રતિષ્ઠા તેની ઘણી;
સૌભાગ્ય સુંન્દરી સ્ત્રિનુ નામ, વિખાણ કરજો બાધુ ગામ. ૧૮
પ્રેમદા પાણી ભરવા ગઇ, ત્યા તો વાત એક બીજી થઇ;
સોદાગર આવ્યોનો એક, તરતીખવંતછે તેના ટેક. ૧૯
કરમદ હીર ખચિર લાવીયો, સોદાવાદ થકી આવીઓ;
કર્મચદશા તેનુ નામ, આવી ઉતરયો એને ગામ ૨૦
દલાલ સાથે તેને પ્રીત, ભાઇબંધ તણી જે રીત,
બોદો વેચે સોદો લે, આખો દહાડો એકઠા રહે. ૨૧
સુખ દુખ કેરી કહે વાત, જીવ એકને જુદની જાત,
એક એકને કહે વિતગ પેર, રૂડું ભુંડું નીપનુ જે ઘેર. ૨૨

દોહરા.

ઉતારે એકઠા મળે, પ્રીત રીતની પેર;
કેઇ કોઇને દુખે નહી, મનમાં આણે મેહેર. ૨૩
એક દિવસ શરોવર વિશે, બેઠો સોદાગર માય;
પાણી ભરવાને મને, તરૂણી એક આવી ત્યાય ૨૪
અરસ પરસ રહી પ્રીતડી, મળીયા નેણ નાણ;

મટકો મુખ કેરો કરી, બોલી અમૃત વેણ. ૨૫
ભલે પધાર્યા ગામમાં, ભલે દિધું દરસન;
ભલે આજ મળીઆ તમો, થયા પ્રભુ પ્રસંન. ૨૬
વાયદો વિનતાએ કર્યો, પુરાણ પ્રીતે પેર;
હદી પ્રહરે આવજો, ઘણા હેતથી ઘેર. ૨૭
પુર્વ જન્મની પ્રીતડી, જુગતીથી મેળ્યો જોગ;
લાડ લડાવું લક્ષધા, ભોગવો રૂડા ભોગ. ૨૮
રમી જમી તમો જજો, કરજો આનંદ અપાર;
કોટે એંધાણ ઘર તમતણાં, શાપતિને મન સાર. ૨૯
પોળ્યને મોઢે પીપળો, ઉગમણી ત્યાં ઓળ્ય;
સાતમું ઘર છે શેઠનું, પ્રતાપમાની પોળ્ય. ૩૦
મેડી રંગેલી માહરી, તુળસી ક્યારો ત્યાંય,
આગણ ઓગ ઉમરો, તરત આવો તે માંય. ૩૧
પાસે બાંધી છે પરવડી, ખારા પાણીનો કુપ;
ઉંચી છે અટારીઓ, એ એંધાણ અનુપ. ૩૨
દરવાજેથી ડાબી મગા, વણીજ શાહુના વાસ;
પાસે દેરૂં પરીબ્રહ્મનું, તેજ પુંજ પ્રકાશ. ૩૩
વાયદો કરી વિનતા વળી, થયા ખરા મર્યાદ;
સોદાગરનું મન થયું, જોવા વિવિધ વિધાન. ૩૪
પુછયા પુછે પરવરદો, ઓળખ્યા છે એંધાણ;
ચંચળ થઈને ચાલીઓ, જોવા ચતુર સુજાણ. ૩૫
પરખે નિરખે નેહથી, હરખે હૈડામાંય;
પરસે અમૃત વપુ વિશે, તરતજ આવ્યો ત્યાંય. ૩૬
આસ્વાગત અધિકી કરી, આપે પાણીને પાન;
ભલે પધાર્યા પ્રિયજન, શુભ આપ્યાં સનમાન. ૩૭

સોદાગર બેઠો સજ થઈ, સામંગ્યાં શામાએ દ્વાર;
એટલે અચાનક આવિઓ, ભામિનિનો ભરતાર. ૩૮
સેહેજે ઠોકી સાંકળી, કડ કડ થયાં કમાડ;
સોભાગચંદ કહે સુંદરી, ઊઘાડ ઊઘાડ ઊઘાડ. ૩૯
સોદાગર કહે શું થશે, કયમ પલટાશે દીશ;
કુડ કપટ કેય જાણશે, સેને છેદશે શીશ. ૪૦
રાખ્ય મુને કહીં કામિનિ, છાનો છપનો ઠેઠ;
પ્રાણ રથીર રહેતા નથી, પડ્યો ધ્રાશકો પેટ. ૪૧
જુવતિ કહે જખ મારશે, રખે બીહો મનમાંય;
કમાડ પછવાડે રાખીઓ, તરૂણી ઉભી ત્યાંય. ૪૨
કમાડ ઉઘાડ્યાં કામિનિ, ભુવન ગયો ભરતાર;
કાઢી મુંડ્યો કામિનિ, એ જુવતિયે જાર. ૪૩
કોણે મરમ ન જાણીઓ, તે દિન વિત્યો ત્યાં;
બીજે દિવસે શું નિપન્યું, માનિનિ મંદીરમાંય. ૪૪
બીજે દિવસ બે જણા, મળ્યા એકઠા એહ;
પેઠ આગળ સોદાગરે, તરત કહ્યું છે તેહ. ૪૫
કાલે મળી એક કામિનિ, ઊંચી અદભૂત રૂપ;
તે મુજને તેડી ગઈ, ભામિનિ ભારે ભૂપ. ૪૬
તેને કાનછે ટોટીઓ, સવા ગજના ચિર કેશ;
કર કનકનો ચુડલો, જોબન બાળે વેસ. ૪૭
પીંપળા વાળિ પોળમાં, તુલશી કયારો ત્યાં;
અઢી પોહોરે હું એકલો, પેઠો મંદીરમાંય. ૪૮
એટલે આવ્યો તેનો ધણી, મુજને તો લાગી બીક;
હીંમત દીધી હેતથી, શામાએ દીધી શીખ. ૪૯
કમાડ પછવાડે રાખીઓ, ઊઘાડ્યાં છે બાર;

ઘરમાં ગયો તે ઘરધણી, જોખમા કાઢયો ભાર. ૫૦
સમ દીધાછે સામટા, બ્રહ્મહત્યાદિક પાપ;
જરૂર આજ જાવુ તહા, હવી પ્રહરે આપ. ૫૧
વિસ્તારી વાતો કરી, પૂછયો સઘળો પાર;
એનો મીર માહરૂ, નાચે આહારી નાર. ૫૨
છેતરાય નહી એ છેલડો, ડાહ્યો નેહ દગાસ;
અઢી પ્રહરે જેણી પારખું, માનપનિ કેરો માસ. ૫૩
કોઈ કોઈને નવ ઓળખે, કોઈ કોઈનું નલહે નામ;
આજ જોઈ હું એહને, કરેછે શા શાં કામ. ૫૪
શાબાશ મીત્ર ભઈ માહરા, જરૂરપણે લપા જમ્યો;
રખે એમા અંતર કરો, ઉચો લાભિયો લગ્યો. ૫૫
દનાવે દિનમા લહ્યું, આજનો જોવો તાક;
લુટાવું લક્ષ્મી એહની, નારીનું વાઢું નાક. ૫૬
અધિર કરમજને કરતુરી, માણેછે ભોગે સુખ;
ચોર કરૂ એ ચતુરને, પન મહુ દેશું ધૂળ. ૫૭
અઢી પ્રહરે એકયો, સોદાગર શ્રીવંત;
પેઠો ઘરમાં પ્રીતથી, લાગી સેહેર લગન. ૫૮
આગત સ્વાગત અતી ઘણી, ખાનપાન સનમાન;
એટલે આવ્યો ઘરધણી, કરતુત સુણ્યાંતા કાન. ૫૯
ઊઘાડ ઊઘાડ ઊતાવળી, ઘણુ જરૂરી કામ;
ઘ ાગ ખોટી થાયછે, લાભ જાું દશ દામ. ૬૦
સોદાગર નથી જાણતો, એનો ખારો મીત્ર;
દરવાનના મનમાં ખરખરો, જોવુ સ્ત્રિનું ચરીત્ર. ૬૧
સોદાગર કહે શું થાશે, જશે આપણા પ્રાણ;
આજ નથી ઊગ્યાતણી, વિપરીત બોલયા વાજ. ૬૨

મુજથી રેહેવાતું નથી, જાયછે મારો જીવ;
પ્રેમાશ થયો પાંગરણ વિષે, રૂઠ્યો નિશ્ચે દૈવ. ૬૩
ધણી જાય મારે ઘરધણી, મનની ચીંતા મેલ;
લાડ લડાવું લક્ષવસા, કરો રંગની રેલ. ૬૪
વનિતાએ વીંટ્યો વાડમાં, ઊભો કરયો ત્યાં અસુર;
ઊતાવળાં બાર ઊઘાડીયાં, સ્વામી આવ્યો સદ્ય. ૬૫
કમાડ પછવાડે કંપતો, ચતુર જુવે ચોપાસ;
કાંઈ કપટ દીઠું નહી, વેદ પોતાને વાસ. ૬૬
માંઢી તો બેઠે મરયો, ચતુર વિચારી ચીત;
જાર વોળાવ્યો જુવતીએ, પરવરીઓ તે પંથ. ૬૭
બીને દિવસે બે જણે, કરી વીગતની વાત;
કાલ કામ્યનિને કંથડે, અધિક કરયો ઉતપાત. ૬૮
સોદાગર નથી સમજતો, દલાલની ઘરણી ઘર;
પ્રેમદા પાણ નથી ઓળખતી, વાત કરેછે વર. ૬૯
તેના મંદીરમાં ગયો, ઘડી એક બેઠો ત્યાંય;
એટલે તેનો ઘરધણી, આવ્યો મંદીરમાંય. ૭૦
વીંટ્યો મુજને વસ્ત્રથી, વાડ્ય તણો જ્યાં વાસ;
જાણે નહીં તે જુગતથી, હોગટ કાઢી કાશ. ૭૧
વળી આવજે પાધરો, ખાધા કપરા સમ;
ગમે હાથ વાલ્હા ઘણા, તો નિત્ય કરીએ કયમ. ૭૨
મરદ દિસેછે માન્યનિ, લોભી દસે ભરતાર;
આજ ઘડી વેહેલા જશું, એહ કરયો નીરધાર. ૭૩
હા ભાઇ આજ પધારજો, કરિ આવો શુભ કામ;
વાત કેહેજો વિસ્તારીને, મુજ આગળ આ ઠામ. ૭૪
કંથનો મનમાં કરકજો, એતો મારે ઘેર;

આજ પકડું બે એકઠાં, પછે કરૂં હું પેર. ૭૫
સોદાગરનો સંચર્યો, વાયદો વાળ્યો વર્ત;
એટલે સ્વામી શામાનણો, તે વેળાં આવ્યો તર્ત. ૭૬
સેજે ઠોકી સાંકળી, ઊઘાડો નીજનાર;
કામની કામછે માહરે, બેશી કયમ રહું બહાર. ૭૭
ઊઘાડ નાર ઊતાવળી, દેહમાં પ્રગટ્યું દુઃખ;
કાલ્ય વાળું કર્યું નથી, મારે લાગીછે ભુખ. ૭૮
ઘર ઘર તેનો ઢુંઢીઓ, મુને રાખ્ય આ દીશ;
કોઈક વેળા તાહરો, સ્વામી છેદશે શીશ. ૭૯
રખે બીતા તમો રાજવી, ધ્રુજાવો માં દેહ;
રાખું મુજ રૂદા વિશે, જાણ મારેછે એહ. ૮૦
કુંડું એક કમરાતણું, જળ ભરવાનું જોય;
તેનો ઊંધુ પાડીયું, કંત ન જાણે કોય. ૮૧
ધોડ્યો નર તેને તજે, જઈ ઊઘાડ્યાં બાર;
ઘરમાં તેડ્યો ઘરધણી, નિશંકપણેથી નાર. ૮૨
કમાડ પછવાડે કંબડ, જોયું ત્યાં જરૂર;
વળતુ જોયું વસ્ત્રમાં પ્રીત ઘણીથી પુર. ૮૩
મંદીરમાં જોયું માટીએ, નીમેશ ન દીઠું નૃત્ય;
ખાવા બેસાર્યો ખાંતથી, કર્યાં કામની યે કૃત્ય. ૮૪
સ્વામી પાછો મોટે ગયો, મન વીચારી વાત;
તે કોણે જાણ્યું નહીં, ખરી કે ખોટી ખ્યાત ૮૫
બીજે દિવસ તેનો મળ્યા, વિતગતણી કહી વાત;
કામની રાખી કુંડા તળે, ભલી ભજવી ભાત. ૮૬
વળી આજછે વાયરો, જાણું ત્યાં જરૂર;
ખબર કહેની તમને ખરી, રહી ઊગમતે સૂર. ૮૭

ચોથે દીવશે ચતુરનર, ગયો વિનતાને વાસ;
સનમાન કરયાં ત્યાં સુંદરી, પ્રીતે બેસાર્યો પાસ. ૮૮
ખાધો પીધો ખુબી કરી, રહ્યો ઘડી ચારેક પાંચ;
જખ મારે ઘરનો ધણી, ઉની નવ આવે આંચ. ૮૯
ભ્રાંત ભરતારના મન તણી, ઓલાય નહીં કાંઈ આગ;
જુવે ઘણું જંખે ઘણું, જડે નહી કાંઈ લાગ. ૯૦
એટલે ચોકત આવીયો, ઉઘાડો ઘરની દાર;
ક્ષણ ક્ષણ ખોટી થાઉંછું, બેઠી રહુ કયમ બહાર. ૯૧
અગોચર રાખ્ય કહીં ઓરડે, ધણીરૂપીછે ધાડય;
જીવ જરૂરી જાયછે, શામા તું સંતાડ. ૯૨
નગારૂં એક નિશાનનું, ત્રંબાળું તરતીબ;
મઢવા કારણ મુકીયું, ચર્મ વિંટીને ચીબ. ૯૩
તેમાં ઘાલ્યો તેહને, ઉપર મુકયું ચર્મ;
ચોખીને સ્વામી ગયો, કુડી પોતાનું કર્મ. ૯૪
જોયું બારણે પડઆમા, જોયું કુંડા હેઠ;
શર્મ રાખી સદાશીવે, નથી ઘરમાં કોઈ નેટ. ૯૫
ઘડી બે ચારેક ત્યાં રહ્યા, કાઢી મુકયો બહાર;
બીજે દીન શુ નિપનું, કહી તે વાત વિચાર. ૯૬
દલાલ સોદાગર એકઠા, વાહાણે પુછી વાત;
કાહય ગયાતા ગામમાં, થાતોતો ઊતપાત. ૯૭
બેસાર્યો મુજને બારણે, પ્રણામ કરીને પેર;
તે વેળા તેની ઘડી, ઘરધણી આવ્યો ઘેર. ૯૮
હુંતો લાગ્યો કંપવા, તરૂણિનિ હીંમત ત્યાંય;
નગારા નીચે રાખિયો, સ્વામી આગે ક્યાંય. ૯૯
ઘરધણી ઘરમાં ગયો, જમવા બેઠો જેડ;

કાઢી મુકયો કામ્યનિ, કંથ જુવે કયાં કેડ. ૧૦૦
કપરા સમ ખાધા કામ્યનિ, બ્રહ્મહત્યાદિક પાપ;
જરૂર જાવુંછે માહરે, એકલા આપો આપ. ૦૧૧
પાચમે દિવસે પરવર્યો, બેઠો જઈ એકાત;
એટલે આવ્યો ઘરધણી, ખરી જોવાને ખાત. ૧૦૨
કહે સોદાગર કામ્યનિ, છાનો મુજને રાખ્ય;
શુંશુંયે તોતો મારશે, શિવજી કેરી સાખ્ય. ૧૦૩
ગોદડા માંહે ઘાલિયો, ઊપર બેઠો કંથ;
અરૂપરૂં એ.જી મુવે, પરવરિયો તે પંથ. ૧૦૪
વળી વહાણમાં વાપરો ગયા સરોવર પેટ;
એટલે બીજા ત્યાં આવિયો, દલાલ સોદાગર શેઠ. ૧૦૫
કોલય ઘાલ્યાતા ગોદડે, આજ જાવુંછે ત્યાય;
ગયા કેડે જે નીપજે, કહીશું વહાણમાય. ૧૦૬
શેઠ બીચારો શું લહે, એનું ઘર એની નાર;
પોતે પોતાના શંખ્યનો, સદા કરે સંસ્કાર. ૧૦૭
છઠે દીવશે છેલડો, ગયો વણિજને વાસ;
મંદીર અટકાવ્યું માન્યનિ, પ્રીતે બેસાર્યો પાસ. ૧૦૮
ગુલ ગુંથ ગોષ્ટી કરે, અરસપરસ અપાર,
અચાનક આવ્યો આગણે, ભામ્યનિનો ભરતાર. ૧૦૯
જાર તે સ્ત્રિનો બોલીયો, શામાં તું સંતાડ;
ત્યાર પછી તું તારૂણી, ઓડે દ્વાર ઉઘાડ. ૧૧૦
ઘંટી એક ઘોળારમાં, એને બેસાર્યો ત્યાય;
ઓઢણું આપ્યું ઓઢવા, માહાલો મંદીરમાંય. ૧૧૧
દળણું તો દળવું પડ્યું, ભિરતાર તણો એ કોપ;
જાગત તો જોખમ કરત, લજ્જા જાતી લોપ. ૧૧૨

અરૂપરૂ તેનો જુવે, ચતુર તે ચુકયો ચોટ;
એણે મન વીચારિયું, દીસેછે ભુંડી ખોટ. ૧૧૩
શામળભટ શિક્ષા કહે, સુણજો સહુ સંસાર;
પરનારીની પ્રીતથી અવગુણ લક્ષહજાર. ૧૧૪
લક્ષ વીંછીની વેદના, ખરો એછે ક્ષેરોગ;
પરનારીશું પ્રીતડી, તેહના કર્મના ભોગ. ૧૧૫
એમ કોનક એક કોઠીમાં, ઠીક કરયા બહુ ઠાઠ;
છાનો રાખ્યો છળ કરી, દિવસ થયા એમ આઠ. ૧૧૬
એક દિન રાખ્યો કોઠીએ, બીજે ટાંકામાં તર્ત;
ખસી પડત જો ખાડમાં, તોતો પામત મર્ત. ૧૧૭
વિતી હકીકત જેટલી, કહી દલાનને વાત;
હવે પરદેશ ચાલશું, સારોછે સંઘાત. ૧૧૮
તમે ચાનોને ચતુર નર, આપણી પુરણ પ્રીત;
જમવા પધારો જોખમાં, રૂડી એતો રીત. ૧૧૯

ચોપાઈ.

સોએક કપરા ખાધા સમ, કોહો જમવા નવ આવો કયમ;
તમો સહુકાર મોટા માહરા, અમો છું વાણોતર તાહરા. ૧૨૦
કર્મ લખ્યું તેવી રીત રાખ્યા, મારા બે માસના રોટલા ભખ્યા;
અતીશે દેખાડ્યું હેત, સોપ્યુ તન મન ધંન સમેત. ૧૨૧

દોહરા.

સોદાગર સમજે નહી, જે એની નારશું નેહ;
ગતી જુવો ગોવિંદની, શું નિપજશે એહ ૧૨૨
નારી પણ નથી જાણતી, જે માટીનો છે મીત્ર;
એ સર્વે મળશે એકઠાં, ચતુરા કરે ચરીત્ર. ૧૨૩
નારીને કહે નાહોલીઓ, સાંભળ નાર સુજાણ;

મીત્ર એકછે માહરો, પરૂણો પ્રીત પ્રમાણ. ૧૨૪
સોદાગરછે શાપતિ, શીવંનમાં શિરધાર;
લક્ષપતી છે લક્ષ વસા, ભુપ સમોવડ ભાર. ૧૨૫
કરો ચતુરા ચાકરી, પ્રિતીનો પરવેશ;
આજ કાલ્ય તો અહીં રહે, પ્રભાતે જાય પ્રદેશ. ૧૨૬
પાક કરો શુભ પેરથી, પેર પેર પકવાન;
સુંદિર શાક શિરોમણી, તરતીબ ઘણેરા તાન. ૧૨૭
જમવા તેડ્યો જોખમા, આવ્યો ગુણવંતો ઘેર;
• એક એકને ઓળખ્યા, પછે શી પરઠી પેર. ૧૨૮
શરમાયો સોદાગર, એતો માહારો મીત્ર;
રંભે હોય એ જાણતો, નૈ મોહે કરત ચરીત્ર. ૧૨૯
ચીતમાં ચેતી ચાંનની, એતો માંટીનો ગીત્ર;
રૂપે કળ્યો હોય કંપટો, ચોર વિદ્યા ચરીત્ર. ૧ ૦
જમાડ્યો જુગતે કરી, પ્રીતે આપ્યાં પાન;
આપ આપણે મન સમજ્યાં, કો કોને ન કહે કાન. ૧૩૧
આજ્ઞા માગી સંચર્યો, સોદાગર નીજ ઘેર;
પછી પેલી પ્રેમદા તણી, પરઠાણી શી પેર. ૧૩૨
અરૈ દેવ એ શું થયું, અતી હુવો ઉતપાત;
દલાલ શરવે સમજ્યો, વિનતા કહે વેઠી વાત. ૧૩૩

છપા.

આઠ દીવશ ઉતપાત, દલાલ ડાહ્યો દીઠો;
દિઠયો ઝેર વરસાદ, વિષય વિષ લાગ્યો મીઠો;
નજાય દેવાની જાગ, સ્વપ્નામાં નવ સુજે;
દશે દિશાની આગ, વિના બુધિ કયમ બુજે;
ઘીકું આણીકું કયમ થશે, લાખક્રોડ વિસે વસા

પોપટ કહે પરભાવતી, એ દૈતાની થી દશા. ૧૩૪

દોહરા.

શુક કહે સુણ સુંદરી, સાંભળ ચતુરસુજાણ;
કપટ વિજાઈ નીપજે, પંચ કરે પરમાણ. ૧૩૫
સ્ત્રિ કપટ થાપે સાપની, પતિ કપટ પ્રણમે પાય;
જાણીતો મુજને કહો, જડે તમને જો જાગ. ૧૩૬
માનુનિ કહે સુણ મુરખા, પંખી જાત પવીત્ર;
એ શિખર આપે નહી, ચતુરા તણાં ચરીત્ર. ૧૩૭
આઠે દિવશે અવનવો, રાખ્યો ઠામે ઠામ;
જુગતે જોવાને ગયો, તે સ્ત્રિ કેરા ગામ. ૧૩૮
મોટે માન્યું મૂરખે, કર્યો સર્વ વિવેક;
તે આગળ કપટ ચાલશે, નારી કેરા નેક. ૧૩૯
એક દાવડ એક વાકનો, કરાવી ન સકે કાઠ;
એણુતો વાળ્યો ઓટયો, અંજપા કર્યો દિન આઠ. ૧૪૦
પોપટ કહે સુણ પ્રેમદા, કહું વિજાઈ વાત;
સારી પેરે શિખવું, વાહો આજુની રાત. ૧૪૧
શિખ૦ઇ પોપટ પ્રીતથી, સતી થવાને સાજ;
પાડ્ય પડાવ્યો પેઉને, નાવી હુંની આંચ. ૧૪૨

ચોપાઈ.

સોદાગર તે જાજાન કરી, લવીંગ સોપારી મુખમાં ધરી;
આજ્ઞા માગી તે સંચર્યો, પતિ વોળવાને પરવર્યો. ૧૪૩
તે તો નારી સમજી સર્વ, ધુણીક મુકયો મનથી ગર્વ;
હીંમત મુંકી ખજોરયા હાથ, ચતુરાઈ નહીં ચાલે તે સાથ. ૧૪૪
ખરો દેખાડું એને ખ્યાલ, નહી માને ડાહ્યો દલાલ;
મુને કૈપટ કરવું માંડ્યે, અતિશે લીધોછે આડીએ. ૧૪૫

હવડાં આવે વેણાવી ધણી, શીશ મુગટ ઉપર કરડી ફણી;
એણે સર્વે દીઠું સાચ, નાક કાપશે આગુળ પાંચ. ૧૪૬
તેહ પેહેલી બિજાથી કહું, હેની હીમત હૈડે ધરૂં;
પાણી પેહેવી ખડુ પાગવ, ઓસવું હાવાનજાની આવજ. ૧૪૭
અધર્મ માહારામાં બાકી નથી, કરોડ અવગુણ માહારાછે કથી;
ઘડી રાત ગઈ ત્યાં જાહરે, તરૂણી વેશ ધર્યો તાહરે. ૧૪૮

## છપા.

મોર પીંછ મુગટ, વાળ્યો વજ્ર કછોટો;
મદીરા પાનનો કળશ, ભાર્યો કર મધ્યે મોટો;
શકની શામ શરીર, ભૂત ભયાનક ભારી;
કૃત્રિમ કાર્મો કોપ, વિચીત્ર વિશાળ તે નારી;
કાળની કાળ જમ જાળ એ, પ્રળય સરીખી પારખી;
ઉઘાડું ખડગ કરમાં ધર્યું, શામા શત્રુ સારખી. ૧૪૯
વિપરીત કીધો વેશ, કેશ નિગળતા મેહેલ્યા;
વ્યાધર ચર્મ પ્રવેશ, રૂધીરના કીધા રેલા;
વદન કીધું વીકરાળ, ભયાનક કેટે બાંધ્યું;
કરમાં ધાર્યું કપાળ, એધાણ શકિતનું સાધ્યું;
દેખતાં દુખ પામીએ, ઘોર ભયાનક બાળિકા;
ખાઉં ખાઉં હું ભેચરી, કાળરૂપી થઈ કાળિકા. ૧૫૦

## ચોપાઈ.

વજ્ર કછોટો વાળી લીધ, શકતીરૂપ કોશ સાચો સીધ;
બહુ બીહામણા કરડે દંત, કે દ્રષ્ટીથી આણે અંત; ૧૫૧
સીંદુર વીભુતીને રૂદ્રાક્ષ, મોર પીંછ મુગટની સાખ;
મસ્તક શચડી બહુ વીશ ખળે, ક્રાંત રૂપ તે કોણજ કળે. ૧૫૨
બીજા હાથમાં ધર્યું ત્રીશુળ, દુશમનનાં જે કાઢે મુળ;

ખાઉં ખાઉં કરતી એમશી, પની સામી પોતે પરવરી. ૧૫૩
અમર આપ મસાણમાં શીશ, રૂંઢ માંહ રાખી બહુ રીસ;
નગર બાધું તો જુગતે જોય, કરત્રીમ રૂપ કળે નહી કોય. ૧૫૪
મહા સુરા દેખંતાં બીહે, રૂધીર પાનને મદીરા પીપે;
પ્રસપ કાળ અગની પોશરો, ગરીબ વણીકનો શો આશરો. ૧૫૫
એક કુંડમાં કુદી જાય, આંખો ગળે કે આમીશ ખાય;
અગ્નિ ભડકા કાઢે ઘણા, તોલ ન જાય નહીં તરૂણી તણા. ૧૫૬
મારગ સાંકડે મળીયો ધણી, જ્વાળા રૂપ મળી જોગણી;
કાઢી ખાડું ધાઈ ધસમસી, નાંખી ચીમ ધણીપર ધસી. ૧૫૭
નડી નહી તે નરને જાગ, પ્રદક્ષણા દેઈ પ્રણમ્યો પાગ;
અરે માત હું તારો રાંક, ક્ષમા કરોજી મારો વાંક. . ૧૫૮
પર હર પૂજ્યો તેહ દયાલ, અલ્પાયુ તે ખુટ્યો કાળ;
રાખ્ય રાખ્ય શક્તિ તું શર્ણ, એમ કહીને વળગ્યો ચર્ણ. ૫૯
જે તું માના કેહે તે કરૂં, તન મન ધન તુજ આગળ ધરૂં;
રહું ગરીબ તારો વાણીઓ, ઊગાર માત મારો પ્રાણીઓ ૧૬૦
કહોતો ઘર હું મ્હારૂં તજુ, ભાવે નીત ભવાની ભજુ;
કહોતો મુંકુ ઘરને બાર, કહોતો મુકુ પરણી નાર. ૧૬૧
કહોતો મુંકુ સરવે ધંન, મનાવું માના તારૂં મંન;
ત્યારે કાળી પરસનન થઇ, બોલ્યા વચન ક્ષણું એક રહી. ૧૬૨
જાજ જીવતો મુકુ તુને, તેં વચને સંતોખી મુને;
અમૃત વચન કહ્યું મુજ સાથ, હેત ધરી શિર મુક્યો હાથ. ૧૬૩

સોરઠો.

જ્વાળા મુખી જિન નામ, રીઝતો રાજી કરૂ;
કરૂ મન ચીંતવ્યાં કામ ખડગ તણે કાઢૂં ખીજતાં. ૧૬૪
પ્રેમદા તારીનું પુન્ય, જા મુકદ્યું જીવતો;

નિમેશ માત્ર નહી નુન્ય, પ્રાણ લેત એક પલકમાં. ૧૬૫
ધરણી સતવાદી ધેર, ત્રેપસે તાજી તાહરી;
પ્રાણ ઊગાર્યો પેર, કામ્યનિના પુન્યે કરી. ૧૬૬
પ્રેમદાનો પરતાપ, આજ આ ઘડીએ ઊગર્યો;
પુર્ણ મળ્યાંતા પાપ, ભક્ષ કરત તુને ભાવથી. ૧૬૭

ચોપઈ.

હું કહું તેમ કરજો એક કામ, જા હવડાં તું તહારે ઠામ;
તહારી નારે કીધું પુન્ય, નીમેશ માત્ર ન રાખી નુન્ય. ૧૬૮
એક દિવસ સોદાગર જેહ, તું વેળાની આવ્યો તેહ;
તે ઉભાતો સરોવર તીર, તહારી નાર ભરતીતી નીર. ૧૬૯
તે સોદાગરે દીઠી દ્રષ્ટ, કામ્યની દેખી પામ્યો કષ્ટ;
તેને વાગ્યું મોહનું બાણ, પરવશ પડીયા તેના પ્રાણ. ૧૭૦
તેણે મન પ્રતીક્ષા કરી, હીમત એવી મનમાં ધરી;
પરનારી શું કપટ આલાપ, મનનો પડદો કપટ આલાપ. ૧૭૧
તે મંદિર મારે આવીયો, કરમાં ખડગ પોતે લાવીયો;
તજવા માંડ્યા તેણે પ્રાણ, તે મુજને પડ્યું ત્યાં જાણ. ૧૭૨
હાં હાં કહીને ઝાલ્યો હાથ, હું બોલી સોદાગર સાથ;
પ્રીત ધરી તે પ્રણમ્યો પાય, ત્યારે મેં કહ્યું જે માગ્ય. ૧૭૩
ત્યારે એણે માગ્યું એમ, તાહારી પ્રેમદા ઉપર પ્રેમ;
એ નારીનો સંગમ થાય, તો તો જીવ ધરૂં આ કાંય. ૧૭૪
દેવી કહે તેં દીધું દાન, કામ્યનિ તુંજને દેશે માન;
જુવતી વાહાલીછે જેહને, સંતોખીશ હું તો તેહને, ૧૭૫
વચન મારૂં મીથ્યા જાય, ત્રણ લોકતો ધરણી થાય;
તાહારી નારી સુનીતી જ્યાંહ, કહ્યું સ્વપ્નામાં પ્રગટી ત્યાંહ. ૧૭૬
સોદાગર સાથે એક વાર, જુવતિ જઈને કર તું પ્યાર;

નકાર નારીએ કીધો સર્વ, ઘણાક મનમાં આણ્યો ગર્વ. ૧૭૭
માતા દુઃખ લાગો કે સુખ, પર પુરૂષ નહી નરખુ મુખ;
અફળ બોલ નથી આપના, બોળીશ નહી પરીયા બાપના. ૧૭૮
ના કહી વાર એણે દસ વીસ, ત્યારે મુને ચઢી બહુ રીસ;
મેં કહ્યું હું તુજને ખાઊં, આવિ તે નિરમુખ નહી જાઊં. ૧૭૯
મારૂં તુજ પીતાને માન, મારૂં તારા સાતે ભ્રાત;
તોએ નકાર કરી એ ગઇ, ત્યારે મુજને રોસજ થઇ. ૧૮૦
પર પુરૂષ મારું નહી જોઊ, પતિવ્રતા બિઃ મારૂં ખોઊં;
તો એણીએ હા નવ કહી, સતિ શિરોમણ એતો સહી. ૧૮૧
ત્યારે મેં કીધો ઊચ્ચાર, ભક્ષ કરૂં તારો ભરતાર;
અંત્રીક્ષ હું એન લેઇ જાઊં, શોધી માંસ પ્યારાનો ખાઊં. ૧૮૨
મીઠ્યા બોલ જાએ માહરો, સ્વામી કયમ જીવે તાહરો;
એહ વાત એને નવ ગમી, બળતી તેતો નારી નમી. ૧૮૩
ભરતાર મારો જીવે જેમ, કૃપા કરીને કહોને તેમ;
સોદાગરને તેડી ઘેર, પુરણ પ્રીત રમાડો પેર. ૧૮૪
તો જીવે તારો ભરતાર, જાણું હું હૈડાનો હાર;
બીજે દિન સોદાગર જાંહ, તરૂણી તારી આવી તાંહ. ૧૮૫
એ સંઘાથે કીધી પ્રીત, જેવી રાજનીપાની રીત;
તે સંઘાથે ભોગ્યો ઠાઠ, સોદાગર તેડ્યો દિન આઠ. ૧૮૫
તેતો તારો પૂરણ મીત્ર, ચતુરા તાહારા કહ્યાં ચરીત્ર;
તેણે વાત માંડી કહી તુને, તે સરવે સમજાણુંછે મુને. ૧૮૬
આજ તે પરદેશી ગયો, તેનો મનોરથ પુરણ થયો;
તહારી સ્ત્રિનું રહ્યુંછે સત, પૂરણ તહારી રાખી પત. ૧૮૮
ધર્મન પાળ્યને રહીછે શર્મ, રાખ્યો ઇશ્વરે સહુનો ધર્મ;
ધન લક્ષ્મી આપુ ભરપુર, આપુ તુને પ્રતાપીક પૂત્ર. ૧૮૯

આપુ તુને આવરદા ઘણો, તોસ તરતીજ ને મહીમા તણો;
કાળીકાએ તજ્યો કોપ, આશુ શકત થયાં તે લોપ. ૧૯૦
નખરૂં કીધું તે નારીએ, શીઘ્ર ઘેર ગઈ થઈ ખારીએ;

દોહરા.

નાહી ધોઈ કાયા શુદ્ધ કરી, પેઠી રસોઇમાં સુંદરી. ૧૯૧
પાછળથી આવ્યો ભરતાર, મર્યા એકઠા નારને નાર,
એ સોદાગર મારો મીત્ર, પુન્યવંતને પરમ પવીત્ર. ૧૯૨
નારી કહેરે નાહોલા, તું હૈડાનો હાર;
આયુશ મુજ આવી રહ્યું, છેલો કરૂં જુહાર. ૧૯૩
વીસ હજાર વાંક માહરા, મેં કર્યું છે કુડું કામ;
દેદાર, મારો દાઝો નહી, રામ રામ શ્રીરામ. ૧૯૪
કટાર ગ્રહી તે કામની પોખવા માંડ્યો પેટ;
કર ઝાલ્યો તે કંથડે, હાહા કહી રણધીર ઠેઠ. ૧૯૫
શો વાંકને શો ગુનો, એવડો શો અધર્મ;
સાચું બોલ સલક્ષણી, તજી મનમાથી શર્મ. ૧૯૬

છપા.

કહું સ્વપ્નામાં સત્ય, રમ્ય સોદાગર સાથે;
નથી કરયો અધર્મ, હેત હજારાં હાથે.
નાના કહી દસવાર, કાળિકા મુજને કોપી;
મરૂં તાહારાં માબાપ, લાજ એણિતો લોપી;
મારો તો મારો રુએ, મહારૂ મન ખાતે ખરૂં;
પૃથ્વી જો પ્રલે થશે, એ ઔષધ નહીં આમરૂ. ૧૯૭
ભક્ષ કરૂં ભરતાર, આજ તરૂણી હું તહારો;
માને નહીં મુજ વચન, ખાન જાએ જો મારો;
માસરીઆ તારાં સૈવે, જીવતાં એક ન મુકું;

પ્રતિજ્ઞા લક્ષ કરોડ, પ્રીતથી હું નહીં ચુકું;
પાગ્ય લાગી હું પ્રીતથી, ખરા હુકમ તુજ એકશું
લક્ષકરોડ વીસે વસા, તે નરને તો તેડશું, ૧૯૮

દોહરા.

કામ્પનિ કહેરે કેપડા, ક્ષમા કરો મુજ વાંક;
હું અપરાધી તાહરી, અધિકી આડે આંક. ૧૯૯
આણધટતુ મેં આચર્યું, નેક રહી નહીં નુંપ;
સત રાખ્યું શ્રી ઈશ્વરે, પીઊજી તારૂં પુન્ય. ૨૦૦
પ્રસન થયો પતિ તેહનો, કહું તુજને સાબાશ;
સત કહ્યું તેં સુંદરી, હેતે કીધું હાસ. ૨૦૧
માબાપ વહાલા નવ કર્યા, ન કર્યા વહાલા ભ્રાત;
વાહાલી કાયા નવ કરી, વીખાણ કરૂં શી વાત. ૨૦૨
કદાચ તમો તેડંત નહી, તો વીપરીત વાતો થાત;
ક્રોપત મુજને કાળીકા, ખાંત ધરીને ખાત. ૨૦૩
મુજ આમળ માનત નહી, તો જાણત તુજને લેંડ;
જારી જાણત તાહરી, દેતો તુજને દંડ. ૨૦૪
પોપટ કહે શુણ પ્રેમદા, અંતર આણી પ્રીત;
જન્મો મુજ જારી કરી, આવડે એવી રીત. ૨૦૫
દિવસ પંદર પુરણ થયા, હરખી નારી હેત;
શુકને સોંપ્યો આત્મા, તન મન ધન સમેત. ૨૦૬
શુણ રખીપલ સુત રાજવી, સિંહજપતી સીરદાર;
ઝવેર જસવંતા આગળે, શામળભટ કહે સાર. ૨૦૭
ગુજરદેશમાં ગુણ ઘણો, વેગનપુરમાં વાસ;
પિતા પુરૂષોતમ તણો, કહે કવિ શામળદાસ. ૨૦૮
શ્રોતા વકતા સમજતા કહે કવિતા કરજોડ;

## વાત ૧૬ મી.



### ચોપાઈ.

ગરૂવા ગણપતિના પૂજું પાય, સાર કરે શંભુ સુત રાય;
દુખ ભંજન દુંદાળો દેવ, સુર સેનકાદિક કેરી સેવ. ૧
સેવિત સીંદુરના શૃંગાર, ઉતમ મોદક તણા અહાર;
સુભ બુદ્ધિ દેપણ સર્વદા, નિર્મળ નામ જપુ નર્મદા. ૨
દંડ કમંડલ કર ધારણી, કોટી કલ્યાણ તણી કારણી;
ધ્યાન ધરૂં તારૂં સારદા, કષ્ટ પડે નહી મુજને કદા. ૩

### છપા.

હનુમંત મહા બળવંત, સિતાની વારે ધાયો;
અતલીબળ અનંત, રામરસ ગરૂવો ગાયો;
ઇંદ્રજીત કુંભકર્ણ, તેહ સાચસુવત ચોક્યો;
આતેર કોટી બળવંત, રાવણને સાથે રોક્યો;

કનક લંક કરી કોયલા, અશોક વાડી ખાંડી કરી;
રામ લક્ષમણ ના ઝીતીઓ, શિતા લેઈ આવ્યો ફરી. ૪.
મારકંડેશ્વર મુન્ય, ચિરંજીવી કુળ કહાવ્યો;
બ્રહ્મા ભણીયા વેદ, વાણી રસ ભવને ભાખ્યો;
વ્યાસ સરખા રિસ કોડ, પુરાણ અષ્ટાદશ કીધાં;
સુખ દેવ સરીખા સિંધ, દાન અભયપદ દીધાં;
ગણનાર ભણનાર મંત્ર જંત્ર, તંત્ર પરાક્રમ મહા મતી;
શામળ કહે એવું સાદા, સૃષ્ટી કરતા ને સરસ્વતી. ૫
રામ નામ તે તરવ, પાણ જો જળમાં તરીયા;
રામ નામ પ્રતાપ, અહલ્યા નારી તારી;
કાળતણો એ કાળ, વ્યાળને નાંખ્યો મારી;
ફરશુરામ રૂપે કરયા, નક્ષત્રી પૃથવી કરી;
એક બાણે હણી તાડકા, તત્વ થઈ તેતો તરી. ૬

ચોપાઈ.

કહુ શુક એતેરી કથા, જોગ વાત બોલાવો જથા;
કવી શામળ હું તારે શર્ણ, વાયુ વશ ને ચીતે તર્ણ. ૭
ગુભ દિવશ થયાછે સોળ, કામા ચાલી કરી કલ્લોલ;
સજ્જ સોળ શોભિત શણગાર, કંઠે મુક્તાફળના હાર. ૮
ચુવા ચંદનને બેક બરાસ, લીલા લક્ષણ લીલ વીલાસ;
નર જુવાનીનુંછે જોર, સ્ત્રિ રાજેછે અધિકો તોર. ૯
મહા મનમાં કરિણી હોય નેમ નરની તેતો ચાલે તેમ;
કામ્યનિનુ કારણ કોણ કળે, આવી પોપટ પાંજર તળે ૧૦
પોપટ બેઠો પ્રીતે પાશ, શેઠાણી તમને સાબાશ.
આરા ભણી ભજની ભાન, રામા રિદ જાણીછે રાત ૧૧
સારી વાત કહી નારીએ, જુવતિ કહે જાઇએ જારીએ;

ભારે તમે ભણાવ્યા ભેદ, વર્ણન કરિ દેખાડ્યા વેદ. ૧૨
ગુહ્ય બાધા તેના હુ ગણી, ભલી વાત માહાભારત ભણી;
ન રહિ એક વીદ્યા ન્યુન્ય, પુરણ પોપટ તારૂ પુન્ય.
ભર્યું જુવતિજી જાગ્યો નર, આવો આપ ઉગમતે સૂર;
રમો જમો ને અથો ખાત્ય, લોભ કરો નવિ ધરશો ભ્રાંત. ૧૪
કદાચ મુકટ પુરણ પડે, રખે કલંક તમ મસ્તક ચડે;
લાજેણી લાજ વધારો મેર, રખે પીવુ પડે ત્યા ઝેર ૧૫
રખે જોઈ આવો શણગાર, ન જાણે ભુપ તથા ભરતાર;
રખે ઈજ્જત નારી તુજ જાય, રખે દામ દંડે કોઈ રાય. ૧૬
રખે જાણની નિરમળ નાત, રખે વગોવો જુવતિ જાત;
બાળા બારકની નારીએ, જીત્યો જસ પોતે જારીએ; ૧૭
તેમ કરજો જેમ રહે વેહેવાર, એ વિદ્યા છે અપરમપાર;
મોટા સિધ ને જોગી જતી, વિષય સર્પ ડસે ગઈ મતી. ૧૮

છપ્પો.

પંચોપાખ્યાન આખ્યાન, તે પુરણ પારાયણ;
તરણ તારણ ત્રિલોક, શત કોટી રામાયણ;
અષ્ટાદશ પુરાણ, આખ્યાન જેણે કીધા;
કાણભાજ કૃત જે ન્યાય, પંડિત થઈ પુરણ પીધા;
વેદ ભણીને વેદિયા, હોય વાર શું કહું કથી;
સ્ત્રી ચરીતના આગળે, નિમેશ ડાપણ કોનું નથી. ૧૯

ચોપાઈ.

રાખ પગ પંખ્યાને રહી, પોપટ પ્રત્યે વાણી કહી;
કોણ બાળીને કોણજે નાર, એમ સ્ત્રિયે કીધો વેહેવાર. ૨૦
કહે કીર તજો તંબોળ, ઊતારી મુકો શોભિતા સોળ;
ભીને વસ્ત્રે બેઠિ ભામ્યનિ, કામ દહન કરવા કામ્યનિ. ૨૧

## દોહરા.

શુક કહે શુણ સુંદરી, ચતુર ચતુરસુજાણ;
વિજાદી વિદ્યા વર્ણવું, પંચ કરે પરીમાણ. ૨૨
મેવાડ દેશનો મહીપતી, ભાણી ભુપતિ નામ;
પીપળીઆનો પુરપતિ, ગુણવંતુછે ગામ. ૨૩
બારડ એક બાગો વસે, અરિહિયો અતિ ઊંચ;
સવાગજી શિર ચોટલો, મુખપર મોટી મુછ. ૨૪
તાતી તરૂવાર તજે નહિ, પાક્રો તેહ પ્રચંડ;
હઠે હરામી તે ઘણો, હઠે લાઓને લંડ. ૨૫
તાકેલો મુકે નહી, છેતરાયો નવિ જાય;
થરથર કંપે તે થકી, કયાં રંકને રાય. ૨૬
ફાંકડોને અતિ વાંકડો, રાજે આંકડો અઘ;
શત્રુંને બહુ સાંકડો, પણ સાચું તે સદ્ય. ૨૭
દાહાંનાજી તેની કામની, કંદર્પ તણો અવતાર;
ભુખ્યાનું મુખ નવ જુવે, દૈવત ગુણ દાતાર. ૨૮
માનીની માંહિ તણી, વશ વરતે સહુ લોક;
બાપ પિયે ખુશી કરે, સ્વપ્ને ન ધરે શોક. ૨૯
વિનતા વપુ વિચારતી, કરે મન સાથે વાત;
જો નિરલજતા દેખશે, ઘડીએ કરશે ઘાત. ૩૦
વિભીચાર વરતે નહીં, પણ એક નીચ સ્વભાવ;
વાત કરે વિનોદની, દાખે જો કાંઈ દાવ. ૩૧
ભરતાર નેમ બાજે નહીં, પ્રીછે નહી કોઈ પેર;
પર નરથી વાતો કરે, બેસે પાડોશી ઘેર. ૩૨
માંટીછે રીસાળુવો, તે રીતા હિલ થાય;
મારે માથે પાથરી, ગુણ સ્વામીના ગાય. ૩૩

ઓસડછે સહુ રોગનું, ઉપાય સર્વના હોય
સ્વભાવ તણું ઓસડ કરે, તે જન્મ્યો નહીં કોય. ૩૪
અત્યંત અનગળ અતિઘણી, પેઊ સંગાથે પ્રીત;
એક એકને દેખી કરે, રાજવીઆની રીત. ૩૫
કોઈક દીવસ તે કુંવરે, ચતુરાના જોયાં ચેન;
લક્ષણવંતી એ લક્ષણા, નિચા ઢાળે નેન. ૩૬
પરનરને પ્રેમે નહીં, મુજપર આજુ હેત;
માટે એને સોંપવું, તન મન ધન સમેત, ૩૭
જરવતી જોબનવતી, કામવતી જે કામ્ય;
ઈશકવંતી અભંકવતી, તે પર નરને નામ. ૩૮
કર્મવંતીને ધર્મ મતી, શર્મવંતી મુજનાર;
વશ વર્ત્તછે આપણે, જુઠ ન જાણે જાર. ૩૯
એક દીવસ એક મીત્રજન, સમજયો સામાનાં સાન;
મીત્ર આગળ માંડી કહ્યું, જુવતિ કરશે જાન; ૪૦
તોપણ તે માન્યું નહીં, દીધી ગાળ દશ વીશ;
ફરી વાત એવી કહો, તોનો છેદું શીશ. ૪૧
એમ દીવસ બહુ વહી ગયા, કહ્યું પોતાની માત;
શિક્ષા દેઈ રાખો સુંદરી, નિકર થાય ઊતપાત. ૪૨
તોએ પણ માન્યું નહીં, સાસુ વહુને વેર;
સુખ દેખી કોઈ નવ સકે, જુવતિ જાતમાં ઝેર. ૪૩
એક દિન તાત પોતા તણે, તેડયો સુત એકાંત;
વાત વિસ્તારીને કહી, ભાગી તેની ભ્રાંત. ૪૪
કરચા ટુકરા તાતને, માહું ખાયોહો મોડ;
અંબોરયા કોઈ ભામ્યનિ, ઘરની કે પરની રાંડ. ૪૫
તાતોને તરૂવારીઓ, સામદ ને વળી ચર;

રજપુત વળી રીસાળુવો, પ્રતાપવંત તે પુર. ૪૬
કોણ તેહને કહી શકે, એક ચીત નરને નાર;
એક દીવસ શું નીપનું, કહુ તેનો વિસ્તાર. ૪૭
ભાખી ગામનો ભુપતિ, જાતોતો કટકાઈ કામ;
પરવરવું કોશ પંચાસપર, ઘેલા ગોહલને ગામ. ૪૮
સઘળા સામંદ સુદીઆ, રાવત મોટા રાજ;
જાજો બેશી કયમ રહે, લક્ષકોટીધા લાજ. ૪૯
ઘેર આવ્યો તે ગુંણનીધી, કહ્યાં દાંપતિને કેણ;
વાહાણામાં અમો ચાલશું, વનીતા સાંભળ વેણ. ૫૦
જ્યારે ઈશ્વર લાવશે, ત્યારે આવશું વાસ;
મંદીરરેહેજો દંપતિ, પ્રીયજન કેરી પાસ. ૫૧
ખાઓ પીઓ ખુશી કરો, પોઢો સુખે પાટ;
પાન ફૂલ પ્રેમળ ઘણાં, હીંચો હીંચોળા ખાટ. ૫૨
મુરછા આવી માનની, એ સુખ સરવે જાય;
ચતુર સુરૂપ તું ચાકરી, ઘેર શીખામણ ગાય ૫૩
નર વિણ નારી એકલી, ધિક તેનો અવતાર;
સાચે સુનો જાણીએ, સ્વામી વિણ સંસાર. ૫૪
ખાખ ખાવુંને ઓઢવુ, ખાખ શોભિત શણગાર;
ખાખ પુષ્પ પલંગને, ભુવન વિના ભરતાર. ૫૫
ખાખ સજ્યા સુખ સર્વથા, ખાખ પુષ્પના હાર;
ખાખ ગીતને નૃત્યને, ભુવન નહીં ભરતાર. ૫૬
ખાખ તારી ચાકરી, ખાખ કમાઈનાં કૃત્ય;
નરવિણ નારી એકલી, માટી વીણ પામુ મૃત્ય. ૫૭
નથી નર મારે જોઈતો, નથી જોઈતા જોખ;
મહારે જોઈએ એટલું, સ્વામી રહેતો શોખ. ૫૮

હુંતો પ્રાણ મારા તજું, જો પતિ જાએ પ્રદેશ;
મોહણા દેશે લોકડા, કહો શી રિત ખમેય. ૫૯
જળ પાખી જેમ માંછલી, ચંદ્ર વીણ જેમ ચકોર;
કંથ વિના તેમ કામ્યની, મેહ વિના જેમ મોર. ૬૦
જેમ શરોવર નીર વીણ, જેમ ફળ વિનાનું વ્રક્ષ;
સાર તે સોભે નહીં, દિલ વિચારો દક્ષ. ૬૧
વિદ્યા પાખી વિપ્ર જેમ, ગંધ વિના જેમ રૂપ;
પુરૂષ વિનાની નાર તેમ, જો હોએ સઘળી વસ્ત. ૬૨
બાને બેઊ કર જોડીયા, આસુ લોવાં આપ;
જઈએ નહીતો જાનજો, પુરણ પ્રગટે પાપ. ૬૩
જેમ તેમ કરી દિન નિર્ગમો, અમો જાવા મન કીધ;
રાજી થઈ રામા રહો, કારજ કરીએ સીધ. ૬૪
સોપારી આપી સુંદરી, તિલક કરયાંછે તર્ત;
પ્રતિજ્ઞા પોતે કરી, વિવીધ પ્રકારે વર્ત. ૬૫
ચાલ્યો તેતો ચતુરનર, સ્વામી પોતાના સાથ;
મંદીર રહી તે માન્યનિ, હૈડું નહી જેનું હાથ. ૬૬
બીજે દિવશે એક બાળિકા, માન્યનિ માળણ મૂલ;
લેઇ લાવી તે ભામ્યનિ, ફળ પ્રેમળને ફૂલ. ૬૭
અતીશે રૂડી ઓઢણી, ચોળી ચીરને હાર;
છાબ ભરી લાવી ત્યાંહાં, જ્યાંહા બાળાની નાર. ૬૮
માન્યનિ કહે શુણ માલણી, પાછી છાબ લઈ જાઓ;
બારવટે સ્વામી ગયા, નારી કહે સુન નાહો. ૬૯
આજ સુવુંછે સાથરે, ઘસી પાખી સહુ ધુળ;
શોળ તજવાછે સામટા, કરૂં શું ફળ ને ફૂલ. ૭૦
હરામજાદી એ માલણી, ધુર્ત જુવતિની જાત;

આશિપાળી કરવા તેહને, વિપરીત કહી એક વાત. ૭૧

ચોપાઈ.

માલણ કહેરે શુણ માનની, ભોળી કયમ થઈ તું ભામની;
પતી પરણવાને મેવા પરો, કહ્યું કબુલ અમારૂં કરો ૭૨
ભોળવ એક બીજો ભરતાર, મનુષા દેહ નહી વારંવાર;
સ્થિર થાવર જોબન નહિ રહે, કોડ કવિ એ રીતે કહે. ૭૩
વપુ પલટાશે તારો વેશ, ધોળા થાશે શિરના કેશ;
કાયા છેક થાશે કાયળી, ડાહ્યા જન કહેશે ડોસલી. ૭૪
નમશે સ્તનવટ નમશે નેન, વદન બોલાશે વિપરીત વેણ;
કથન સેભળાશે નહી કર્ણ, ચંચળ તુજ ચાલે નહી ચર્ણ. ૭૫
નવે નાડીઓ થાશે નર્મ, નહીં માને ત્યારે કોઈ ચર્મ;
એરીછે કાયાની રીત, પર પુરૂષ શું માંડો પ્રીત. ૭૬
એમ કહીને માલણ હશી, વાત વિનતાના દલમાં વશી;
છેક વાત છોછી છાનીએ, પ્રેમદાની બુધ્ધિ પાનીએ. ૭૭
તર્ત તેહનું ઢળક્યું મન, ફરી નહિ આવે આવો દન;
કંથ આવ્યે જનરી નવ થાય, જીવ જરૂરી મારો જાય. ૭૮
તુને ગમેછે તો કીજીએ, લાગણી લાવો લીજીએ;
કહે નારી કહું તે કર વાત, માલણ તુ છે મારી માત. ૭૯
ગોવિંદ ગાંધર્વ રૂડું થાયછે, મન મારૂં મળવા ચાય છે;
સુંદિર રૂપ ને સુંદિર રાગ, લાભ તેને બને જો લાગ. ૮૦
આજ જરૂર તેને લાવજો, ઊતાવળી વેગે આવજો;
માલણ મન મનાવિ વળી, એકાંત ગોવિંદાને મળી. ૮૧
ગોધર્વને તેડ્યો એકાંત ભાગી તેના મનની ભ્રાંત;
આહો ગુણવંતી બાળાતણી, ભાસ ભેદ ભાવારથ ભણી. ૮૨
કાઈક તુજ સારખું છે કામ, જરૂર આવો તેડે એ ઠામ;

મનગમતી માન્યનિને માણ્ય, લાગણ અમૃતરસ ખાણ્ય. ૮૩
દુઃખ સઘળાં દેવટ વામશો, એવો અવસર કયાં પામશો;
ગોવિંદો કહે ગાવું ગીત, મારે એને શાની પ્રીત. ૮૪
એને ઘેર નથી કુળ કંથ, મુકી પ્રેમદા પરવરયો પંથ;
સાસૂ સસરા માત કે તાત, પાડા પડોશી કરશે વાત. ૮૫
જોરાળાને પામે જાણ, પલક એકમાં કાઢે પ્રાણ
એ જુવતિ સામું નહીં જોઊ, રાને જીવ વણખુટે ખોઊ. ૮૬
કુડું કામ તો નવ કિજીએ, લાભ એ વાતે શો લિજીએ;
એવી કહી ગોવિંદે વાત, વળતી બોલી માલણ જાત, ૮૭

દોહરા.

માલણ કહેછે માલહીણ, મુરખ તારૂ તોલ;
આપ ને ત્યાં ઊતાવળો, બોલને રૂડા બોલ. ૮૮
પ્રેમદ આપશે પામરી, કે બંધાવસે પાંથ;
વાત કોઈ જાણે નહીં, નહીં પેસે તુજને દાથ. ૮૯
ઘેર ઘેર ગીત ગાતો ફરે, ભવન ભવન લે ભીખ;
આવો લાવ મળશે નહીં, સારી દેઊછું શીખ. ૯૦
અંબેરપાં ભમે લાકડાં ગોવીંદ ગયો તે ઘાટ;
બાગો રાજદ્વારમાં; મુસાફરી જાવા માટ. ૯૧
પાડોને વરણાંવિયો, શુરા કેરો શુર;
અધિપતિ કહે અહીં રાખવો, સામવશે એ પુર. ૯૨
શોભિતને સતવાદિયો, રીઝાળવો તે રાન;
એકલો એ ચોકી કરે, બીજાનું નહીં કાજ. ૯૩
ભાવતું ને વૈદે કહ્યું, સહુંકોને દીધી શિખ;
મંદીર આવ્યો મલપતો, મનમાં નાઠી બીક. ૯૪
બોધિસેને ઓરડી, ભુમિ ઊપરે ભાંત;

માથે માલણ માન્યનિ, ઊભીછે એકાંત. ૯૫
ગુંથ્યા ફુલ તેઃ મઘમઘે, પાસે પાકુ તેલ;
માટલી શુખડિયે ભરી, શોભે રંગની રેલ. ૯૬
બીક તેને કોની નથી, જાણે પતી પ્રદેશ;
અન્ય કો આવિ નવ સકે, લાજ ન લોપે લેશ. ૯૭
ઊઘાડાછે બારણાં, ઊઘાડા ગુણ ગોખ;
પરસાળે પાથરણું કર્યું, ચતુર ચોઢીછે ચોક. ૯૮
ચતુરા આપ ચતી પડી, ગોવિંદ બેઠોછે ગુજ;
માલણ ત્યાં ઊભી કહી, જોજો માગાની સુજ. ૯૯
ગોવિંદે પેહેર્યું પોતીયું, છુટા શીરના કેશ;
ભીંજેછે તેલને ફુલથી, વપુએ જોબન વેશ. ૧૦૦
બાણો આવ્યો બારણે, ઊપાન દીઠાં તે ઠાર;
પીંજરમાં તેં પરજાળ્યો, અપરમપાર અપાર. ૧૦૧
રાડે કોઈને રાખિયો, ઘાલ્યો દીસે ઘરમાંય;
તેને નહી મુકુ જીવતો, તોલ કર્યું તે ત્યાંહ. ૧૦૨
બાબાપે મુજને કહ્યું, મેં નવ માન્યું સાચ;
હું સિરદાર મુરખ તણો, દીધી તેને આંચ. ૧૦૩
મીત્ર જુઠું બોલે નહી, હશે દીઠું નિરધાર;
તેણે તો સાચુ કહ્યું, આણ્યો તે શું બાર. ૧૦૪
થયો કાપરને કળકળ્યો, રૂદે ધરી બહુ રીસ;
ખડગ ઊઘાડું કર ધર્યું, હણવા નૃપયેના શીશ. ૧૦૫

સોરઠો.

અધિક પ્રકારે આપ, કરી પ્રતિગ્ના કોપથી;
પ્રથમ કાળનું પાપ, જુવતીને મુંકુ જીવતી. ૧૦૬



## દોહરા.

માબાપે મુતને કહ્યુ, મેં નવિ માન્યું નેટ;
મારૂ ડાહાપણ શાણપણ, તેમાં ઊંડી વેડ. ૧૦૭
મારૂ નીચે માનપનિ, લાવી હોય જો લેડ;
દૈવ થકી દમું ઘણું, દશધા દેવો દંડ. ૧૦૮
ઘરમાં આવ્યો ઘરધણી, દીઠાં નરને નાર;
દીઠી માલણ માનપનિ, દીઠા પુષ્પના હાર. ૧૦૯
વળિ મુકેલી માટલી, સુખડી તેમાં સાર;
સુતી દીઠી સુંદરી, બેઠો દીઠો જાર. ૧૧૦
જુગતી બાધી જારની, નીમેશ માત્ર નહીં નુન્ય;
વિવેક મળે નહીં વસ્ત્રનો, થયો સ્વામી તે શુન્ય. ૧૧૧
પોપટ કહે પ્રભાવતી, કહો વિસ્તારી વાત;
કુંપે દીઠી કામનિ, અધિક હવો ઉતપાત. ૧૧૨
નજરે દીઠું નાહોલે, અનદીઠું કયમ થાય;
પતી કયમ જાણે પતિવ્રતા, પ્રતે કયમ લાગે પાપ. ૧૧૩
કયમ જાય ગોવિંદો જીવતો, કયમ મળે માલણનો મેલ;
વિદ્યા હોય વિસ્તારની, તો ખરો બતાવો ખેલ. ૧૧૪
કરી પ્રતિજ્ઞા પાંચસેં, વચમાં આણ્યા ઈશ;
એ કયમ રહે જીવતાં, નીચે છેદે શીશ. ૧૧૫
આવ્યાછે સહુ આંચમાં, પ્રગટ્યાં પાંચે પાપ;
પતી એહનો પુછશે, દેશે કોણ જવાપ. ૧૧૬
પ્રભાવતી કહે પોપટા, જઉં નહીં એકે જાગ્ય;
એ વિદ્યા જો શીખવે, લાગુ તાંહારે પાગ્ય. ૧૧૭
એવ વિદ્યાની ચાતુરી, સાચી સરવે સદ્ય;
એમાં કાંઇ ન ઊકલે, આતો શુણિયું એદ્ય

એતો અચરજ અતીઘણું, ઘણિએ દીઠું દ્રષ્ટ;
મુકે નહીં કોઇને જીવતાં, કંપતો દેશે કષ્ટ. ૧૧૯
પની પુછવા નહીં રહે, વાત શુણે નહીં કહ્યું;
તે વેળાં તેની ઘડી, મુવાં જાણજો તણું. ૧૨૦
એતો હત્યા નહીં ગણે, ન ગણે પુરણ પ્રીત;
તર્ત હણે એ મણને, રાત્વીઆંની રીત. ૧૨૧
પોપટ કહે પરભાવતી, કહું વિજારી વાત;
કહ્યું કરો એક માહરૂ, રહો આજુની રાત. ૧૨૨
નહીં તોએ કુહેતો નવ દીવસ, પછી પતાવો ખપાસ;
એ વીજ્જડી કદમ પશે, માન્યનિમાં શો માસ. ૧૨૩
પરછાંયો દીઠો પતિતણો, નર પેર આવ્યો નેટ;
અરે દૈવ આ શું થશે, પડ્યો દ્રાશકો પેટ. ૧૨૪
ચેતાવ્યો તે ચતુર નર, ચેતાવી માનણ નાર;
હું કહું તેહ તમે કરો, ભુવન આવ્યો ભરતાર. ૧૨૫
ગોવિંદ થા તુ ગારડી, ચુશ અંગુઠો આપ;
આણો નાખ્ય ચોપાસથી, શામાને કરડ્યો સાપ. ૧૨૬
કરવું તો ડરવું નહીં, ડરવે જાશે દેહ;
પાછે લાગશે મરેષણી, તજ્ય મારેછે એહ. ૧૨૭
પાડી બુમ તે પ્રેમદા, હું અચેત પાણિયું આપ;
મુકો વખડે માટલી, તેમાં મણીધર સાપ. ૧૨૮
કહે માનણ જયે આવિયો, શણી જામા શેખ;
તહાર મંદીર તુજ માન્યની, જીવેનો કરજ્યો લેખ. ૧૨૯
પ્રભાતે પાતરી મેલવા, હું આવીતી આજ;
તે વેળાં તુજ નારને, ડશ્યો શત્રુ સાપ. ૧૩૦
વીરજ ટેઈ હું ઘણમરો, જાશ્યું પામશે મર્ત;

વેક પલકમાં તેડાવ્યો, ગારડી ગોવિંદ તને. ૧૩૧
પાન લેઈને ફુલના, ઘેર મલાવ્યાં વહાણ;
મણી મુગટી ગારડી, આવ્યો પોષ સુજાણ. ૧૩૨
પાડોશીને પ્રિયતમ, લક્ષ મળ્યા ત્યાં લોક;
સરપ એ થાંભા કહી, સજ્જન શકુને શોક. ૧૩૩
થયો મોટો એહ ખાડો, કોપ સમાવ્યો તતં;
ગરજ વાય તું ગારડી, માનપનિ પામશે મર્ણ. ૧૩૪
પુછે શું પરજ કહ્યું, શો કારે ત્યાં વાક;
મૃત્યુંવત થઈ માનપનિ, એતો આડે આંક. ૧૩૫
માર એના બાપને, કે ઉર એનું શીશ;
તરત તરવાર નાખી તહાં, તજી રૂપાં ગ્રીસ. ૧૩૬
ગોવિંદ પંડ્યા કાલો હતો, મંત્ર ભણ્યો ત્યાં મેગ;
સાત પોહોરે સાજી કરી, ખરો બતાવ્યો ખેલ. ૧૩૭
મરતીથી એ માનપનિ, અધિક પાલીતી હાણ;
જીવતાતા નગરીપ એ, ગરૂવો પોષ સુજાણ. ૧૩૮
પ્રાણદાતા પતી કહે, વદે વેદ પુરાણ;
ગોવિંદ એ ગારડી, ગરૂવો પોષ સુજાણ. ૧૩૯
મરી જાત એ માનપનિ, ન હોત વિનતા શું વાત;
વિજોગ હોત વધુ તણો, થાતે મહા ઉતપાત. ૧૪૦
ભાગી ભ્રાંત ભરતારની, ન જાણ્યો એક મર્મ;
જુઠું તે સાચું કર્યું, જુવો કામ્પનિના કર્મ. ૧૪૧
આઠ ગાઉ લોકે કહ્યું, નટ મૃત એ નાર;
ગોવિંદ ઉગારી ગારડી, રહો ભામ્પનિના ભાર. ૧૪૨
કહે નર નાગપાંચમ કરૂં, કરૂં વળી નવરાત્ર;
શિવપુજા શ્રાવણ કરૂં, કરૂં અંબાની જાત્ર. ૧૪૩

કરાર થયો તે કામ્યનિ, ગઈ જ્યાં આગી રાત;
ગામ લોક સહુકો ગયાં, પુછી વનીતાને વાત. ૧૪૪
અહી તમને કયાંથી કરંગો, કયમ ચારદી આવ્યો ઘેર;
કયમ માલણ તમને મળી, પ્રકાશ કરો એ પેર. ૧૪૫
માટલીમાં શું મુકીયું, કયાંથી લેલને ફુલ;
માડો વાત મુજને કહો, મન વિચારી મુગ. ૧૪૬

ચોપાઈ.

ત્યારે તે બોલી કામ્યનિ, ભોળી થઈ તે તો ભામ્યનિ;
તમો નિસરી ચાલ્યા ગામ, હું જીવ્યા જપતી શ્રીરામ. ૧૪૭
ત્પડીએ વર્ષ મુજને સો થસે, માસ છ માસ કયમ મારા જશે;
ઘરમા દેવને દીવો કરૂં, પછે ધ્યાન ઈશ્વરનુ ધરૂં. ૧૪૮
પરંવરીઆછે પ્રૌઢ પંથ, કયારે તે દેખીશું કંથ;
લીધું કોડીયુ પુર્યું ઘ્રત, ડરી ડાભે અંગુઠે તતં. ૧૪૯
વાઢ્યો ઝાટકો મારે શીશ, મેં મુખે ભાખ્યા જગદીશ;
એટલે આવી માલણ ઘેર, પરઠી તે આગળ કહી પેર; ૧૫૦
પકડયો ભાવ ધરી ભુજંગ, ત્યાં સુધી પીડા નહીં અંગ;
કોરી માટલીમા ઘાલીયો, ઝોકે બળ ઝેરી ઝાલીઓ. ૧૫૧
માટલીએ ધાહ્યો મણીધર સાપ, નિરાસ થઈ બેઠી હું આપ;
કહે માલણ સસરાને કહુ, ત્યારે હું શરમાણી બહુ. ૧૫૨
ના કીધાથી વારી રહી, ઘેર ગોવિંદાને તે ગઈ;
તેડી લાવી તેને તતં, સઘ એટલી મુજને સતં. ૧૫૩
પાન ફુલને પાકુ તેલ, મેળવ્યો એ ગોવિંદે મેળ;
પાછળ વીત્યું હોએ જેટલું, નથી ખબર મુજને તેટલું. ૧૫૪
પછે થયું તે જાણો તમો, તેમાં કાંઈ ન કીધું અમો;
એવી કહી નારીએ વાતં, ખગી થઈ તે સ્વામીને ખ્યાત. ૧૫૫

## દોહરા.

ગોવિંદો કહે ગુણ નીધી, જાણી અમો અમ ઘેર;
તમો જુવતીને જાળવો, રખે લાગતી લેહેર. ૧૫૭
ઊંઘશે તો અન્યા થશે, લહેર લાગશે તર્ત;
જગાડજો એ જુવતિને, નહીતર પામશે મર્ત. ૧૫૮
નાંખી દેજો નાગને, પાછો નાવે પાસ;
વિમાશી રહેજો વેગળા, પલક ન રહેશો પાસ. ૧૫૯
બાળો મળી કર જોડીયા, રહો આજુની રાત;
શિરપાવ આપશું શોભિતા, પરવરજો પરભાત. ૧૬૦
મંદીરમાં રાખી માળણી, ચતુર તારાં ચેન;
તું પેલા ભવની માવડી, કે મા જાઈ બેન, ૧૬૧
રાતે રાખ્યાં બેજણાં, જગાડવા જરૂર;
હાસ વિનોદ હેતે થકી, શિર ઊગમિયો સૂર. ૧૬૨
પ્રીતે આપી પામડી, વળી બંધાવી પાઘ;
બાળો કહે લ્યો માટલી, નાંખી દેજો નાગ. ૧૬૩
ચતુરાને ચીર પેહેરાવિયાં, માબાપે મુકી મામ;
નિંદા કોણે નવ કરી, ગુણવંત કહે સહુ ગામ. ૧૬૪
જસ ચઢ્યો જીવત સુધી, સ્નેહ શામાને સાથ;
કામકાજ પુછી કરે, હેતે જોડે હાથ. ૧૬૫
વિદ્યા એહ વિજારની, ગુણ જો રૂડા આમ્યો;
શેઠાણીને શુક કહે, જાણીતો જાગ્યો. ૧૬૬
સાબાશ શુક સલક્ષણા, એતો અચરજ હોય;
કહ્યું કામ જે કામની, કદિ સકે નહીં કોય. ૧૬૭
ભેદ જડે નહીં વેદને, પુરાણ ન પીછે પાર;
શુક તેં મુજને શિખવ્યા, કમ વિદ્યાના ઠાર. ૧૬૮

ગુજરદેશ મરૂધો ધણી, વેગનપુરમાં વાસ;
શ્રીગૌડમાળવિ વીપ્ર શુભ, કહે કવિ શામળદાસ; ૧૬૯
વિખાણ વાતે સાંભળ્યા, સીંહજ શિરોમણી ગામ;
વિશ્વેશ્વર મહાદેવછે, જેનું નવખંડ નામ. ૧૭૦
મનવાંછીત માગ્યાં મળે, મોટમ પરતી મેર;
ચોખાના લાડુ મેંદે, સવામણના શેર. ૧૭૧
લાયક ત્યાં સેઠવા વસે, વાણીયા કેર વંશ;
રખીદાસ રૂડા રાજવી, અવતારીક કો અંશ. ૧૭૨
નવાણ બંધાવ્યાં નિર્મળાં, સભા પંડીતની પાખ;
આવે ભાટ ગમાનજી, ગુણ રૂડેરા ગાય. ૧૭૩
શ્રવણ શાસ્ત્ર શુણ્યાં ઘણાં, શિવ પૂજન સાંજ સવેર;
પાંચ પૂત્ર પ્રતાપવંત, જસવંતા દાસ ઝવેર. ૧૭૪
તેણ તેડું મોકલ્યું, આવ્યા શામળ કવિરાજ;
કરજોડી તેણ કહ્યું, કરો ગ્રંથ શુભ કાજ. ૧૭૫

છપ્પા.

સિંહાસન બત્રિશ, તરવીખપી કીધી સુણ;
શીવપુરાણ સમર્થ, અર્થ જણાવ્યો જેણ;
ત્રીજથી રેવાખંડ, દંડ જમદુતનો ટાળ્યો;
ડાકોરતણો ઠાકોર વર્ણન વાચીને ભાળ્યો;
વૈતાળ પચવિશી વર્ણવી, શુકબોતેર ભાવે ભણી;
પ્રસ્થાપિક ગ્રંથ રચ્યા ઘણા, શોભા એ શામળ તણી. ૧૭૬

દોહરા.

બહુ કળા ગુણમોતરી, વાણી વિવીધ વિલાસ;
પિતા પુરૂષોતમ તણો, કહે કવિ શામળદાસ. ૧૭૭
શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૧૭૮

વાત ૧૬ મી સમાપ્ત.

# શુડાબહોતેરી.

વાત ૧૭ મી.



દોહરા.

શ્રીગુણનિધિ ગુણ આગળો, ગજવંદન ગુણસાર;
સ્વામી સીદ્ધિ બુદ્ધિ તણો, દેવ વડો દાતાર. ૧
સરસ્વતી સુખદાયણી, વીણાપુસ્તક પાણ્ય;
સ્તવન કરૂ શુકખોતરી, વદને આપો વાણ્ય. ૨

છપા.

જગદંબ અંબા શ્રીઈશ, કીધ જેહેથી નામુ;
ધર્મ ધુરંધર ધીશ, પંચ પદારથ પામુ;
આરાસુરિ અધિપત્ય, જગત જાણુછે જેણે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ત્રિગુણ રચ્યોછે તેણે;
કરતા હરતા ધરતી ધરા, નવેખંડમાં નામના;

સુખસાગર શામળભણે, પુરો મનની કામ-જે ૩
શ્રીવૃંદાવન ચંદ્ર, ગોકુળેશ ગિરિધાર;
આનંદ કંદ અધિપત્ય, હેત કેસારિક હારી;
નરીના જીવન પ્રાણ, નંદ નંદન વ્રજવાશી;
કોટિબ્રહ્માંડના નાથ, જેને ઘેર કમળા દાશી;
કરજોડી શામળ કહે, નેહ ઘણેથી નામિયે;
કૃપા કરે શ્રી કૃષ્ણજી, તો ચાર પદારથ પામિયે; ૪

દોહરા.

કથા કહુ શુકપોતરી, ધર્મ ધ્યાન ધીરજ ધરી;
સંસ્કૃતમાંથી શોધિને, પ્રાકૃતમાં પુરણ કરી. ૫
શોમાં સતરમે દીવશ, ખણી કણી ભક્તિ ભેદ;
ગણી ગણીને પગ ધરે, અંતઃકરણ ઉમેદ. ૬
રૂમઝમ કરતી રાતથી, ઝમઝમ વાગે જોર;
ધમધમ વાગે ઘુઘરા, મદન તણી સમધીર. ૭
હસતી રમતી હેતથી, કરતિ વિવિધ વિલાસ;
ચાલી ચતુરા ચમકતી, પોપટ કેરી પાસ. ૮
બાળિકું નારી કારણે, જોધા પામી ગુદ્ધ;
ગયાં આવ્યાના ગુણ ગણો, શુક સેજે તું સુધ. ૯
પોપટ કહેરે પ્રેમદા, સુખે રમી આવો રાત;
અર્ણોદયમા આવજો, કહેજો વિગતની વાત. ૧૦
કદાચ કહીં સંકટ પડે, શત પ્રકારે થળ;
જાર વિદ્યામાં જોખછે, આચાર પાપનું મુળ. ૧૧
નારી જીવ જોખમ કરે, નારીથી જીવ જાય;
નારીથી જસ નષ્ટ રહે, અધિક થાય અન્યાય. ૧૨
એતો કારીગર ખાતરી, રંગા તેની નાર;

કદાચ કદી સંકટ પડે, કરજો એમ વિચાર. ૧૩
પત્ર એવી રહી પ્રેમદા, સાંભળરે શુક બાત;
કોણ રંગા કોણ અતિપો, વિસ્તારી કહે વાત. ૧૪
ગામ નામ ને ઠામ કહે, કેની સાથે પ્રીત;
શું સંકટ તેને પડ્યું, ઊગરી તે કોણ રીત. ૧૫
ભાવે એ વિદ્યા ભણું, ગુરુ રૂડા તુજ ગાઉં;
નિર્ભય થઈ નિઃશંકથી, જરૂર જાણીએ જાઉં. ૧૬
પલંગ્યાં પેરે પાંગરણ, પાણ ઉપર કર પુંજ;
અંગ થકી આભર્ણ તજ, જો હોય તારે ગર્જ. ૧૭
જેમ કહ્યું તેમ કર્યું, બેઠી સાંભળવા આપ;
શુક સંભળાવે વારતા, તજ્યો તરૂણી સંતાપ. ૧૮
શુક કહે ચેઠાણી શણે, પાટણવાડાને પરગણે;
ગોલાણું ગુણવંતુ ગામ, જીતશંઘ નરપતિનું નામ. ૧૯
સાંભળ શામા હેતે કરી, વસે ત્યાંહાં અતોજ્માતરી;
ભાવ ભેદ પોતાના ભણે, અમુલ્ય વસ્ત્ર નરનારી વણે. ૨૦
રંગા નામે નારી એક, તેને વાહાલો વધુ વિવેક;
નરનારીને અધીકો નેહ, જીવ એકને જુજુવા દેહ. ૨૧
આઓ દાહાડા રહે ઘરમાંય, કરે વાતો તે ત્યાંનાં ત્યાંય;
વહાલાપણની વાતો કરે, એક એકને દેખી મન ઠરે. ૨૨
કહે રંગા આનંદછે ઘણો, રોજગાર એકઠા રેહેવા તણો;
જેન વેહેપાર પરદેશે આપ, તે નરનારીનાં પુરણ પાપ. ૨૩
ચેગળો પાપ જેના ભરતાર, ધિક ધિક તે સ્ત્રિનો અવતાર;
સમરપુ શિવજીને પાતરી, જનમ જનમ જાતે ખાતરી.
કરૂં સ્તુતિ અંબાજી તણી, ભવોભવ તું મારો ધણી;
પરમેશ્વરનો માનું પાડ, લાઓણા તમે લડાવો લાડ.

લક્ષપતી અધિકારી આંક, તેમ આગળ સઘળા છે રાંક;
એ રીતે કરે નીત વાત, નરનારી એકઠાં દીન રાત. ૨૬
ખાતરીને એક બ્રાહ્મણ મીત્ર, તે જાતેછે પરમ પવીત્ર;
ભણ્યો ગણ્યો ને વિદ્યાવંત, ત્યાં એક દીવસ એકાંત. ૨૭
કહે ખાતરી નારી મુજ સતી, રંચ રોસ કરે નહી રતી;
મુને જમાડીને તે જમે, જીવ તેનો મુજ પુઠે ભમે. ૨૮
મુજને સુવાડી એ સુવે, પરપુરૂષ સામું નવ જુવે;
મારૂં વચન કરે નહીં લોપ, કોઈ દીવસ ન આણે કોપ. ૨૯
મુજ વીના પાણી નવ પીએ, અંજપા કરતાં અધિકી ખીએ;
મુજ વીના નવ ખાએ ખાન, સોંપ્યા મુજને પોતે પ્રાણ. ૩૦

દોહરા.

વિપ્ર કહેરે ખાતરી, મુરખ તારો મેળ;
તુંતો કાંઈ સમજે નહી, ખરી નારીના ખેલ. ૩૧
આપણ આગળ કહે નહી, એનો સ્નેહ વિચાર;
ભામની તારી ભોગવે, નીત નવા ભરતાર. ૩૨
સુતો મુકે સ્વામીને, જાર સંઘાતે જાય;
ત્રીવેણી ગંગા તજે, નિચ કુંડમાં નાય. ૩૩
પરમેશ્વરને પરહરે, પુજે નીત પાખંડ;
નિચ સ્વભાવ નારી સહુ, દેવ તણા શિર દંડ. ૩૪
રાજા સરખાની રાણીયો, જોવા સરખી જાત;
ભાગ હીણા તે ભોગવે, તું તે કોણુંજ માત્ર. ૩૫
બ્રાહ્મણ રૂડાની ભામની, પુજવા સરખું પાત્ર;
સ્નેહ કરે તે શુદ્ર શું, તો તું તે કોણ માત્ર. ૩૬
લાડપતિ કેરી સુંદરી, દેહ કહાવે દાતાર;
તે ઢોર ક્રીડા કરે, જુવતિ સાથે જાર. ૩૭

આપવે ગુણીયલની ગોરડી, તે ધામીપે ખાય;
નારી રાખી નવ રહે, દીન આણ ત્યાં જાય. ૩૮
ઘેન ને ધારાળા તણી, ગુણવંતુ જેનું ગાત્ર;
તે કાયરને ભોગવે, તો તું તે કોણ માત્ર. ૩૯
દેતા ને દયોતની, છયે પ્રકારે છાત્ર;
વણિક વનિતા ભોગવે, તો તું તે કોણ માત્ર. ૪૦
કવિતા કેરી કામિની, રીઝવે દીનને રાત્ર;
વિભીચાર કરે વિચારથી, તો તું તે કોણ મ. ૪૧
શ્રાવક કેરી સુંદરી, ધર્મ લાભ ને પાત્ર;
વનિતા ભોગવે વર્ણિયો, તો તું તે કોણ મ ૪૨
કોકિલ જાતે કુંડલા, ખરાં પાડે ને ખાત્ર;
નર ઘોલ ભોગવે જોગટા, તો તું તે કોણ માત્ર. ૪૩
ઓછી જાત તું ખાતરી, ખાડમાં રહે દિન રાત;
જોરાવર જુવતિ કયમ ખહે, તો તું તે છે કોણ માત્ર. ૪૪
નિત્ય નિર્ભાગ્ય અભાગીયા, માઠું ખાયે માડ;
મન ભાવે એ ભોગવે, એ તુજ રંગા રાંડ. ૪૫
પુરપતિ પૃથ્વીપતી, કે દેસાઈ દેસોત;
કેડ સેવે કામ્પનિ તણી, તેને માથે ખોત. ૪૬
ડહાપણ દિલ પોતા તણે, મહિપતી મોટે મૂઝ;
કામ્પનિને મન કીકરા, પણિયાણીને મન ધૂળ. ૪૭
એ ઊપર કહુ વારતા, સંક્ષેપે શુભ સાર;
નેહ માને નારી તણો, તેહેનું નામ ગુમાર. ૪૮
જુવતિયે સહુ નર જાણ્યા, શું રંક શું રાય;
પાળી પોષી મોટા કર્યા, ત્યાં શી ખોટમ પાપ. ૪૯

ચોપાઈ.

અંબાવતી નગરીના ધણી, અલખદેશ અલખપતઝે ધણી;

ચંદ્રસેન નરપતિનું નામ, કરે ચિંતવ્યાં ભારે કામ. ૫૦
ફૂલજીભટ તેનો પરધાન, મન ગમતાં મહિપતનાં માન;
બતરીસ લક્ષણ ચતુર સુજાણ, ધર્મ કર્મ ભજનના ભાણ. ૫૧
આનુરવત તેહને ચીત ચડે, હસે ત્યારે મુખથી ફુલ પડે;
જાય જુઈ ચંબેલી તણાં, પડે ફુલ મુખમાંથી ઘણાં. ૫૨
એકે નહી તે નરમાં નુન્ય, પુર્વ દત જનમનું પુન્ય;
એથી મોટમ બીજો કોણ મૂલ, હસતાં પડે મુખમાંથી ફૂલ. ૫૩
દેશ દેશના આવે લોક, કરે જાત્રા સમાવે શોક;
સાચું માને કોઈ નેહ, આણ દીઠેતો રહે સંદેહ. ૫૪
એક સમે રાજાના મીત્ર, જોવા આવ્યા તેહ ચરીત્ર;
સંદેહ ભાગવા મનડા તણો, હૈયા મધે હરખ્ખ ઘણો. ૫૫
મહિપતિએ દીધાં બહુ માન, લવીંગ સોપારી બીડાં પાન;
કહો ભાઈયો આવ્યાછો ક્યમ, સાચું ન કહોતો મારા સમ. ૫૬
રાજાજી તમ પીર વજીર, સતવાદીછે શુદ્ધ શરીર;
તે વેજા હેતેથી હસે, મુખમાંથી મહીમા મસ મસે. ૫૭
જાય જુઈના ફુલજ પડે, એતો અમને અચરજ અડે;
માંહોમાંહ્ય પડીછે હોડ, તે જોવાના અમને કોડ. ૫૮

છપા.

વિપરીત સરખી વાત, એ પણ માનવ જનને;
આપણ આઇએ આજ, એહ આરાધે અનને.
અહાર નિંદ્રા સુખ દુઃખ, દાર તડકોન લુએ;
નથી ટળતો સંદેહ, આવ્યોછે જનની કુએ;
મનનો સંદેહ ટાળવાઈ તમને મળવા કારણે;
કોઇ કામ મરનાં તજી, આવ્યા છું તમ બારણે. ૫૯

### ચોપાઈ.

સાચું જુઠું જોવા કારણે, આવ્યો નરપતીને બારણે;
કરોડ વાર શું કહું કથી, દીઠા પાખી મનાતુ નથી. ૬૦
કહે રાજા તમાસો જુવો, મનનો સંદેહ ખાંતે ખુવો;
તેડું મોકલ્યું મહિપત માન, બેઠા ઉઠી આવ્યો પરધાન. ૬૧

### દોહરા.

રાણી જમી તે સજ થયો, પ્રીતે આપ્યા પાન;
રાજ સભામાં સાંચરે, પરાક્રમી પરધાન. ૬૨
દુકાન તંબોળી તણી, ઊભા રહ્યા તે ઠાર;
એટલે એક કૌતિક થયું, તેહ સમે તે વાર. ૬૩
અકરમી એક અભાગીઓ, બીડું લે તે ઠોર;
અમૂલક તે અતિ ઘણું, આપી સોના મોહોર. ૬૪
નીચ જાતને નીચ બુધ્ય, નીચા તેનાં નેણ;
કુલખણથી પણ કુટડો, વિપરીત બોલ્યો વેણ. ૬૫
તંબોળીએ પુછીયું, સાચું બોલ્ય તું શુંણ;
કવણ એવોછે લખપતી, બીડું ખાનારો કુંણ. ૬૬
તેને પુછયું તંબોળીએ, એહ અચંબો આજ;
મોંઘાં પાન મોતી સમાં, લીધા કોને કાજ. ૬૭
મહારા સોમ સાચુ કહો, લેશમાં ધરશો લાજ.
મોંઘાં બીડાં મોહોરનાં, લીધા કોને કાજ. ૬૮
હશી હાથ તાળી કરી, પદ્મનિયોનાં પાન;
કાળી રોળી વેળા વીધી, જાવ દીઠા પરધાન. ૬૯
પરધાનની નાર પુષ્પાવતી, પદ્મની જેવી પેર;
આજ રાતે વાસો વસું, એ ગુંઢાની પેર. ૭૦
વજીરે જાણ્યું રાય ઘેર, મહીપના આપ્યા બીજ;

અમો તરૂણીને ભોગવુ, ચારે પ્રહર ચરીત્ર ૭૧

છપ્પો.

ફુનજીભટ પરધાન, મહિપત વત માઝાનો;
નવેખડમા નામ, ભરા જોરા ઝાળનો,
નવરંગી તેનો નાર, પદ્મની જોતી પરખી,
રૂપ સ્વરૂપ અનૂપ, શોભા કો સુંદિર સરખી;
તેણે તેડું મોકલ્યુ ભરૂર પણે ત્યાં જાઈશુ;
ચતુરા ક્રીડા ચાવશે, ભોગવી સુખિયા પાઈશુ. ૭૨

દોહરા.

કાદિ માંભળ્યુ ફુનજી, પડી પેટમા ફાળ,
ભામ્યનિ મારી ભોગવે, મુરખમાં શો માન. ૭૩
અરે અબોકા ઈશ્વરી, ઝાઝી લાગી ઝાળ,
કિંકર કામ્યનિ ભોગવે, મુરખમાં શો માન. ૭૪
પ્રનય થયો એ પિંડમા, એતો દારૂણ દુત,
ભામ્યનિ મહારી ભોગવે, ભુંડી જાતનો ભુત. ૭૫
સિંહનુ ભક્ષ શીઆળિયુ, સસલો જીતે સેર;
અગીન જીતે અળશિયુ, થાપ તારણાનો એર ૭૬
નેવના નીર મોભે ચઢે, એતો ઓછો ખ્યાન;
ભોગવે મ્હારી ભમ્યનિ, મુરખમા શો માલ. ૭૭
નીચ માણસ નિર્ભાગીયો, પનિતાને શો વહાલ,
માન દે મ્હારી મામ્યનિ, મુરખમા શો માલ. ૭૮
શ્રીઅરપરો શીતમા પડ્યો, નીચ વાતથી નેટ,
હસવુનો મુસી ગયો પડ્યો ધ્રાશકો પેટ; ૭૯
એટલે તેડા આવીયા, એ ચાર પાન ને સાત;
ગી ર ન સભા [illegible] રા તેડે રાત ૮૦

પ્રધાન પોતે પરવરયો, રાજા સભામાં ગીત;
ઊઠી સર્વે આદર કરયો, પુરણ આણી પ્રીત. ૮૧
મીત્ર આવ્યા રાજા કહે, તમાશો જોવા તુલ્પ;
હસો ઘણું હેતે કરી, ફર ફરાવેરા ફુલ. ૮૨
રૂદેમાં રામા સાંભરે, જપે જાર સમેન;
કૌતિક ક્રોધાં કાટીધાં હસવું નાવે હેત. ૮૩
સાખી સમગા સોરઠા, શુભ સાગર બહુ ગીત;
તમ તમ રૂવે રૂદા વીચે, પલક ન પરઠે પ્રીત. ૮૪

છપા.

શુભ સાંભરે નાર, વસન વિધ વિધનાં સુઝે;
હસવું રમવું હેત, જનો મધ્યે તે જુએ. ૮૫
ભાંડ ભવૈયા ભાવ, જોખ જોણું જે જાત્ર;
ખુબિ ખાસના ખેલ, દુખે ન ગમે પળ માત્ર;
દુખ દાવાનળમાં પડ્યો, સરવે સુખ સોનું ગયું;
હસવું કપમ આવે હેતથી, પીંજર તો પરસે થયું. ૮૫
દુખે જાય સુધ બુધ, દુંખે ભોજન નવિ ભાવે;
દુખે ડાહ્યાપણ દુર, દુંખ કપટ બહુ કહાવે;
દુખે દેહમાં રોગ, તેજ ઓપક્ષ ત્રાસે;
દુખથી લીલા લેહેર, પલક ન આવે પાસે;
દુખ રૂપી અર્ણ વિશે, તેડ્ય કદાપી ન જડે;
હસવું નવિ આવે હેતથી, ફુલ મુખથી શાના પડે. ૮૬

દોહરા.

આવ્યાતા તે ઊચરા, જુઠો જગ સંસાર;
માણસનાં મુખમાં થકી, ફુલ પડતાં તો વાર. ૮૭
કહેનારા કીતન કરે, માને તેનાં પાપ;

આપણ આગળ જેણે કહ્યું, તે જુઠાના બાપ. ૮૮

ચોપાઈ.

રાજાને ચઢી બહુ રીસ, એહ પ્રધાનનું છેદું શીશ;
જુઠો સર્વને મન વસ્યો, મારે હસે એતો નવ હસ્યો. ૮૯
સર્વ મળીને જોડ્યા હાથ, સમજાવ્યા તે સામંત સાથ;
હત્યા શિર શાને લીજીએ, અન્ય શિક્ષા એને દીજીએ. ૯૦

છપ્પા.

વિપ્ર રૂઠ્યો દે શાપ, ચાકર રૂઠ્યો કર જોડે;
દુશ્મન રૂઠ્યો દે દાવ, માન મરજાદા મોડે;
પડોશી રૂઠ્યો પાપ, ચાડી કોઈ આગળ ખાએ;
નારી રૂઠે જો નીચ, મરે કે નિસરી જાએ;
રાજા રૂઠ્યો શીદ લે, નસ જર જીવ જોખમ કરે;
ધર્મ કર્મ શર્મ પણ, દુઃખ દેતાં તે નવ ડરે; ૯૧

ચોપાઈ.

વજીર વિપ્રને કેમ મારીએ, જન્મ તણું સુકૃત હારીએ;
રાજાએ સ્નેહતો નવ સાધીઓ, બહુ વાંકે તેને બાંધીઓ. ૯૨
ઘોડાર હતી પોતાની જ્યા, મરોડ કરીને નાખ્યો ત્યાં;
મારો ભાર ન રાખ્યો કશો; હેત ધરી શાને નવ હસ્યો. ૯૩
બેડી ડસકલાં ઘાલ્યાં ઘણું, ધર્મ તજીને નાખ્યો ધણું;
પામ બે વીત્યા જાહરે, કૌતિક એક થયું તાહરે. ૯૪

દોહરા.

મહિપતી કેરી માનની, દેવાંશી વત દેહ;
અટારીએથી ઊતરી, તે ચોળામાં તેહ. ૯૫
અડવાદાર એક ઓળખ્યો, સૂતો જ્યાહાં પલંગ;
કુગત કરી જગાડીઓ, શામા બેઠી સંગ. ૯૬

ભાગી તુટી ખાટલી, માંહી મુંઝની દોર;
ફાટી તુટી ગોદડી, રાત અંધારી ઘોર. ૯૭
સલામ કરી ત્યાં સોપરાં, પ્રીતે લાગી પાગ્ય;
કજોડીને કરગરી, જીવન મારા જાગ્ય ૯૮
રાવતતો રીસે ભરાયો, આળસ મોડી ઊઠ;
મુખમાં ઘાલ્યું ચોકડું, આગમ રાણી ઉપર રૂઠ. ૯૯
માથા ઊપર ફેરવી, સટકાવા છ સાત;
કયમ આવી મોડી કામની, ગીઅરવાને રાત. ૧૦૦
આજ થકી આવીશમાં, ન કરીશ મુજશું પ્રીત;
મારે ગરજ તારી નથી, જુઠીશું શી રીત ૧૦૧
ન કરિશ મોહોના મટકલા, મન મનાવા માડ;
મુજને તેં શું જાંણીઓ, રજા સરખો રાડ. ૧૦૨
મુજને તેં ડાયર ગણ્યો, ભુંડો ભવૈયો ભાડ;
નીચ સાથે બોલુ નહીં, નહીં રાજાવત રાડ. ૧૦૩
તુજ મંથાથે પ્રીતડી, ખારી એતો ખાડ;
શાકરનો શીરો જમું, નહીં રાજાવત રાડ. ૧૦૪
કહાપણ મુજમાંછે અધીક, હું નહી દોપ્ટી ડાડ;
ચતુરા નામ મુજ ચોખ્યો, નહીં રાજાવત રાંડ. ૧૦૫
નારી બોલી નેહથી, મટકો કરતી મુખ;
હુ રાણી દાસી તાહરી, ભાગ્ય તું મારી ભુખ. ૧૦૬
આજ પરૂણા આવીઆ, રાય વધુંધ્યા વાત;
ઊંવાડીને આવતાં, મુજને થઇ મધરાત. ૧૦૭
લાવી લાખેણા લાડુવા, ખવરાવીને ખાઊ;
સુનો છે ને જાગશો, જોખ કરેતો જુઊ; ૧૦૮
સામ દામ જોર કરી, વિખાણ કર્યા બહુ વર્ત;

હાવ ભાવ કટાક્ષથી, રીઝવિયો તે તર્ત. ૧૦૯
અરસ પરસ મન માનિયું, જુવનિયે મેળ્યો જોગ;
હરખાં રમ્યાં ઘણું હેતથી, ભોગવ્યા ભારે ભોગ. ૧૧૦
કોઈ નુન્ય રાખી નહિં, અધિકી વાળી હદ;
સહજ વણી સ્વાગી પછી, શોભા કીધી સદ. ૧૧૧
ચાર ઘડીકા ચિંતની, ચતુરા આપ્યા ચણું;
શિખ માગી તે સંચરી, કરી સલામો તણું. ૧૧૨
તે સમે ઘણું કુલજી, એનો અતી ઉતપાત;
રાણીએ માર ખાધો ઘણો, તો બીજાની શી વાત. ૧૧૩
હેત ઘણે હડ હડ હરખ્યો, મોટમ પામ્યો મેર;
જ્યાં જુઈ ચંપેલિના, પાથર્યાં પુષ્પ તે ઢેર. ૧૧૪
સહુકો સુતા ઊઠીયા, પ્રાતે થયો પ્રભાત;
રાજાએ સેવક મોકલ્યા, કહી વિસ્તારી વાત. ૧૧૫
વંઝીર તેડ્યો સભા વિષે, મહિપતિ પાસ મહા મુક્ય;
વાટે ઘાટે વદનથી, ફર ફર વેર ફુલ. ૧૧૬
મીજ આવ્યાના મહિપના, તેણે ઘણું દુઃખ;
સંદેહ ભાગ્યો તેહનો, દિઠી પુષ્પની ચૂંપ. ૧૧૭
તરત દેખાડ્યું તેહને, ભાગી મનની ભ્રાંત;
રાય પ્રધાન બંને જણા, આપ પધા એકાંત. ૧૧૭
સભા વિષે રીઝ્યા નહીં, કયમ રીઝ્યા ત્યાંહી રાત;
બંદીખાનામાં હરખાં, વિપરીત કરી એ વાત. ૧૧૮
સભામાં હસતાં ચોટ શી, બંધીખાને શો લાભ;
વેર કરયું કયમ મુજથી, ઉડળ ઘાલ્યુ આભ. ૧૨૦
વહાણુ પુરયાં સભા વિષે, તારા નિગડમાં કયમ;
શિવ આતા સાચું કહો, સોગંદ દીધા સમ. ૧૨૧

રાજા તું મુછેપામાં, તોલ ઘટેછે તર્ત;
કેહેતાં સાંભળતાં કપન, મહારૂં તહારૂં મર્ત. ૧૨૨
પ્રતિજ્ઞા પુરણ કરી, વચમાં ઈશ્વર આપ;
રીઝૂ પણ ખીજું નહી, બ્રહ્મહત્યાદિક પાપ. ૧૨૩
મીત્ર કે શત્રુ માહરો, કે રાણી કે રાંક;
કોટી બ્રહ્મહત્યા મુને, જો વદને આણું વાંક. ૧૨૪
માંડી વાત મહિમા કહ્યો, ભામ્પનિના રાખ્યો ભાર;
આદી અંત માંડી કહ્યું, શાહ્યો આળ્યો સંગાર. ૧૨૫
કયાં ગાશી કયાં માવડી, કયાં ભગિન ભાણેજ;
સર્વની બુદ્ધિ પાનિયે, તરૂની લક્ષણ તેજ. ૧૨૬
સાંભળ્ય જેતા ખાતરી, જોવા રાખી જાત્ર;
રાજા પેર એ નીપન્યું, તો તુને કોણ માન. ૧૨૭
સમૂદ્ર સરીખા ઊલટે, શગેવરનો શો સંગ;
તોળાય હડહડ હાથીયા, ત્યાં પાડા પાસંગ. ૧૨૮
નિત્ય જ્ઞાન નિર્મોહ્ય તું, વસવઈણ છો વેદ;
કરે વિખાણ વનીતા તણાં, ભુંડા ના એ ભેદ. ૧૨૯
દરજી મોચી નાપિકા, માળી સોની સુતાર;
નર એટલાની નારીયો, સકળ વાતમાં સાર. ૧૩૦
વસવઈયા સહુ વર્ણમાં, ઓછિપાળા અવતાર;
પરાધિન પરઘેર રહે, ઈસ્વર રાખે ભાર. ૧૩૧
જેમ અમીર ઊમરાવની, સ્વચ્છ રહે નહી નાર;
આપ રહેતો રહી શકે, સતી શિરામણ સાર. ૧૩૨
માનુ નહીં માહરૂં કહ્યું, રેણપામાં શાને રૂક;
પ્રેમદાનું જો પારખું, આણી ઉમંગે ઊક. ૧૩૩

ચોપાઈ.

વાત કરીને વિપ્ર તે ગયો, ખાતરીને મન ખટકો થયો;
સ્ત્રી ચરીત્ર જોવા કારણે, મુખ વિચાર કરયો ખારણે. ૧૩૪
વનિતા આગળ કહિ એક વાત, આજ વાંમેં જાવુછે રાત;
ભાઈબંધ ઘેર ઊછવ ઘણો, જરૂર અવસરછે જાવા તણો. ૧૩૫
જરૂર મારે જાવુછે તાહ, તમોતો રહેજો મંદીરમાંહ;
સોએક મેં ખાધાછે સમ, મોલ અભોલયો કરીએ કયમ ૧૩૬

સોરઠો.

રામા, મુસકે રોઈ, વિજોગ થશે વહાલા તણો;
કંથ બીના નહી કોઈ, આધાર મુજ આત્મા તણો. ૧૩૭

ચોપાઈ.

નારી કહે નથી તુને, પડે ઊજાગરો ભાનો મુને;
નહી આવે નીદ્રા નહી સુખ, દાવાનળ વેઠીશુ દુખ ૧૩૮
હશે વહાણે વેહેલા આવજો, લાખેણી વાનો લાવજો;
વારૂ કહીને એનો ગયો, નારીને મન ઉનટ થયો. ૧૩૯
નિર્ભય થઈ જુવતિની જાત, જારને આજ રમાડુ રાત;
હેત પ્રીતને ઉપટ અતો, શરોવર તીર આવી ક્ષિપ્ર મતી ૧૪૦
સંધ્યાકાળ થયો જાહરે, પુરૂષ એક દીઠા તાહરે,
વરણાગીને પાકો વેશ, કાળા ભ્રમર સરીખા કેશ. ૧૪૧
સકળ હથીયાર શોભિત સાથમા, તીર તરકસ ભાલો હાથમા,
સો શીપાઈને પુરો પડે, અનમી અહંકારીને નડે, ૧૪૨
વ મી દુશમનથી નવ ડરે, મતમા ઓતન કારન કરે,
રૂડી દીઠી તેની રીત, પનક એકમા કીધી પ્રીત. ૧૪૩
હાવ ભાવ કટાક્ષે કરી, હેતેથી મન લીધુ હરી;
રહો, રાત રમાડું અમો, પંથ પરદેશી દીસો તમો. ૧૪૪

રખે કુડ કરો કાંઈ કામ, વચમાં આપ્યા સીતારામ;
વચમાં રાખ્યા ગિરજાઈશ, કપટ કોઈ કરે નહી રીશ. ૧૪૫
લીંબડા હેઠે ઘર માહરૂં, ત્યાંહાં રેહેવું થશે તાહરૂં;
કાંઈએ નવ રાખ્યે કાપડો, ઘડી એકનો કીધો વાયદો. ૧૪૬
પતિએ મન વિચારી પેર, પાછો વળીને આવ્યો ઘેર;
વસ્ત્ર વણવાની હુતી સાળ, તે આડે પેઠો તતકાળ. ૧૪૭
તે નવ જાણે ઘરની નાર, બેઠું લાવિ ઉઘાડ્યાં બાર;
કર્યો દિપક ભગતે ભાવિયો, એટલે પંથી ઘરમાં આવિયો. ૧૪૮
મારકણો કરમાં હથીયાર, આસાગત કીધી ઘરની નાર;
મોહો લક્ષણ એનો પુરીશો, ઘર ઘર પર તેનો પુછીઓ. ૧૪૯
છતો પાણી ખોલું આ દીશ, સહસ્ત્ર વસા છેદે મુજ શીશ;
ટુંટીયાં વાળી બેશી રહ્યો, વળતો શો તમાસો થયો. ૧૫૦
મુજને મારતાં એ નવ ડરે, નિશ્ચે ડોકું અળગું કરે;
રાત અંધારી દીઠી ઘોર, ભીતથી છાનો રેહે જેમ ચોર. ૧૫૧

દોહરા.

જાર તેડ્યો તે જુવતિયે, મહાસુખ દીધાં માન;
લવિંગ સોપારી એળચી, પ્રીતે પુરણ પાન ૧૫૨
આલિંગન આપાવિયાં, ભાવતા કીધા ભોગ;
ઊનમ કાંઈ રાખી નહી, શુભ કીધા સંજોગ. ૧૫૩
તૃપ્ત કર્યો તે તારૂણી, આસન ભેદ અપાર;
લાડ લડાવ્યાં લક્ષધા, અપરમપાર અપાર. ૧૫૪
શાક કર્યાં બહુ ભાતનાં, વળિ શીરાને ઘેવ;
બેઉં બેશી ભોજન કર્યું, તુછ તરૂણિની ટેવ. ૧૫૫
સંસ્કાર અડતાળિશે અધિક, વિખ્યાત તણી શી વાત;
નિત્ય કર્મ નારી કર્યું, ગૈ બી પ્હરની રાત. ૧૫૬

રવિ ઊગમતે રાજવી, શીખ માગી તે સાથ;
વળિ જમેતો આવજો, કહે વાળા હાથ. ૧૫૭
વોળાવા વનિતા વહી, પરવરીઓ પંથી પંથ;
ખાડામાંથી નીસર્યો, કામની કેરો કંથ. ૧૫૮
પછી વીચાર પોતે કર્યો, ગયો બારણે તર્ત;
વગર સમજ્યું જો બોલિયેં, તો માથે આવે મર્ત. ૧૫૯
આવે ત્યારે પુછીએ, દેછે કવાજ જવાબ;
પછી મારૂં એ માનનિ, ન બણું મોટું પાપ. ૧૬૦
કહે પોપટ પરભાવતી, કંપે દીઠો કોપ;
નિસ્ચે હણશે નારને, લજ્જા કરશે લોપ. ૧૬૧
"ત્યારા કયમ થાશે સતી, પતી કયમ લાગે પાગ્ય;
કર જોડે કયમ કંપતો, તડે તોતો કહ્યો જાગ્ય." ૧૬૨
નિશા બાધી જે નીપન્યું, તેતો દીઠું દ્રષ્ટ;
"બેજા રહેલાહે બાપડો, થઈ અગનીનિ ભ્રષ્ટ. ૧૬૩
તે અગની કયમ ઓલવે, રૂએ કયમ એ ઘાય;
દીઠું આસુનું કયમ ટરે, કયમ જુઠી સાચી થાય. ૧૬૪
"ધખડ ધીંગો ને લંડીયો, જાણે મોટો મલ્લ;
સ્વામીને કયમ વિસરે, શત્રુ રૂપી શલ્ય. ૧૬૫
ફાટી જાય જન કૂકથી, ધ્રુજે દેખતાં દેહ;
લાગુ બેશી ભોજન જમ્યાં, કહો કયમ વિસરે તેહ. ૧૬૬
પ્રતિજ્ઞા પતિયે કરી, અખિયો દેશું આગ્ય;
નાક છેદીશું નારનું, પરથમ આંગુળ પાંચ. ૧૬૭
જુવતિ નહિ મુકુ જીવતી, જો આવે ઈશ્વર આપ;
હેત તજી હણિયે નહીં, તો બેસે મોટું પાપ. ૧૬૮
પોપટને કહે પરભાવતિ, મુરખ તહારો મેળ;

એહ વીજારી શી કરે, ખરો ન થાએ એલ. ૧૬૯
બીજા સમજાવ્યા આપડા, વીજાર કરિને વાત;
એ સ્વામી સમજે નહી, જાણું દીઠું રાન ૧૭૦
શુક કહે સાંભળ સુંદરી, રહો આજુની રાત;
શુભ વિદ્યા એ ચિખવું, વિપરિત સરખી વાત. ૧૭૧
આલ્પ વાત ઊતાવળો, કામણગારા કીર;
સ્વામી કપમ સમજાવીયો, ન રહે ધારણ ધીર. ૧૭૨
ઘરમાં આવી તે ગોરડી, પુરૂષ વોળાવ્યો પંથ;
ત્રુટયા દીઠા તાંતણા, ચટકો લાગ્યો ચંત. ૧૭૩
બારીએ દિઠી સાંકળી, દિવાળ થે દિઠી સાળ;
ચતુરા ચેતી ચિત્તમાં, પડી પેટમાં ફાળ. ૧૭૪
ઘરમાં રહ્યોછે ધરધણી, કરશે મુજપર કોપ;
અરે દૈવ હું શું કરૂં, લજ્જા થાશે લોપ.' ૧૭૫
હીમત મુકે નહી નર, નહી કાયરનું કામ;
જીવ જાન જોખમ પડે, જાણશે આખું ગામ. ૧૭૬
બાડ દેખી પર્યો પુરખરો, ત્રુટયા દિઠા તાર;
રહ્યા દીસેછે હેરવાં, ભ્રાંત આણી ભરતાર. ૧૭૭
ગયો દીસે છે આ ઘડી, જોયાં છે વારૂ વર્ત;
જો ચરિત્ર કાંઈ નવ રચું, તોતો માથે આવે મર્ત. ૧૭૮
એ ધણિ હવડાં આવશે, રૂઠે હશે બહુ રીસ;
લક્ષ કરોડ વિસે વસાઇ સ્વામી છેદશે શીશ. ૧૭૯
ચરિત્ર કરશું એક ચિંતવી, કળી સકે નહી કોય;
જાપ માંડી સ્વામી રહ્યો, હેત ઘણેરૂં હોય. ૧૮૦
મો વાણી મીઠી માનિની, રૂપે રાણી રીત;
ઘણા પડોશી એકઠા, તે શું પુરણ પ્રીત. ૧૮૧

રૂદન કરો શે સુંદરી, હેડું ફાટ તે હેન;
આજ તમારૂં કયાં ગયું, તરૂણી તનથી તેજ. ૧૮૨
નવ દસ મળીછે નારીયો, વિનવેછે વારંવાર;
એટલે મંદીરમા આવિયો, ભામ્યનિનો ભરતાર. ૧૮૩
તોફાન દેકું તરનીઅનું, શામા શા માટે શોપ;
રાખી કોની રહે નહી, કારણ ન કળે કોપ. ૧૮૪
જેમ તેમ કરી કોઈ જુવતિયે, છાની રાખી છેક;
સહુ સહુને મંદીર ગયાં, રહ્યો અધિપત્ય એક. ૧૮૫
સેકે જ્યાન અધિકું થયું, કે આવ્યું કોનું કહેણ;
મુને પરણ્યો છે દ્રાશકો વિનતા બોલી વેણ. ૧૮૬
શા માટે રોયાં સુંદરી, શા માટે દેહમાં દુખ;
શા માટેછો દામણી, કયમ કરમાણું મુખ. ૧૮૭
પિઊડા મુને પુછેશમા, વિશમ વાતછે વર્ત;
સમરંધ સહુ સંભાળજ્યો, મારે માથે મર્ત. ૧૮૮
ગર્ય ઘરેણું જોઈ લે, સૈ તારા શણગાર;
બોલ્યાં આલ્પા માફ કર, અધિક વાંક અપાર. ૧૮૯
ગુનેગારછું તાહરી, અધિક હવો ઉતપાત,
ચોરાથાઈ ચતુરભુજની, કરૂંછુ આતમઘાત. ૧૯૦
જે અધર્મ અધિકો કર્યો, અનઈઅણછુ આપ;
નાગન કરે છુટું નહી, પ્રલય કાળવત પાપ. ૧૯૧
ઘરેણું તારા ઘર તણું, આ પીયરનું હોય;
આ પાંચ પ્રથમ પરણેતનાં, નહી જાણતું કોય. ૧૯૨
નારને કહે કરજે નાતરૂં, રૂડી જોઈને રીત;
મુને નિતે સંભારજ્યો, પરહરશો નહી પ્રીત ૧૯૩
આળા પાપરે ભતિંયો, માનયનિ મરે શા માટ;

પંચાણે પીંડ કયમ પાડયે, એવા શો ઉચાટ. ૧૯૪
કંપે કર બે જોડીયા, કથન કહો નહીં કયમ;
શામા સાચુ નવ કહે, તેતો મારા સમ. ૧૯૫
બ્રહ્મહત્યા તુને પામશત, સ્ત્રી હત્યા સેં સાત;
શા માટે મરશો તમો, વિપરીત કહો એ વાત. ૧૯૬

સોરઠા.

હેતે જોડ્યા હાથ, સાચું બોલી સુંદરી;
શામા સ્વામી સાથ, વિતગની કહે વારતા. ૧૯૭
બોલતા સાચા બોલ, પૃથ્વી પાતાળે જશે;
તારૂં ને મારૂં તોલ, ઘટશે ઘડી એકમા. ૧૯૮
સોએક ખાધા સમ, પનાર હશે તેતો થશે;
સાચું ન કહું કયમ, મારો વાંક મેરૂ સમો. ૧૯૯

ચોપાઈ.

જ્યારે તમે ખવરાવ્યા સમ, તો સાચું નવ કહીયે કયમં;
પ્રથમ પરણિનો મારો ધણી, તે સાથે પ્રીતી અતી ઘણી. ૨૦૦
બાપે વિવા કીધો તે સાથ, હેને નેનો ઝાલ્યો હાથ;
કંસાર ચોરીમાં બેશી જમ્યાં, સોટકાં બાજી રંગે રમ્યાં. ૨૦૧
ગયાં સાસરે આણું એક, હેત પ્રીતને વહાલ વિવેક;
ચતુર નર કરતો ચાકરી, બળિયા સાથે બાવે બાકરી. ૨૦૨
બાકું એડું ધરતો અંગ, શિપાઈ સુરાને રેહેતો સંગ;
હેતે હથીયાર ધરતો તે હાથ, બોલિ ન સકે કો તેની સાથ ૨૦૩
તેનું મોત તો રણમાં થયું, અંતઃકર્ણ જુવતિમાં રહ્યું;
ધારાળો શીશો મહા પુન, થયો અવગતિયો ભારે ભુન. ૨૦૪
જંગળમા તે ભમતો ભમે, તુજ વીના ખાજી નવિ ગમે;
બાલ ખાળનો તેનો સીધ, વળતું સગપણ નમણું કીધ.

અમો તમને આવ્યા ખાતરે, સાંભળજો સ્વામી દિલ ધરે;
આજ ભરવા ગઈતી હું નીર, તગમીટ આમ તળાવે તીર. ૨૦૬ .
મેહે ધણીને દીઠા દૃષ્ટ, કાયામાં હું પામી કષ્ટ;
માનવપણું હતો તેવો દેહ, મ્હારે મન પ્રગટ્યો સંદેહ. ૨૦૭
મુવું માણસ જીવે નહી કોય, અધિકું અચરજ મુજને હોય;
મેં જાણ્યું મુજને શમણું થાય, મુવું નવિ જીવે પૃથ્વીમાંય. ૨૦૮
મેંતો તેને પુછી વાત, આ શો દેખુંછું ઉતપાત;
તમો રણમાં પામ્યાતા મૌત, શી રીતે અહી આવ્યા તર્ત. ૨૦૯
તે બોલ્યો કરીને રીસ, અમર આપ ચડાવ્યા શીશ;
સમજે નહી ધુતારી ધુત, હું અવગતિયો ભારે ભુત. ૨૧૦
ભુખ્યો તરશો ભમતો ફરૂં, સાંભળ નાર હું કહુછું ખરૂં;
શોક મ્હારો કયમે નવિ સમે, મ્હારો જીવ તુજ વાસે ભમે. ૨૧૧
મ્હારો લેઈ આવી તું માલ, એના સાથ કરેછે ખ્યાલ;
એંતો શું ખાશે મ્હારૂં રળ્યું, પરવાર સહીત તેનાન ગળું. ૨૧૨
ચોકી સહુ જનને ખાઉં, ત્યારે સુખિયો શીતળ થાઉં;
એતાને ખાઈને સુખીયા થશું, વળતો જીવ મ્હારો લેઈ જશું. ૨૧૩
હેંત દેખાડી જોડ્યા હાથ, સ્નેહ કર્યો મેં તેની સાથ;
એનો તેને દાખ્ય રાગ, મુજ વાસે ભમોછો કયમ. ૨૧૪
તેણે કહ્યું મુકું તુજ કેડ, આજ પરણો મુજને તેડ;
પ્રથમ કરતીતિ કરશને ત્યમ, મ્હારી સાથે રંગે રમ્ય. ૨૧૫
કાંઈ અધુરૂં કરશો તમો, તો એતાને હણશું અમો;
મેહે મનમાં રાખ્યો કાયદો, દરત કરશો તેને વાયદો. ૨૧૬
કાંલ તમો હતા નહી ઘેર, કરી પરણાગત રૂડી પેર;
હૈયા માંહે હોળી ધરી, મ્હેં એશું દીવાળી કરી. ૨૧૭
તેનો મહોકણ કીધો રાત, કાલ તણી શી કહિયે વાત;

મારે શિરથી વિઘ્ન ટાળવા, એને મોટે ધુર્ત વાળવા. ૨૧૮
અધર્મ અન્યા કીધો આપ, એથી અધિકુ તે શું પાપ;
તમને મેહે નથી દીધું સુખ, એના મનની ભાંગી ભુખ. ૨૧૯
કાઢી મુક્યો કરી કાવરો, ફરી પ્રગટે નહી તો ફાવશો;
એ તે દુખ કો આગળ કહુ, શત્રુ સાલ કયમ હૈડે સહુ; ૨૨૦
અવર પુરૂષ મેં ભોગવ્યો આપ, પ્રગટ કીધું એ મોટું પાપ;
વળિ આવે સાહેબને દીશ, કોણ એ સાથે કુટે શીશ ૨૨૧
નર્મદાગાહે નાખુ દેહ, ખાળુ પાપ કર્યાં મેં જેહ;
આ આપણ કરિયે છે વાત, સઘળી એ જાણે સાક્ષાત; ૨૨૨

દોહરા.

એતો કેહે થાભા સુણો, દીઠું છે મેં દ્રષ્ટ;
હું ખાડા મધ્યે હતો, પામ્યો ઝાઝા કષ્ટ. ૨૨૩
વોળાવા તું કયાં ગઈ, ગયો એ કોને ઠામ;
સાચું બોલરે સુંદરી, હૈયે રાખી હામ. ૨૨૪
નારી કેહે નર માનશો, હવે આજ કે કાલ્ય;
જોજ્યો તે શું થાયશે, નવ રેહેશો નિર્માલ્ય. ૨૨૫
હુતો દુર ગયો નથી, તળાવ આગળ રેહે તેહ;
ભડ ભડ ભડ ભડ ભડકો થયો, કહુંછું નિઃસંદેહ. ૨૨૬
સાચું માન્યું કંપડે, રખે એમ પણ હોય;
જીવ જાય જો આપણો, વારે ન ચડે કોય. ૨૨૭
કર્મ કુટ્યું તે કંપડે, સાચું જુઠું જોઈ;
વધુ વાત વિચારીને, મનનો સંદે ખોઈ. ૨૨૮
સુતો વાણી સાથરે, થયો નિંદ્રાવશ તેહ;
એટલે નારી નિસરી વાત બનારી જેહ. ૨૨૯
બેનપણી એક તેહની, હતી પડોશણ સાર;

તે આગળ માંડી કહી, વારૂ વાત વેરૂવાર. ૨૩૦
જીવતો મારો જાયછે, નથી માનતો કંથ,
એ સુતો જઈ સાપરે, સેછે મારો અંત. ૨૩૧
સખી કહે શુભ સુંદરી, અમો મનાવું આજ;
બેસો બેન ઘરમાં જઈ, કરો તમારા કાજ. ૨૩૨
મંદીરમા આવી માનની, બેઠી પોતાને ઘેર;
મનપણી પેર નીપન્યું, તે કહું માંડી પેર. ૨૩૩
બુમ પાડી એક કારમી, શામા કેહે કરડો સાપ;
એ નાશી પેઠો નેળમા, મણિમાં પુરણ પાપ. ૨૩૪
સાસુ સસેરા નણંદો સહુ, થઈ આવ્યાં તે ઠામ;
શંશીમુખીએ શોધિયો, મુકી સરવે મામ. ૨૩૫
ઝેરી તેતો નાગ જાણ્યો, પડ્યો દ્રાશકો પેટ;
ઊતારનાર એક તેડીએ, નીકર મરશે નેટ. ૨૩૬
ઘડી બે ચારેક વહી ગઈ, આવી તે ઝિને લેહેર;
શામા પેં ગે શીંઘડુ, આજ્યુ વાપ્યુ ઝેર. ૨૩૭
ગુણવંતો આવ્યો ગારૂડી, નારીને છાંટે નીર;
મંત્ર ભણે તે મુખથી, ધ્રુજાવે સઘ શરીર. ૨૩૮
બહાર સાંભળાયો બારણે, હાહાકારનો હેત;
જાગ્યો એતો જાતરી, આવ્યો લોક સમેત. ૨૩૯
મળી ત્યાં સ્ત્રી મેદની, ન્હાના મ્હોટા નર નાર;
તે ત્હેના મનમા ગમે, તેમ કરે ઊચ્ચાર. ૨૪૦
કો કહે જુવતિ જીવશે, કો કેહે મરશે નેટ;
શ્વાસ ચાલેછે મુખથી, ઊછળે અબળાનું પેટ. ૨૪૧
શામા તણા શરીરમાં, બોહળો મણિધર સાપ;
વિદ્ બબોછો મુનેને, જીવશોનારી આપ. ૨૪૨

મ્હારે ઘેર એવું નથી, નથી કાંઈ અંટસ અંગ;
આપ્યો મુજને પ્રીતની, ગાત્ર કરયુંછે ભંગ. ૨૪૩
મ્હારો વેરી એતીઓ, રાખી મુજ ઘરની નાર;
ગર્વે ધરેણું ઓળવ્યું, બનતો તે તે હાર. ૨૪૪
ડસવા એના દીલને, ઓઠું કર્યું પ્રમાણ;
પગ દીધો મુજ પેટ પર, માટે કરડો જાણ. ૨૪૫
ભુત થયો હું ભાગ્ય હીણ, વિવીધ ધરૂછું વેશ;
એક દિવસ એતાતણા, હેતે હંસ હરેશ. ૨૪૬
ઘડમાં તે એતો હતો, સાચું માન્યું સર્વ.
થર થર કાયા કંપતો, ઘટતો ઊતરયો ગર્વ. ૨૪૭
પાણ્ય જોડીને પુછીઊ, ક્ષમા કરો અપરાધ;
તમે કહો તે કીજીએ, મુકાવો મુજ બાધ ૨૪૮
ઝાઝી નાખ મારી અમો, થયા તમારા ચોર;
ઊગારો તો ઊગરૂં, નથી કાંઈ મ્હારૂં જોર. ૨૪૯
ખમા તુજને એતિઆ, અધિક ઊપજે છે હેત;
જા મુકુંછું જીવતો, કુટુંબ કળત્ર સમેત. ૨૫૦
અહરનિશ આરાધજો, શુરવીર મુજ નામ;
સંકટ તાહારૂં ભાગશું, કરશું કોદિન કામ; ૨૫૧
એવું કહીને ઊતરયો, શામા અંગથી સર્પ;
લોક સહુ વેઈ ગયા, દાખી તેનો દર્પ. ૨૫૨
સેતોખી રાખી સુંદરી, વેની તો લાગ્યો પાગ્ય;
સ્વામી છે તું સુંદરી, મન ગમે તે માગ્ય. ૨૫૩
પ્રનિત્યા એ પતાળમાં, ઊડયા સમ આકાશ;
વિજાર વિદ્યા એતે ભણી, શામા તુજને શાબાશ. ૨૫૪
છાપા મંને જાંસુધાં, કંપ રહ્યો કર જોડ;

આન્યનિ કરતી મરકલાં, હીડતી મોડ મોડ. ૨૫૫
ચોકાણી કહે શુકને, સાબાસ તાહરી બુધ્ય;
વિદ્યા ભણાવી બેહની, શીખી સઘળી સુધ. ૨૫૬
સીંહન પતિ શીરામણી, રખીઅલસુત મહારાજ;
ઝવેર જસવંતા તણી, લક્ષ કોટિધા લાજ. ૨૫૭
મહિમા માતર પરગણે, સીંહજ ગુંણવંતુ ગામ;
વીરેશ્વર મહાદેવજી, જેનું, નત્ય પડે નામ. ૨૫૮
વાસણવંશી અંશપત્ય, મનજીસુત મેહેરાણ;
રખીઅલ રૂડો રાજવી, સકળ કળા સુજાણ. ૨૫૯
તેણે તેડું મોકલ્યું, તેડાવ્યો કવિ ત્યાંહ;
કરજોડી તેણે કહ્યું, ઈશ્વર પધારો પાહ્ય. ૨૬૦
અમદાવાદથી આવિઆ, વેગનપુરમાં વાસ;
પિતા પુરૂષોતમ તણો, કહે કવિ શામળદાસ. ૨૬૧
સંવીદ વાદ શુક બાતણી, ગુણનિધી ગરૂવો ગ્રંથ;
તરણ તારણ ત્રીલોકમા, પુન્ય પરમારથ પંથ, ૨૬૨
મહાત પુરૂષ માપણ મહે, મહે છતલીયા છાશ;
નીચ બુધ્ધિ નરકે પડે, પડાને પઈકું વાસ. ૨૬૩
શ્રોતા વકતા સમજના, કહે કવિના કરજોડ;
શામળભટ કહે માલજો, જય જય શીરણમોડ. ૨૧૪



પચરંગી પેહેર્યાછે ચીર, સુંદિર ઉજ્વળ શુધ શરીર;
દરપણ મુખ જોતી નિસરી, લાજ મર્યાદ વારૂં વીસરી ૬
કુળવતીને પ્રગટ્યો કામ, ઠમક ઠમક આવી તે ઠામ;
શુક કહે શે કારણ જાગ્યો, ખાંત ધરી મ્હારા સમ ખાઓ. ૭
આળસ કમમ મોડોછો અંગ, શકે સાંભર્યો સ્વામી સંગ;
હશી હુંશમાં તાળી લીધ, કોડે વાત ફિર આગળ કીધ. ૮
નિશ્ચે વાત કિધી નારીયે, જરૂર આજ જાવું જારીયે;
કહે શુક વેહેલા આવજ્યે, લાખીણી વાતો લાવજ્યે. ૯
ભદ્રસેન તણી ભામ્યનિ, કંદ્રપ રૂપ નામા કામ્પનિ;
સહુ એક વાને સંકટ પડ્યું, દાવાનળ દુખ આવી અડ્યું. ૧૦
વપુ સિંગાર કરી વીજાર. પ્રેમદા ઉતરી પેલે પાર;
પણ એંસી તે રહી પ્રેમદા, અંતરમાં અધિકી ઉન્મદા. ૧૧
ભદ્રસેન તે કયાંનો ભુપ, કુણ કંદર્પ રામાનું રૂપ;
શુક કહે સાભળવા ગર્જ, અમો એક કરશું અર્જ. ૧૨
આભર્ણ અંગ તણા પરહરો, બીનાં વસ્ત્ર ધનવંતી ધરો;
વસન શુકનું શિરપર ધર્યું, કહ્યું તેમ કામ્પનિયે કર્યું. ૧૩
શુક બોલ્યો તે રામા સાથ, હેતે જોડીને બે હાથ;
સાભળ નારી ચતુરસુજાણ, નિશ્ચે વાત કહું નીમણ. ૧૪

દોહરા.

ઉજાયણીનો અધિપતી, ભદ્રસેન ભડ ભુપ;
વિક્રમ કેરા વંશમાં, રિધપતિ રૂડું રૂપ. ૧૫
રામ સરીખુ રાજછે, લક્ષધા સુખીયા લોક;
ચોર ચુગલ લાગી નહી, સ્વપ્ને ન મળે સોક. ૧૬
રાણી સાથે રાયને, નેહ ઘણેરૂં નીપ;
નિમેસ અળગો નવિ નોસરે, પળ પળ મુખડું જોય. ૧૭

પુછીને પાણી પીએ, નમે જુવતીની ગોડ;
રમે રમત બાજી તણી, હાર જીતની હોડ. ૧૮
નિતી અનિતી ન્યાયની, પુછે વનિતાને વાત;
ચતુરાં કહે તેમ ચુકવે, ભુપ ભલેરી ભાત્ય. ૧૯
કથા શુણે કંથ કામ્યનિ, ગાય ગુણવંતાં ગીત;
રાગ રંગ રંગે રમે, પુરપતિને બહુ પ્રીત. ૨૦
વ્યાસ એક વરણાગીઓ, કથા સંભળાવે કાન;
કવિતાને કંદ્રપ ભરચો, કાયા કોક સમાન. ૨૧
બાળા ચેટક તે ચતુર નર, ચંચલ તેનાં ચેહેન;
વ્યાસ ઉપર પ્રીતી ઘણી, અધિપતણા પણ એન. ૨૨
હુકમ નહીં રાજા તણો, નારી પાસે કોઈ જાય;
પોતે પોતાની પ્રેમદા, ત્યારે કહે કથાય. ૨૩
એમ કરતે દીન વહી ગયા, માન્યનિ મન મગન;
રૂષિ સગાથે શણિને, લાગી લેહેર લગન. ૨૪
વગર વેળા કેઈ કામવિણ, મેહેલ મધે નવ જાય;
એક દીન તે આવી અટકો, વળતુ ત્યાં શું થાય. ૨૫
પોકાર કરીને પ્રેમદાં બોલાવ્યો ઘરમાંહ્ય;
એક દાસી એક સુંદરી, ત્રીજુ કોઇ નહીં ત્યાંહ્ય. ૨૬
આસન દીધું વિપ્રને, કરી દાસને સાન;
કાઢી ત્યાંથી કાંકરી, તરૂણિને આપ્યું તાન. ૨૭
મનમાં સમજ્યો વિપ્ર તે, પુરણ કર્મના ભોગ;
રૂષિ કહે રાણી શુણો, મારા આછે ક્ષઇ રોગ. ૨૮
કાળ ભમે શિર ઉપરે, પુંન્ય ગયું પાતાળ;
હવડાં અધિપતી આવશે, મહશે મુજ શિર આળ. ૨૯
કોક ભણી તું કામ્યનિ, અનંગ રંગ અપાર;

વાછાયન મત વાંચીઓ, તેથી ઠંડી નાર. ૩૦
નારી ચરિત્ર નીરખાવિઆં, થયું એ મારૂં કામ;
તુજથી બાંધી પ્રીતડિ, રૂઠયા મુજને રામ ૩૧
ઓઢી પનોતી લોકની, અધિક આઠમો રાહ,
મેં તુજ શું પ્રીતી કરી, ઘટમાં પાયી ઘાહ. ૩૨
આજ દીવસ રાજા ગયા, સિકાર કામે શેર;
હવડાં પાછા આવશે, થશે તરણાનો ઝેર. ૩૩

છપે.

નારી નીચ સ્વભાવ, નારીમાં લક્ષણ ભુંડાં;
નારી નીચ સ્વભાવ, કૃત્ય નારીનાં કુડાં;
નારી નીચ સ્વભાવ, જુગ બાધામાં જુઠી;
નારી નીચ સ્વભાવ, રહે રૂઠા શું રૂઠી;
નારી નીચ સ્વભાવની, અણઘટતુ તે આચરે;
ઘર પુર પ્રૌઢ ધિરને, ક્રોડ વસા કાયર કરે. ૩૪
ઉત્તમ કુળની નાર, નીચશું નેહ નીહાળે;
નૃપ તણી જે નારય, ભિક્ષુકને ભાવે ભાળે;
પંડીત જનની નાર, મુર્ખ સંગાથે માણે;
બ્રાહ્મ પુરૂષની નારય, અધર્મ અનાઇઓ આણે;
ગુણિજન કેરી ગોરડી, નેહ નગુણા શું ધરે;
પુન્યવંતાની પ્રેમદા, કબુલ તે કુડાને કરે. ૩૫
રામા ન જુવે રૂપ, મન ગમે તેમ માણે;
કામની ન જુવે કુળ, હેત આકુળથી આણે;
જુવતિ ન જુવે જાત, જુવે નહીં પંડીત પુરો;
ન જુવે ઉત્તમ અમીર, નહીં સતવાદી શુરો;
કામની તો કામી જુવે, કે મન ઇચ્છા માનની;

નીમેશ માત્રા રાજે નહીં, શામળ કહે ભુંડી ભામિનિ. ૩૬
બુધિ નહિ લવલેશ, એશ ભણીને બેસે;
છાંડે જો સ્વામી સ્નેહ, પરમંદિર પ્રીતે પેસે;
ચતુરા કરે ચરીત્ર, જીતી કોની નવ્ય જાયે;
મારે જો માંઠી માર, ફરી તો અવળી થાયે;
જુઠી વાત જગમાં કરે, તો સાચા તેની થાય છે;
અવગુણનો અર્ણવ ભરચો, પણ કામની નામ કેહેવાય છે. ૩૭
ભૂપતિ કેરી નારય, હીંચે હીંચોળાખાટે;
પ્રેમળ પાનને પુષ્પ, પોઢણ પલંગ શુભ પાટે;
સજાવે શોળ શૃંગાર, ઝવેર જુગતે જડાવે;
ખમા ખમા કહે સર્વ, લક્ષધા લાડ લડાવે;
તે સરખાની તારૂણી, વિપ્ર સંગાથે મન વશું;
ભીક્ષા માગી ભોજન કરે, શામળ કહે કારણ કશું. ૩૮

દોહરા.

વિનતાએ વ્યાસને તેડિઓ, ઘર ઘર પુજ્યો તંત;
જાણે કાઢયો મારવા, માથે આવ્યું મર્ત. ૩૯
ખડકીએ મુકયાં ખાસડાં, આપ્યો બેસા માંઘ;
સનમાન કરેછે શોભિતા, તરૂણી બેઠી તાંઘ. ૪૦
વિપ્ર તમે શિદ વલવલો, દુઃખવો કાં દેહ;
હુની આશ આવે નહિ, કરય તું મુજશું સ્નેહ. ૪૧
રૂષી કહે રાણી સુણો, જરૂર જાયછે જીવ;
પ્રસંન થાય તું પદ્મની, મુજને રૂઠયા દૈવ. ૪૨
ગઈ દિશને રાટલા, ગયો વિદ્યા વેહેવાર;
ગઈ લજ્જા ને લક્ષધા, નથી બ્રાહ્મણનો ભાર. ૪૩
ગયું માન્યન મહાલવું, ગયાં રૂપાનાં કેહેણ;

નરૂર પરાક્રમ ભાપછે, વેદ વિલાના વેગ. ૪૪
ધર્મ કર્મ નહી ગુદરે, પાછળ ન રહે પ્રીત;
મહિપતિ રૂઠ્યો મારશે, નહી એ રૂડી રીત. ૪૫
ક્રોડે વળગી કામ્યનિ, રૂદે અપ્યો રૂપીરાન;
મારપ સુખ તું મુળથી, એથ ખરીશ નહી લાજ. ૪૬
રાજાને રાતરાજ આપ્યો, ડાબી પાગા વર્ષ;
અપટિકન અવલોકીને, પાછો વળિઓ તર્ષ. ૪૭
અચાનક આવ્યો અધિપતી, પચું ન કેને ભાપ;
મારચ્યો મહિપત્ય એમ, નિશ્ચેથી નિરમાણ્ય. ૪૮

છપ્પ.

નિરભાગી જ્યાં ગંગ, સલિતા તે સુકશે;
નિરભાગી રળવા જાય, લાભ પણ તે ઘટાવે;
નિરભાગી પરણે નાર, થશે રાંડી કે મરશે;
'નિરભાગી પામે દ્રવ્ય, હાકમ કે તસ્કર હરશે;
નિરભાગી બેસે ઘોડશે, પડશેને પગ ભાગશે;
નિરભાગીને મંદીર મળે, પછિત પડે કે લાગશે. ૪૯
નિરભાગી જમવા જાય, વેદ નાખે તે વાશી;
સાચો જો બોલે બોલ, તોય કરે સહુ હાંશી;
નિરભાગી ડાહ્યો થાય, લોક કેહેશે એ ઘેહેલો;
નિરભાગી નવ બોલંત, કેહેશે હૈયાનો મેલો;
તે નરને નિરભાગ્યતા, શો ઊધમ સુના પડે;
ભાગ્ય પહુંછે તેહને, પુરણ ભાસ જુગતે જડે. ૫૦

દોહરા.

અડકીમાં રોકા ખાસડાં, એતે કોના હોય;
કવણ પુરૂષ પદંતરે, કળી સકે નહીં કોય. ૫૧

આશ્રમ ફ્રુટ જઈ પડયો, ગયો ચરિત્રથી ત્રાસ;
રાખ્ય રાખ્ય રામા સુને, વિનતા હું તારો વ્યાસ. ૫૨
રઝળ્યાં મ્હારાં છોકરાં, રામા શ્રીધી રંડ;
નમ સાથે તન મેળિઊ, દૈવ તણો એ દંડ. ૫૩
સુન્યું તે વેળા સુંદરી, હતો પટારો પાશ;
સુંદનિધી ઘાલ્યો ગોરડી, એક દુખ બીજું હાસ્ય. ૫૪
તાળું દિધું તરતમિ ત્યાં, કુંચી કામ્યળી માહ્ય;
એટલે કુંવર કોપતો, તરતીએ આવ્યો તાંહ્ય. ૫૫
મારકણો તે મહિપતિ, ખીજ્યો આણી ખાર;
કુ દ્રષ્ટીએ કોપીઓ, નમ શીષ્યે અંગાર. ૫૬
કેહેરે કામ્યનિ કોણછે, નહીં આ રૂડી રીત;
ખડકીએ કોનાં ખાસડાં, પુરશ્ન કુણશું પ્રીત. ૫૭

ચોપાઈ. પ્રશ્નોતર.

પગરખાં કોઈક દાસનાં, કહે વનિતા એતો વ્યાસનાં;
નર એ કયમ તેડયો નારીયે, જુવતિ કહે જોષન જાણીયે. ૫૮
વાઘ આવ્યો કયમ આવ્યો તેહ, મ્હારો સાચો સ્વામી એહ;
તેં મુજને મુરખ જાણીઓ, તે માટે એને આણીઓ. ૫૯
હસે મુખથીને વાતો કરે, ધારણ કયંમ ધરણીપત્ય ધરે;
માંહી વેઠીલાં વીંઝે વ્યાસ, પ્રેમદા તેહ પટારા પાસ. ૬૦

દોહરા.

પોપટ કહે પરભાવતી, સંકટ પડ્યું શરીર;
સાચે સાચું માન્યું, નરનું ઉતારયું નીર. ૬૧
હવે એહ કયમ ઊગરે, ભોળવાય નહીં ભરતાર;
નિચે મારે નારયને, વ્યાસ હણતાં શી વાર. ૬૨
શુક કહે શુણ સુંદરી, રહો આજુની રાત;

વારૂ વ્યાસ ઊગારિઓ, વિસ્તારી કહું વાત. ૬૩
શો ઊપર આસન કર્યું, નાવણ ટાઢું નીર;
કહે વાત ઉતાવળો, ધારણ ન રહે ધીર. ૬૪

ચોપાઈ.

શુક કહે સાંભળ સુંદરી. રાય મેહેલ જોયો માહિ ફરી;
રાજા કહે રૂષી ક્યા ગયો, ઘાલ્યો પટારે સુપડીએ। થયો. ૬૫
તરૂણી કહે આવતા દિઠા તમો, એટવે પટારે ઘાલ્યો અમો;
તાળું દઇ અકલ ઊગાએ, ઉઘાડો મારી કુંચીએ. ૬૬
શામા સાચું બોલી સાય, ઉઘાડો કુંચી લ્યો હાથ;
વ્યાસ માંહી થરથર ધ્રુજીઓ, બોધી નારથ તેતો બુદ્ધીએ. ૬૭

દોહરા.

કુંચી લીધી કંપકે, રૂદે ધરીને રીસ;
પ્રથ્વીપર પડી પ્રેમદા, મીંતનિચે નાખી ચાસ. ૬૮
ક્યાર લીધો તે બ્રાહ્મનિ, ધિકધિક મુજ અવતાર;
લીધી મારી આબરૂ, ભાગ્યહીણ ભરતાર. ૬૯
મુરખ માહી માહરો, ઘણો ચંચળીકા ચોર;
ચોર હશે માટે કહે, એહ ચુગલને ચોર.' ૭૦
ત્રીઆ એમતી ઉતરી, કાઢો મારો ભાર;
આજ મુકયું શીર માહરે, મરૂછું હું નિરધાર. ૭૧
પચવીસ વર્ષ પરણે થયાં, પતીવ્રતા હું આપ;
જાુઠું આજ ચઢાવિયું, ભોગવ ભુંડું પાપ. ૭૨
સહુકો પુઠે ઉતર્યા, જાણ્યું મહોટી એહ;
રાજાએ જાણી સતી, ગયો મનનો સંદેહ ૭૩
નારીને નમણું કરે, પુરતણો પરધાન;
રાજા સુધાં ત્યાં સ્માળિને, દેઇ શુભ સનમાન. ૭૪

માન્યનિ કહે માનું નહીં, ઉઘડાવું તારી પાસ;
લીધી મારી આબરૂ, અનાથ પેઠીમાં વ્યાસ. ૭૫
એહ વાત અહીંઆં રહી, વળતિ શો થઇ પેર;
દાસીએ બ્રાહ્મણ કાઢીઓ, ગયો ગુહ્યથી ઘેર. ૭૬

ચોપાઈ.

નરપતિએ કુંચી નાખી નેહ, દાસીએ છાની લીધી તેહ;
બીજે જને કાઢ્યો બાહાર, ગયો ઘેર નિશ્ચે નિરધાર. ૭૭
છાની છાની આવી ત્યાં, સર્વે કુટંબ ભરાયું જ્યાંપ;
રાણીએ દાસી દિઠી આપ, તન થકી તજીઓ સંતાપ. ૭૮
જાણ્યું વ્યાસ વોળાવ્યો ઘેર, પછી રૂદનની માંડી પેર;
પાછી ઊપર આવી ઠામ, મ્હો વાળી બેઠી તે કામ્ય. ૭૯

દોહરા.

વ્યાસ બીચારો વિપ્રશુભ, ઈશ્વરનો અવતાર;
બાપ ઠેકાણે બાપડો, દિવ્ય પદવી દાતાર. ૮૦
જુવને કોઇ મળ્યું નહીં, જારી કરવા જોર;
પંડીત પટારે ઘાલીઓ, ચતુર કર્યો મ્હે ચોર. ૮૧
માન્યું સાચું મૂરખા, જોયો વુનમાં સાર;
શું કરીએ પ્રણો પતિ, નીકર નવ રાખું ભાર. ૮૨
શુણી વીલાપ તે આવિઆ, ઉપર રાય પ્રધાન;
રાણી રોવું નવ ધરે, બાપની આણો બાન. ૮૩
સમજુને શું કીજીએ, વિજાતી હો એ વાન;
થવાકાળ તે થાયછે, બળીકે જોડી ખ્યાત. ૮૪
મુહૂર્ત એક મનાવીઆં, રાણી રિષનું રૂપ;
બિજે દીવસ સવારમાં, બેટ્યા વ્યાસને ભૂપ. ૮૫
રાજા પુછે વિપ્રને, શુણો વ્યાસજી વાત;

આજીવાણી એવું કયમ આવિયા, સાચુ કહો સાક્ષાત. ૮૬
જવાન ભાઇને બેનડી, જવાન પુત્રને માત;
એકાત કહી રહેવું નહી, વાણી વેદ વિખ્યાત. ૮૭
મ્હારી અનદાતા માવડી, અમો પુન્યના પૂત્ર;
તમો ધિકારે સંઘરયા, શુનું દીધું ઘરસુત્ર. ૮૮
અમો ખારી થઈ નીકળ્યા, કર્યું જઈ ઘરનું દાન;
પગરખા પાટ હેઠે રહ્યાં, તે લેશું જી આન. ૮૯
રાજાએ રૂદે વિચારીઉં, થયું મન મ્હારૂં શુદ્ધ;
મારૂપનિ હરી તે માનીઉં, પરાક્રમ કીધું પ્રૌઢ. ૯૦
સુખપાળ આપી એક બ્યાસને, અતિ ઉજ્વળ અમુલ્ય;
ઓશીઅપડો નહી તાહરો, તું ઈશ્વર સમતુલ્ય. ૯૧
કરજોડી કામ્યનિ કને, ક્ષમા કરો મુજ વાંક;
મુર્ખ થયો હું મન વિશે, એતો આડે આંક. ૯૨
દ્વિજ નેડ્યો હોય મંદીરે, ધિક માનો મ્હારે મુખ;
કરી મશ્કરી માહરી, તેથી દિલ પામ્યો દુખ. ૯૩
જ્યાર સુધી તે જીવિયાં, જોયો નહી સ્ત્રીનો વાંક;
અંગે તે રીતે આચરે, અલખત આડે આંક. ૯૪
પોપટ કહે પરભાવતી, ગુણ એવા જો ગામો;
તેનો જાઓ જારી કરો, નીકર રોટલા ખાઓ. ૯૫
સાંભળ રૂડા રાજવી, સાંભળ દેવ દાતાર;
અવેર જસવંત છો જુગ વીશે, સકળ વાતમાં સાર. ૯૬
ગુજરદેશ ગરવો ઘણો, વેગનપુરમાં વાસ;
સુત શ્રી વિશ્વેશ્વર તણો, કહે કવિ શામળદાસ. ૯૭
શ્રોતા વક્તા સમજતા, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૯૮

વાર્તા ૧૮ મી સમાપ્ત.

# શુડાબહોતેરો.

## વાત ૧૯ મી.



ચોપાઈ.

પ્રણમું શ્રીગુરૂજીના ચર્ણ, કોડે કથા શુણાવું કર્ણ;
સેવું શ્રી સરસ્વતિ સર્વદા, નીર્મળ જળ જેવી નર્મદા. ૧
હું તો દુઃખભંજન દેવ, સિતાવરની કરિએ સેવ;
શુકમેનાની કહીએ કથા, જોગું વાત ખોળાયો જથા. ૨

છપો.

જય સિતાપતિ રામ, જય કરૂણાકર સિંધુ;

જય સિતાપતિ રામ, તરત બિચારે તારણ;
મુક્તિદાતા મહિમા ઘણો, રાવણ રોળણ રામજી;
સુખસાગર શામળ ભણે, અહર્નિશ ગુણ નામજી. ૩

દોહરા.

સોમણિસગે દિવસે આદરી, ચાલી ચતુરસુજાણ;
આવી પોપટ પાંજરે, માનપતિ મન મેરાણ. ૪
શીળ સજ્યાછે શામટા, પેહેર્યાં ચોળી ચીર;
કામપતિ પ્રત્યે ભાસિયો, કામગગારો કીર. ૫
સીદ પધારો સુંદરી, શું ગારજ કોણ કામ;
જમવા કે જાવી નથી, ઠરાવ કરો કોણ ઠામ. ૬
પક્ષી શુંણુ કહે પ્રેગત, ચિદ જુદા સેમ ખાણી;
શુભ વિદ્યા તેં શિખવી, જાવી રમવા તણી. ૭
સામદામ ભેદે કરી, વિદ્યા શીખી વાણય;
કોની બીક ન આણિયે, નિશ્ચે કહુ નિર્ણય. ૮
સુખે શાર્ગ પરવરો, કરી આદેશ શુભ કામ;
સંકટ શિરથી કાપજ્યો, ઓરો નહીં તેનું નામ ૯
દેખી દુશમન કેડ લે, કે કોઈ દેખે દ્રષ્ટ;
અથવા દે કોઈ સાંકળી, કવણ નિવારણ કષ્ટ ૧૦
માનપતિ મહુવાણ તણી, એવી ધારજો હામ;
કદાચ કાંઈ સંકટ પડે, કરજો એવું કામ. ૧૧
મણે એવી ચતુરા રહી, શિખવ્ય મારા મીત્ર;
કોણ હતી તે કામપતિ, કેવું કરયું ચરીત્ર. ૧૨
શુક કહે એ વારતા, નેહ ધરી શુણ નાર;
આવે ભીંનાં વસ્ત્ર ભર, તર સિખળા શૃંગાર.' ૧૩

વિનતા મન વિમાશીઓ, જોવા માંડ્યો લાગ. ૨૫
નારી કહેરે નાહોલા, જમવા શું એસો વર્ત;
પરથમ તો જોયું નહીં, ઘરમાં થોડુંછે ઘૃત. ૨૬
કંથ કહે સુંણ કામ્યનિ, નથી મુજ પાસે દામ;
જમતમ કરી ચલાવજો, કામ્યનિ ઘરનું કામ. ૨૭
ઉછીતુ કોનુ નવ મળે, ન જડે કહીં ઉધાર;
એમ વિચાર બંને કરે, તે નરને તે નાર. ૨૮
ભામ્યનિ કહે માંટી શુંણો, નહી જવા દેઉ લાજ;
નીચળણું કેમ કીજીએ, આ અવસર શુભકાજ. ૨૯
પિતા મારાએ પિયરથી, આપ્યો રૂપૈયો એક;
તે સેવીછે છીંદરી, વારૂ વસ્ત્ર વીવેક. ૩૦
હવણાં તો ઘૃત લાવીએ, કાલે ઈશ્વર આપ;
ગયો અવસર આવે નહીં, વેદ પુરાંણે છાપ. ૩૧
ભાજન લીધું ભામ્યનિ, લીધું નાણું રોક;
ઘૃત લેવા ગઈ ગોરડી, મીસ કરીને કોક. ૩૨
આવું છું એક પલકમાં, ઘૃત લઈને ઘેર;
ભાણામાં અન પીરસજો, પરઠી એવી પેર. ૩૩
જઈ મળી તે જારને, કિધી વાત વિચાર;
તું મુગટ શિર માહરો, તું હૈડાનો હાર. ૩૪
તુંનો મારો જીવડો, તુજવડે મુજ પ્રાણ;
ઘરધણીથી તું ઘણો, વનિતા બોલી વાંણ. ૩૫
તે નર કહે નારી શુંણો, હું આંબ્યો તુજ માટ;
તારે ઘેર પરોણલા. પ્રાહુણ, બેઠા પાટ. ૩૬
પાછા ઘેર અમો જશું, નેક થઈ નીરાશ;
પછે વીરનો બીજસે, વિનતા જઈ તે વાસ.

વાટે દેવળ દેવનું, ડોશી રેહે તેમાં એક;
તે પણ પક્ષી કુટણી, વધુ વિચાર વિવેક. ૩૮
ડોશી કહે સુણ દીકરા, મેં જાણ્યાં બેનાં મન;
પ્રીત રીતની પ્રેમદા, તું છે જાતી જન. ૩૯
મંદીરમાં આવો માનપનિ, કરો તમારૂં કામ;
ઊની આચ આવે નહી, રાખણહારો રામ. ૪૦
સંતોખ્ય તારા મીત્રને, જે આપ્યો આશાશિર;
ઊતાવળાં આદર કરી, ગુણવતી જાગ્યો ઘેર. ૪૧
હરી મન પલક વિચું, ગયાં તે મંદીર માંય;
વેગેમહુર્ત એક વહિ ગયું, તે વેળાએ તાંય. ૪૨

છપા.

કામી અંધથી અંધ, કામી નવ દેખે આંખે;
કામી નવ ધારે ધર્મ, સકટ તે દેહે નાંખે;
કામી ન જુવે જાત, માત ભગિની નવ ધારે;
કામી ન ગણે નાત, કામી સગપણ નવ સારે;
કામીથી વ્રત પળે નહીં, કામી જીવ કાંઈ હિત જુવે;
કામી નવ દેખે કોઈને, જગત બાધુ તેને જુવે. ૪૩
ખાય દેવાનું દુઃખ, ખાય સુખ શામા પાપી;
ખાય વેઠીભુખ, ખાય ઘેર બટકી રાખી;
ખાય ડાહ્યાપણું છીદ્ર, ખાય મલિનની સેવા;
ખાય ત્રણે રંડા, ખાય શિર શાપજ લેવા;
ખાય કલંક શિર કાપવનિ, ખીજાય હાડ તે હારવાની;
શામળ કહે ખાય સતવાદીઆ, પલક પ્રીત પરનારની; ૪૪
પરનર ઇચ્છે નાર્ય, શીલ્ય તેને નવ સુઝે;
પરનર ઇચ્છે નાર્ય, બુધ્ધિ એકે નવ બુઝે;

પરનર ઈચ્છે નારય, પુરૂષમાં ન રહે પ્રીતી;
પરનર ઈચ્છે નારય, રૂપાવરની નહી રીતી;
પરનર ઈચ્છે પ્રેમદા, વર તેને વાહાલો નહી;
શામળ કહે શાણી સુંદરી, એવવે કામા કહી ૪૫
લેશે કામ્યનિની કેડ, વણ મોતે તે મરશે;
લેશે કામ્યનિની કેડ, મોરાતબ આપે હરશે;
લેશે કામ્યનિની કેડ, જીવ નરસહિ તે જાશે;
લેશે કામ્યનિની કેડ, અનર્થ અધીરો થાશે;
ડસશે તથા ડસાવશે, મરશે કે વળિ મારશે;
કેડ લેશે કામ્યનિ તણી, જીતી બાજી હારશે. ૪૬
દેતા રૂઠી લે જીવ, દેતા રૂઠી દંડાવે;
દેતા રૂઠી એ દેવ, તાંદુળવત દેહ ખંડાવે;
પ્રેમદા પ્રહરે પ્રાણ, હત્યા શિર સેજે આપે;
અપજસ કરે અનંત, છેક છકેલી છાપે;
રામા રૂઠી રહે નહી, કરે ન રૂડાં કામજી;
રામા રૂઠી જેહને, તેને રૂઠયા રામજી. ૪૭
નારીને નવ રાખંત, અલખત ઊમરાવ અધિકારી;
નારીને નવ રાખંત, સુર પુર ૬૮ ધારી;
નારીને નવ રાખંત, સામ દામ ભય ભેદ;
નારીને નવ રાખંત, શાસ્ત્ર પુરાણ કે વેદ;
સુર પુર પંડિત પટલ, કે સાધન પરતાપથી;
શામળ કહે સ્ત્રિ રાખી શકે, કુળ અધિકાર એ આપથી. ૪૮
લેવી નગરી ધડલંક, ગણવા કીંજલક જે ઝીણા;
લેવી વાઘની મુંછ, લેવી ફણિધરની ફેણા;
તરવો અર્ણવ અપાર, શિળા ભાગવી શીશે;

પીવું હળાહળ ઝેર, શાસ વિના કે રીસે;
એ સર્વેતો સોહલું, દોહલું કામછે જારિનું;
નિશ્ચે દોહલું નિ ખેંનું, વશિકરણ જે નારનું. ૪૯
પલક એકમાં પ્રિત, કરે જો રામા રીઝે;
પંદર ભવ પલટાય, ખરી જો મનમાં ખીજે;
દેખાડિએ આજે દામ, નેહ ન હોયતો નાસે;
કરે આપણું કામ, પ્રીત જો પ્રેમદા પાસે;
પોતાને મન પ્રીતડી, ચતુરા તે નર આહછે;
જોરન પશ જુવતિ નથી, શામળભટ સાચું ગાયછે. ૫૦

દોહરા.

પેઠી ઘરમાં પ્રેમદા, મન માન્યા ને માટ;
પાંચ પ્રાગુણ છો ધણી, જુવેછે બેઠા વાટ. ૫૧
એટલે એક જણ બોલીઓ, બરડક બોલ્યો બોલ;
મકુઆણી ત્હારી માન્યનિ, તરતું દીસેછે તોલ. ૫૨
એક કોશ જઇ આવિએ, થઈ એટલી વાર;
શું કર્યું તેં વણશી જશે, નાવી તુજ ઘર નાર. ૫૩
મકુઆણ મહા રીસાંણુવો, કશી પ્રતિજ્ઞા તર્ત;
કાગ ખુટયોરે કામ્યનિ, માન્યનિ તારૂં મર્ત. ૫૪

છપો.

જો નવિ મારૂં નાર, પાપ પ્રથ્વીનું વેઊ;
જો નવિ મારૂં નાર, કામી કપાળે દેઊ;
જો નવિ મારૂં નાર, બ્રહ્મહત્યા ભોગવિએ;
જો નવિ મારૂં નાર, કોટી જન્મ નર્ક જોગવિએ;
ધર્મ અધર્મ જોવો નથી, હેત તજી હાથે હણું;
અધિક રીસે તે ઊઠીઓ, તે કાને સર્વ શુણ્યું.

### દોહરા.

પોપટ કહે પરભાવની, પતિએ કીધી પેર;
પલકની પાંખ ચઢી પઇ, ગોરી કયમ જાશે ઘેર. ૫૬
જબાપ જુગતિ કેવો કરે, કયમ પતિ લાગે પાગ્ય,
સતીપણું કયમ સાચવે, કહો જાડેતો જાગ્ય ૫૭
પ્રાગુણ કયમ પગે પડે, કયમ રોષ સહુનો જાય;
કયમ ગામ બાપાને ગુણ ગમે, કયમ સતી શિરોમણી થાય. ૫૮
શુક પ્રત્યે શેઠાણી કહે, અચરજ એહ અપાર;
પ્રતિસા કયમ પરહરે, ભોળવાય નહીં ભરતાર. ૫૯
રહો આજુની રાતડી, ગુણ સાંભળવા ગર્જ;
કાલ્ય રાતે જજ્યો કામિનિ, એહ અમારી અર્જ. ૬૦
ચીરા મારા વાત કહે, કૌતિક સંભળાવ કર્ણ;
શું કહેતો જૈએ નહીં, તોય પુરા દીન તર્ણ. ૬૧
નારિયે દીઠો નાહોલો, રાજપુત્રને રીસ;
ખડગ ઊઘાડે ખીજતો, નિચે છેદે શીશ. ૬૨
બેઠી રસ્તામા બાળિકા, મહા વિજાગી મુખ;
અનીથી કીધો એકઠો, ઢગલો મ્હોટો પુંજ. ૬૩
પગે પાટાં બાધીઓ, અંગુઠે અતી દુઃખ;
અરે અરે અરે કહે, કરમાણુંછે મૂખ. ૬૪
આંસુપાત આંખે વહે, લક્ષણા મળિઆ લોક;
બહુજન કહેછે બાપડી, શામાને મન શોક. ૬૫
રજ ભરી રોમઃ બહુ, મલિન પધાછે વસ્ત્ર;
મહા રજનો મેરૂ કર્યો, દીઠો દારૂણ દસ્ત્ર. ૬૬
સ્વામી કહેરે સુંદરી, વિનતા બેઠી કયમ વાટ;
પાગેં પાટા બાધીને, રૂદન કરે શામાટ. ૬૭

આમે પણ આશાયે નહી, હૈડું ફાટી જાય;
ખમા ખમા ખમા કહે, ગુણ સહુ તેના ગાય. ૬૮
ઉતાવળી ઉતાવળી, લેવા દોડી ધૂત;
અથડાઈ પડી આંગણમાં, તિમીર આવિયાં તંત. ૬૯
પડ્યો રૂપૈયો રેતમાં, ઘતખા પ્રગટ્યો શોક;
ઊંડી આડે જણે, લક્ષ્યા મળિયા લોક. ૭૦
મેં જાણ્યું જાણી ઉતાવળી. ઘણા હેતથી ઘેર;
પેલા પ્રાગુણ જાણે નહી, મારા કપની પેર. ૭૧
મહોલ્લર સહુકો સાંભળે, તે શામા બોલી સાથ;
ઓશિઆળા અધિકા થયા, પેલા પ્રાગુણ પાસ. ૭૨
ચતુર લેઈ આવ્યા ચારણી, ઠોગટ કરતા ફુલ્પ;
ચાર ઘડી થઈ ચાળતા, દળ્યો વાળ્યો ધૂળ. ૭૩
ધણીના હાથમાં ધન જડ્યું, રોકડ રૂપૈયો રોક;
સારૂ સહુકોએ કહ્યું, ઘેર ગયા સહુ લોક. ૭૪
ધૃત લીધુ તે ઘર ધણી, સાથે પ્રાગુણ પાસ;
વળગાડી ઘેર લાવિઆ, નાની ઊની આશ. ૭૫
જમ્યા રમ્યા તે જોંઆમાં, લક્ષ્યા રાખી લાજ;
સારાનું સુખ ઈછું હૃદે, તો સુધરશુ સહુ કાજ. ૭૬
સર્વ કહે સાબાશ છે, સ્વામી કહે સાબાસ;
રૂપૈયો કારણો રોકડો, હતો પિયરનો પાસ ૭૭
કપની જાતને કારણે, ભાર કરત નહી લેશ;
પગ ભાગ્યો પડી ગઈ. કમકે, વાગી ઠેર. ૭૮
કરવા લાગ્યા લાડુવા, ગુડ સુંઠને ધૃત;
આપરદાએ ઊગરી, નહીં તર પામત મૃત. ૭૯
એક દિવસ કરી ચાકરી, સાજી થઈ તે દીશ;

કુળ કુટુંબ નમાડીઓ, વિપ્ર નમાડ્યા વીશ ૮૦
સહુકો હવે ઓવારણાં, કરે શુભ કુળની ધમ;
સતી શિરામણ સુંદરી, તેતો તાહારૂં નામ. ૮૧
જ્યાં સુધી તે જીવીઆં, આપનિને ભરથાર;
ત્યાં સુધિ સુખ માણિયું, રામા હૃદયનો હાર. ૮૨
એમ વિજાઈ આવડે, તોતો જાજ્યો તંત;
નિકર કલંક માથે ચડે, અથવા માથે અંત. ૮૩
કથા એહ આગણિસમી, રૂડી અતી રસાળ;
પંડીત ડાહ્યા પર્ખશે, માણી જોતા માળ. ૮૪
મુરખ મૂઢ મમતા કરે, એહુ તે શું થાય;
વિબુધ જન વિચારશે, ક્યાં રંક ક્યાં રાય. ૮૫
માતર પરગણામાં મણી, સીંહજ ગામછે સાર;
રખીદાસ તહાં રાજવી, દેહ કહાવે દાતાર. ૮૬
કાશીખંડ ને નર્મદા, શિવમહાત્મ્ય સમર્થ;
સિંહાસન બત્રીસનો, અધિક જાણિયો અર્થ. ૮૭
રામકથા શ્રવણે સુણી, નિરમળ કરયાં નવાણ,
તેં બ્રાહ્મણના વંશોત્પ, મનજીસુત મેહેરાણ. ૮૮
સામળભટ સંતોખિઓ, પુરાણ કીધી પેર;
રૂપ રચ્યાં ગુણનિધી, જસવંત નર ઝવેર. ૮૯
ગુજરદેશ ગુણ આગળો, વેગનપુરમાં વાસ;
પિતા પુરૂષોતમ તણો, કહે કવિ શામળદાસ ૯૦
શ્રોતાવક્તા સમજતા, કહે કવિતા કરજોડ;
શામળભટ કહે સાંભળો, જય જય શ્રી રણછોડ. ૯૧

વાત ૧૯ મી સમાપ્ત.

ચતુરા દેખી ચોતડું ચડી, આવી પોપટ પીંજર તણી;
કહે શુક ભાઈ ભામની, કંદ્રપ રૂપ શોભો કામની. ૬
ચિંદ પધારો ને શે કામ, જમવા રમવા કે દરશન હામ;
શુભ શણગાર શજ્યા છે સોળ, સુખ ભોગો મોહે તંબોળ. ૭
કાજળ કુમ કુચ કીધાં ભ્રમ, સાચું ન કહોતો મારા સમ;
કામની કહે કુળવંતા કીર, તુંછે ધર્મ ધુરંધર ધીર. ૮
તુજ આગળ સાચું બોલીયે, મનતણો પડદો ખોલીયે;
નિર્મળ વાત કરી મારિયે, જરૂર આજ જાવું જારિયે. ૯
તરૂણી આપ પધારો નમો, સ્નેહે ધામ સાચવશું અમો;
સિદ્ધ કરો રૂડાં કહાવજો, રમી રાત વહેલાં આવજો. ૧૦
કદાચિત સંકટ આવી અડે, વડી વીલજી કરવી પડે;
મલુકચંદશાની ભામની, ભારે ભુપ સમી ભામની. ૧૧
તેણીએ કીધુંતું નેમ, કામ પડેતો કરજો તેમ;
ઝવેર વહુએ કીધું જેટલું, તમો પ્રાક્રમ કરજો તેટલું. ૧૨
પગ ખેંચાને પાછી વળી, મુખ માહિ ઘાલી આંગળી;
મલુકચંદશા તે ને કુણ, ઝવેર જશવંતી જાણી ઊણ. ૧૩
શા પરાક્રમ કુણ પ્રપંચ, શિખવ શુક શિરોમણ સંચ;
ગામ ઠામને કહો તે નામ, કીધા શાં કામનિએ કામ ૧૪

દોહરા.

શ્રીનગર શોહામણું, શ્રીપતિનું ત્યાં રાજ;
ધર્મ મારગ ધારે સહુ, કરે સહુ રૂડાં કાજ. ૧૫
ચાડી નહીં ચોરી નહીં, નહીં કો જુઠા જાર
લોભી નહીં લાંચા નહીં, વસે શાહાવટ વેહેવાર. ૧૬
સોભાગ્યધર્મે શિરોમણી, નગરશેઠ નવરંગ;
લાયક રૂડો લખપતી, સદ્‌ગુણ શિરોમણી સંગ. ૧૭

સુભગા પરણ્યો સુંદરી, રૂપકળા ગુણ રીધ;
પુત્રી પીતાંબરદાસની, નંદા નામે નીધ. ૧૮
પિણ આવ્યો પરદેશડે, પૂર્ણ વેપારી પેર;
પુત્રી પીતાંબર તણી, ગુણવંતી રહી ઘેર. ૧૯

છપ્પો.

બાળ્ય માગવી ભીખ, બાળ્ય કાશડું કરવું;
બાળ્ય ચોરીનું ચાલ, બાળ્ય વિન પારકું હરવું;
બાળ્ય વૈતરું વેઠ, બાળ્ય નિત ભાર શિર સેવો;
બાળ્ય પરવશ તે પુરૂષ, બાળ્ય દંડ દિનને દેવો;
બાળ્ય રળવું તે પાપનું, હીંસા કરવા સુરા થવું;
શામળ રોજગાર તે બાળવો, જન્મારો પરદેશ જવું. ૨૦

દોહરા.

તનયા તે રહી તાત ઘેર; નંદા જેનું નામ;
એક દિવસ શું નીપજ્યું, કષ્ટ પડ્યું કુણ કામ. ૨૧
હીરચંદનો દિકરો મલુકચંદ મહાપુન્ય;
લાયક લક્ષણ આગળો, જાણે કમળનું ફુલ. ૨૨
કર્ણ પર્યંત તો આંખડી, નિર્મળ સુંદિર નેન;
અમૃતથી મીઠાં વદે, વદન પોતાને વેણ. ૨૩
લક્ષપતી લાયક લક્ષ્યો, ગુણ લક્ષણ ગંભીર;
શતવાદી સોહામણો, શહાપતિ શુધ શરીર. ૨૪
ચતુર જનોતો ચોવટે, હેતે પોતાને હાટ;
માન્યનિ કેરૂં માળિયું, વિશ્ર જુવાની વાટ. ૨૫
લક્ષણવંતી લાડકી, પુરણ વીસેને બાર;
મુક્તાફળ મોતી તણો, હેતે પરોવે હાર. ૨૬
મલુકચંદ મારગ જતાં, ઊંચું જોયું આકાશ;

નંદ નક્ષત્ર સરીખડી, પૂર બેઠીતી પાય. ૨૭
નતર ગઈ તે નારયપર, વાગ્યું મોહનું બાણ;
કામો ઘેહેલો થઈ ગયો, પરવશ પડિયા પ્રાણ. ૨૮

છપા.

મછગંધા દેખી વ્યાસ, વિહળ થઈ પોતે બેઠા;
અહલ્યા દેખી ઇંદ્ર, તસ્કર થઈ પુરમાં પેઠા;
તારા દેખી વ્યાળ, કુબુજ એ નારી કીધી;
સિતા દેખી દશકંધ, હરી લંકામાં લીધી;
વનિતા બ્રુહસ્પતિ તણી, દેખી ચંદ્ર ચીતમાં ચળ્યો
કળિયુગ રૂપ એ કામપતિ, મળે ઠેક સહુનો ઠેલ્યો. ૨૯
જુવો દ્રુપદી નારય, દુર્યોધન કુળમાં દળિયો;
કિચક થયો કામાંધ, મહાજમ લોકે મળિયો;
એવા અધિક અનેક, દેવ દાનવ રિષ રાજા;
પામ્યા દાવાનળ દુઃખ, પડ્યા નરકે તાન ભાજા;
પરનારય થકિ બહુ પરભવ્યા, જુલમ થયા તે જાણિયા;
શામળ કહે શાણા સમજાજો, કુંશ બ્રાંહ્મણ કુણ વાણીઆ. ૩૦

દોહરા.

આનપનિ મોહ પામી ઘણું, દેખી શેઠ દેદાર;
શેઠ મોહ્યો જોઈ સુંદરી, અપરમપાર અપાર. ૩૧
મલુક આવ્યો નિજ મેહેલમાં, મલીન થયું છે મુખ;
શામા ઘેર સલક્ષણી, દેહે પામી દુઃખ. ૩૨
ચતુરાનામ ચંદ્રાવળી, ચંચળ તેનાં ચેહેન;
સમજી ગઈ તે સુંદરી, નમાવ્યાં દીઠાં નેન. ૩૩
પ્રીત્યે બોલી પેઊશું, કાં ચીંતા ચીત આજ;
મારા સમ સાચું કહો, મન મેલી મહારાજ. ૩૪

કાંઈક ગર્વ તારો ગયો, કાંઈક થઈછે હાણ;
કે વાગ્યું કાંઈ વપુ વિશે, માનની મોહનું બાણ. ૩૫
એમ હરી બહુ હેતથી, અરસ પરસ થઈ આપ;
મ્હારા સમ સાચું કહો, મુજ મારવાનું પાપ. ૩૬
સ્ત્રિ હત્યા શત સહસ્રધા, બાળ હત્યા બહુ બોલ;
એ દુઃખ ઈશ્વર ભાગશે, તરત કરીશ તું તોલ. ૩૭
કર જોડ્યા તે કંપડે, કહ્યા કામનિને કહેણ;
દીઠું તું તે દાખવ્યું, વહ્યો વિખાણી વેણ. ૩૮
પુત્રી પીતાંબર તણી, બેઠીતી શુભ ગોખ;
દ્રષ્ટી ગઈ ત્યાં માહરી, ચિત નથી રહેતું ચોક. ૩૯
ભરજોબન ગરવે ભરી, મંદ ગતી મેહેરાણ;
ઘાયલ કીધો હું ઘણો, મારયા નેણનાં બાણ. ૪૦
શરીરે નિસરયાં સુસરા, ધારણ ન રહે ધીર;
તે માટે તજવું અમો, અન્ન નિંદ્રાને નીર. ૪૧
સાચે રામ રાજી રહે, સાચો અક્ષર આંક;
રીઝો કે ખીજો તમો, વેદ અમારો વાંક. ૪૨
ચિંતા ન કર ચતુર નર, કાળજડું સ્થિર રાખ્ય;
મેળવું તુજને માનની, શ્રી સુરજની સાખ્ય. ૪૩
ઊઠો આપ આળસ તજી, રમિ જમિ ચાવો પાન;
સ્વામીને સંતોખ્યો, માનનિયે દીનો માન. ૪૪
સ્વામી કહે શામા સુણો, કરિયે કુપમ એવું કામ;
લાજ ગમાવે લોકમાં, દેહેજ જાયે દામ. ૪૫
દંડે રાજા દેશપત્ય, નારીનું ઓઈયે નીર;
નાત એનીને આપણી, તજે રહે નહીં તીર. ૪૬
સાંભળ સ્વામી માહરા, બીક ન આણીશ લેશ;

ખોલી તમશું ખોલડાં, પુર પોચાડું પેશ. ૪૭
જાય મારેછે દેશપત્ય, જાય મારે સહુ લોક;
પુરણ કામ કરીએ અમો, આંતો ન પરો ફોક. ૪૮
હું નવિ પ્રીછું તેહને, તે નવિ પ્રીછે મુજ;
પરશું કરી પ્રીતડી, તે કયમ સુઝે તુજ. ૪૯
એહ ભીનાનો આસરો, ન કરે નારશું નેહ;
સાંભરશે તહારે સાલશે, દુરબળ થાશે દેહ. ૫૦
નારી કહે શુણ નાહોલા, તજ મનનો ઉચાટ;
તરૂણી તેડું મોકલે, પોંચાડે તુજને ખાટ. ૫૧

ચોપાઈ.

મરચા જોવરાવી તે તણી, કેડ લીધી ગુણવંતી ધણી;
રવિવારે જુવતિ જાયછે, ચતુર્ભુજનાં દરશન થાય છે. ૫૨
નંદા ધીરતાં માત કે તાત, નથી થતિ કોઈ સાથે વાત;
આવે ઘડિકા દેહેરે જાય, પુરૂષ નામ ન પરઠે ત્યાંય. ૫૩
પીયર કહે ઝવેરા મતી, કહે સાસરે ચદ્રાવતી;
રવીવાર આવ્યો જાહરે, મરચા જોવરાવી તાહરે. ૫૪
નંદા દરશણ કારણ ગઈ, તેહ ખબર ચંદ્રાને થઈ;
પુજા મરચા લીધી હાથ, એક સખી રાખીકે સાથ. ૫૫
નંદા પ્રભુને લાગી પાગ્ય, ચંદ્રાવતી ગઈ તે જાગ્ય;
વેહેવારીયાની બેઠી એહ, નાર નાર શું બાંધ્યો નેહ. ૫૬
નાત્ય જાત્ય પુછયુંકે નામ, કહેજો કાંઈ અમ સરખું કામ;
મહારે મંદિર રમવા આવજો, વાત ગોષ્ટ રૂડી લાવજો. ૫૭
સમ ખાધાને વાધ્યા હાથ, સ્નેહ કરયો જાણે સૈયર સાથ;
પ્રિત પરસપર પુરણ પેર, મહારા સમ આવો મુજ ઘેર. ૫૮

### દોહરા.

ચોથે દિવસ ચંદ્રાવતી, સજ્યા શોળ શણગાર;
ગઈ નંદાને બારણે, ક્ષણું ન લાગી વાર. ૫૯
અભ્યાગત અધિકી કરી, ભાવે આવિયાં માત;
છાની છપની ચતુરાઈની, કરિ વિગતની વાત. ૬૦
આજ ઓછવછે માહરે, મની મોટો ઊલાદ;
મેં જાણ્યું મારી બેનને, પ્રીતે આપુ પરસાદ. ૬૧
પાંચ પક્વાન આણ્યાં ગયાં, પ્રીત કરી બહુ પેર;
નંદાને ચંદ્રા કહે, તું આવ અમારે પેર. ૬૨
પીઉ મારો પરદેશછે, નથી પીરતો તાત;
ઘરબાર મુજથી નવિ નીસરૂં, વેદ ન થાશે વાત. ૬૩
કન્યાની પુછું કામની, શામા કેરી રીત;
મહારા સમ સાચું કહો, કોણ પુરૂષ શું પ્રીત ૬૪
નાના નંદાએ કહ્યું, મનમાં આણી મર્મ;
આટલા દહાડે ઈશ્વરે, રાખ્યોછે મહારો ધર્મ. ૬૫
એક દીવસ હું માળિયે, બેઠીતી એકાંત;
હેત હાર પરોવતી, ઉપર થયું ભાગ્યુ ભાંત. ૬૫
રૂડા વેહેવારીઆ વાણીઆ, વારરપાવટ ઘરસૂત્ર;
કોણ જાણે નૈ કોપને, પુરંદર સરખો પુત્ર. ૬૬
ચમક ચમક ચાલ્યો ગયો, નર તે ઊંચુ જોય;
ચાર આંખ્યો થઈ એકઠી, મનડું મારૂં મોહ્ય. ૬૮
ધન ધન એની બેહેનને, ધન ધન એની માત;
પ્રસવ્યો પુત્ર પનોતિયે, જશવંતોછે જાત. ૬૯
તેહ ફરી દીઠો નથી, તે ઉપર, મોહ્યું મન;
શમણામાં ભખું તેહને, ઘણા દશ હુણ્યા દન. ૭૦

ચંદ્રા કહે ચતુરાં શુણો, તેહનું કહો એંધાણ;
દીઠો હોયતો દાખવો, વારૂ કુરો વિખાણ. ૭૧

છપા.

કડા સોનાના હાથ, શોભીનછે દશ આંગળિઓ;
મુકતાફળની માળ, હેત હીરા સાંકળિઓ;
પુરણ પંચરંગી પાઘ, ભ્રગુટી ધનુષ કમાને;
આછે ચટકની ચાલ, વશ્યો તે મહારે ધ્યાને;
ઇંદુ જેમ ચાલે આભમાં, મુખ કમળ અવિદશું;
સૈયર સાચું કહું તુને, વરણાગી દેખી મન વશ્યું. ૭૨

દોહરા.

ધન ભામ્યનિ જે ભોગવે, ધન ધન એની માત;
ધન ધન એના દેહને, ધન એહનો તાત. ૭૩
ચંદ્રા કહે એ ચતુરનર, મેં ઓળખિઓ આજ;
મારે તે સાથે પ્રીતડી, કરૂં હું તારૂં કાજ. ૭૪
મેળવું તુજને માન્યનિ, રમાડું તે શું રાત;
ઊની આંચ આવે નહી, વેદ વચન વિખ્યાત. ૭૫
નારે બાઈ એ વાત શી, કરિએ કુપમં એવું કર્મ;
કદાચ જાણે કોયક જન, રહે કપમ આપણો ધર્મ. ૭૬
ભલા બાપનો છોકરો, ધણી નહિ મારો ઘેર;
કદાચ વાત જાણી પડે, પછી શી કરિયે પેર. ૭૭
જાપ ઈજતને આબરૂ, જાય નાતમાં નામ;
વિશ્વાસ કોનો નવ લાવિયેં કરિયે કુપમ એનું કામ. ૭૮

ચોપાઈ.

ચંદ્રા કહેરે નંદાશુણો, ભારે ખોલ એવા કુપમ ભણો;
તાહારૂં નામ લેશે નહી કોઈ, તારૂં થુંક ત્યાં મારૂં લોહી. ૭૯

એવી હેડે ધીરજ ધરૂં, તુ કહે તે પ્રતિજ્ઞા કરૂં;
પરણી નારીને પરહરે, માનીતી અણમાનીતી કરે. ૮૦
નાર તજી કોઈ નાઠી જાય, ગંગા મુકી છિદ્રમાં નાહ્ય;
નીલી વાવે ને કરસાણ, ખેડે હળ વરષા વરશાણ ૮૧
નીના તરૂવર વાઢે ઘણા, કાઢે મુળ વડ પીપળ તણા;
પક્ષીના માળા ભાગે જેહ, દમે વિપ્ર સાધુના દેહ. ૮૨
અપેય પાન કદાપિ પીયે, કરતા પાપ મનમા નવિ બીહે,
પમાપતા ઊપર કર કરે, આપી વસ્તુ પાછી હરે. ૮૩
ધણીને વિષ દે ઘરની નાર, જોષ કારણ રમે જે જાર;
એક મુકી બીજાને જાય, પ્રભુ મુકી પાખંડી થાય. ૮૪
એકાદશિયે અન્ન જે જમે, ગુણ અધર્મીના મનમાં ગમે;
એવા પાતિક લાગે માય, જો તુજને આવે કાંઈ આય. ૮૫
પિત્રી દિવશ કરે નહી શ્રાધ, વિપ્ર માથે કરે વિખવાદ;
કુટંબ ઊપર રાખે વેર, જર કારણ દે કોને ઝેર ૮૬
ગોત્ર મધ્યે જે કરે ગમન, સાધૂ જનને કરે દમન;
છતે દામ ન પોખે દેહ, પરનારી શું રાખે નેહ. ૮૭
ઊતમ થઈને મદીરા પીયે, શાસ્ત્ર વચન થકી નવિ બીયે;
અભક્ષા ભક્ષ કરે જે અહાર, ખરૂ કહેત મા આણિ ખાર. ૮૮
માસ થકી જે પોખે પેટ, શાસ્ત્ર વચન શુણે નહીં નેટ,
લુંટે મોહાશણ લુંટે બ્રહ્મ, નવિ પાળે પોતાનો ધર્મ ૮૯
એવા પાતિક લેવા સાચ, જો આવે તુજને કાઇ આચ;
તિર્થ જાત્રામાં ચોરે દાણ, અ ગંગ મા બોળે વહાણ ૯૦
ગોચર ભાગે લુંટે ગ્રામ, કરે ઊંચ થઈ નીચા કામ;
વિપ્ર થઈ ન ભણે વિદ્યાય, નિચુ ગકર્મ કરી નિદાય. ૯૧
અદ્રશ્ય થઈને વાળે ગાય, ચોરી આડી ચોતમા આડ;

છાની વાત તે જાહેર કરે, આપઘાત કરીને મરે. ૯૨
વનવગડે પડાવે વાટ, ઉથાપે ગંગાના ઘાટ;
વૈષ્ણવ થૈ શિવનિંદા કરે, મુકી થાપણ પરની તે હરે. ૯૩
એવા પાતિક લેઉ શીર સાચ, જો આવે તુજને કાંઈ આંચ;
આપણ બે વચ્ચે રવિચંદ્ર, સાચા સાક્ષી તે દેવેંદ્ર. ૯૪

## દોહરા.

નંદા નિર્મળ થઈ ગઈ, હશી પડી તે સાથ;
અરસપરસ બે સમજ્યાં, કંઠે વાળ્યા હાથ. ૯૫
કરો નેહ તમને ગમે, હું તારી વેચાણ;
વચન પંક્તી વેચાણીછું, પરમેશ્વર પુરાણ. ૯૬
આ મંદીર મારા તણે, ઓરડી છે એક સાર;
તે મધ્યે માલણ વસે, નેઊ વર્ષની નાર. ૯૭
જોગે જોગ તે મેળવ્યો, રહેવું એકજ રાત;
હુંશ વિનોદ હશી રમી, પરવારશું પરભાત. ૯૮
વિચાર કરી વનિતા વદી, રૂડો કાલ્ય રવિવાર;
મોકલું મંદીર તાહરે, ભુપ સમો ભરતાર. ૯૯
માંળિ કામ્યનિ કંથને, અધિક વાત એકાંત;
અથઈતી માંડી કહી, ભાગી સઘળી ભ્રાંત. ૧૦૦
મન માનીછે માલણી, પરઠી તેની પેર;
અધિક શોભાવિ ઓરડી, જાણ્યો રમો તે ઘેર. ૧૦૧
કોટિધ્વજને કહેવું કહ્યું, જેની ગાંઠે ગ્રંથ;
મન ચિંતવ્યું આવિ મળે, સફળ થાય સહુ અર્થ. ૧૦૨
ચાર ઘડી રાતે ચતુર નર, સ્ત્રિની માગી શીખ;
જુવતિને કહે જાઉંછું, જેક ન રાખી બીક. ૧૦૩
શાહાપતિ ત્યાંથી સંચર્યો, વાડે મળ્યો હજામ;

હું ચાકર છું તાહરો, કાંઈક દ્યો મુજ કામ. ૧૦૪
તું જ મંદીર તાહરે, ભણ્યો એ રીતે ભેદ;
પોતે મંદીર પરવરયો, વાસો રહેવા વેદ. ૧૦૫
મશુક ગયો માળણ એકે, શાણો થઈ તે શેઠ;
બીજું કોઈ પાસે નહી, નિશ્ચે પહોતો નેટ. ૧૦
સવા પહોર તે સુંદરી, આવી શોભાતી સેજ;
તન મન ધન સોંપ્યું ત્હાં, હૈડે આણી હેજ. ૧૦
અરસપરસ આનંદમાં, કરી વાત વિચાર;
તું આધાર છે માહરો, તું હૈડાનો હાર. ૧૦૮
જે દહાડાનો નીરખીયો, તે દાનનો મુજ મર્મ;
આપણ બેનો રાખીયો, આજ ઈશ્વરે ધર્મ. ૧૦૯
સ્તુતિ કીધી એક એકની, કરે એક એકને વાત;
રમત ગમત રાગે રમે, ગઈ ઘણેરી રાત. ૧૧૦
એક પહોર આનંદમાં, ભારે ભોગવ્યા ભોગ;
વળતું ત્યાં શું નિપજ્યું, શો બનિયો સંજોગ. ૧૧૧
કાંઈક સુખસાગર સબળ, કાંઈક ખાધી કેફ;
કાંઈક ભોગ એ કર્મના, જેમ મોતી લજવે છીપ. ૧૧૨
ગુણ હીણો પેલો ધાંધલો, તેણે સરખા જોઈ;
મુંડ લીધી તે પાપીએ, કુડ ન જાણે કોઈ. ૧૧૩
ચોકીદાર એક ચાડીયો, હાક હરામી ખોર;
અધર્મ અંધા તે આચરે, ખોતડું તેનું ચોર. ૧૧૪
છાની વાત કહી છળ કરી, શુંઢયો નાપિત સાથ;
કોડપતિનો કીંકરો, હેતે આવ્યો હાથ. ૧૧૫
દામ ઘણો દેવાવશું, લેઈશું તેનો ભાર;
[illegible] લાખના શોભીતા, શામાને શણગાર. ૧૧

હુંડી ફેરી દેશમાં, પ્રમાણ કરે તેમ પાંચ;
બંનેને લુંટાવશું, લેઈશું આપણે લાંચ ૧૧૭
વિશમવેળા મધરાતની, શિપાઈ ઉઠ્યા જણ આઠ;
છાનામાનો છળ કરી, ખાતે લીધો ખાટ. ૧૧૮
બાલણનું મન મનાવિયુ, આપીશું તુજને દ્રવ્ય;
લેઈ જાવા દે બારણે, એવુ બોલ્યા સર્વ. ૧૧૯
ખાટ ઉપાડ્યો ખાંતથી, આણ્યા ચોકી માંય;
તરતીબે તાળું વાશિયું, તોય ન જાગ્યા ત્યાંય. ૧૨૦
ચોકીદાર ફરવા ગયા, નગર સમીપે નેટ;
અબકી જાગ્યાં બે જણાં, પડ્યો ધ્રાશકો પેટ. ૧૨૧
કરે કશું કોને કહે, કવણ ભળાવે કામ;
અવર મળે નહી આશરો, રાખણ હારો રામ. ૧૨૨
શાહુકાર સંકટ પડ્યો, માંહી લાખનો માલ;
પોપટ કહે પરભાવતી, હોશે કોણ હવાલ. ૧૨૩
છળ પડ્યાં કયમ છુટશે, કયમ રહે એનું સત્ય;
કયમ દંડે નહી દેશપત્ય, સુઝે કોને મંત્ય. ૧૨૪
તાળાં કુંચી તરતીબશું, ચોકી પુઠે ચોપાસ;
કોણ છોડાવશે એહને, વેગે કયમ આવે વાસ, ૧૨૫
પ્રભાવતી કહે પોપટા, મુરખ તહારો મેળ;
બંધીખાને બાપડા, ખરા કરે શા ખેલ. ૧૨૬
એહવિજાશી શી કરે, કરે શું એમા જોર;
શોપારશ કોની કરે, ચોપક્ષ થયા જ્યાં ચોર. ૧૨૭
આજ રાતે જાશું નહી, શિખવ શુક સુજાણ;
પ્રમાણ પરાક્રમ શું કરશું વિવીધ કહો વીખાણ. ૧૨૮
શુક કહે શુણ સુંદરી, કહું વિજાશી વાત;

હેતે હુંકારો દ્યો મુને, સંક્ષેપ કહું સાક્ષાત. ૧૨૯
ઓશીવાળા ચોવટે, સેજ ઉપાડી જાય;
પછી ચોદ્રા બારીએ, જાણ જુગતથી થાય. ૧૩૦
અરે દેવ આ શું થશે, જાશે જુવતિનો જીવ;
મારી દંડાશે માહરો, દેતા કહે રૂદ્યા દૈવ. ૧૩૧
મહારે ભરોંસે એ પડી, હવે કરૂં શાં કર્મ;
અલ્પ થઈ મારી આબરૂ, ગઈ સત્યતા શર્મ. ૧૩૨
ઊઠી તેહ આળસ તજી, ભરી સુખડીનું માટ;
શેવક ચારને શીર ધર્યાં, વહી આવી તે વાટ. ૧૩૩
આપી સર્વ શિપાઈને, મળ્યા સ્નેહે તે મેળ;
ચીતનિયે ચતુરાઈથી, ખરો બનાવ્યો ખેલ. ૧૩૪
બંધીખાને બાપડાં, ઘણાં પાપનાં ઘોર;
અધર્મિ અપરાધીપણે, આડ ચુગલને ચોર. ૧૩૫
બળવંત બેઠો એક બારણે, સામા ચોલી તે સાથ;
દરોગો દિવાનનો, કુંચી તેને હાથ. ૧૩૬
દામપતિની દીકરી, સજ્યા શોળ શણગાર;
હીરા માણિક મોતિયાં, અપરમપાર અપાર ૧૩૭
ખરી ખબર આવી અહીં, વેઃ બુડ્યું વહાણ;
સાજું તાજું શોભિતું, પુરાણછે પરમાણ. ૧૩૮
એરાન કરી મેં ખાંતથી, ઘણા રૂપૈયા ચોગ;
સુખે આજ લ્યો સુખડી, વેચું આણી ગોર. ૧૩૯
કહે દરોગો દિવશે, આવો પર્મે પ્રભાત;
નંખ્ય ઊઘડે હવડાં બારણું, રૈરવ છે મધરાત. ૧૪૦
તું છે મોટો બાપવો, તું છે મારો વીર;

જીર ચુંપાપછે બાહેરો, નેક રહે નહી નુન્ય;
ખાશે સુખડી બાપડો, મોટું થાશે પુન્ય. ૧૪૨
એમ કહી પાસે ગઈ, ઘુંઘટ તાણી વાત;
હરખે મોહોરો હીમની, સેજે આપી સાત. ૧૪૩
સિપાઈ કહે શુણ સુંદરી, પળશે તારૂં વર્ત;
વન ચોકીમાં એકલી, પાછી વળજે તર્ત. ૧૪
મંદિરમા ગઈ માનવંતિ, ક્ષણું ન લાગી વાર;
પોને સુતી સેજમાં, બીજી નીસરી બહાર. ૧૪૫
'આરૂ ચાંકર લેઈને, વળી પાછી શુભ પેર;
કોણે વાત જાણી નહી, ગઈ ગુણવંતી ઘેર. ૧૪૬
માત તાત જ્યાં મંદીરે, ઊંઘી જઈ એકાંત;
લેંજળ રાખી લક્ષવતા, ભાર ન ભાગી ભ્રાંત. ૧૪૭
થયો, સુર્યોદય સેજમાં, સભા ભરાણી સર્વ;
પુરમાં વાતો પરવરી, રાજૂ જન આણે ગર્વ ૧૪૮
તાળાં ઊઘડાવ્યાં તર્ત ત્યાં, માંહી ગલુંકો શેઠ;
શેઠાણી સલક્ષણી, તે બેઠી તી હેઠ. ૧૪૯
આંખા પડિયા જોય સહુ, આંખો પડિયો રાય;
રથ બેસારી મોકલ્યાં, મંદિર જમ્યા માય. ૧૫૦
મહિપત્ય કહે મધુક શુણ, રહ્યા હતા કુપમ રાન;
ચાડી ખાવી કુણ ચોરટે, વિપરીત થઈ કુપમ વાત. ૧૫૧
પંચમ પ્રાગુણ આવ્યા હતા, ગયો વળાવા ઘેદ;
નર નારી ઘેર આવતા, ભાવ કર્યો એક ભેદ. ૧૫૨
મનોહર શોધી માલણે, સેજ પાથર્યાં ફુલ;
ઘડી બેશી ઘેર જાઈશું, 'એમાં ન મળે ભુલ. ૧૫૩
નિદ્રા 'આવી નુર નારને, નિશંકપણે નર નાથ;

કોઈક ચૂગલ ચોરટો, સુંદો સામદ સાપ. ૧૫૪
ચોકીવાળા ચેતાવીયા, કામ તેમણે કીધ;
બંધીખાને મુકાવીયાં, ઉપર તાળું દીધ. ૧૫૫
રામ રૂપ જો દંડવા, તો છુટી હવો આજ;
અમો વાંક વસુ નહી, સોંપી કહ્યમ મારી લાજ. ૧૫૬
કાલીંડી કાશ્યપ કહે, કર્યું એ કોણે કામ;
ખરવાહન કરિ ફેરવો, દેજો ખાધું નામ. ૧૫૭
ચોકીવાળા જણ ચાર કહે, વાલંદનો છે વાંક;
એ સઘળું એણે કર્યું, અતિશે આડે આંક. ૧૫૮
નાક વાઢો કહે નરપતી, વળતા વાઢો કાન;
શીશ એનું નવિ વાઢશો, દેજો જીવત દાન. ૧૫૯
મનાવ્યા ભાજન ભણી, પુરપતિ લાગ્યો પાય;
અમો અપરાધી તાહરા, જોઈ નહી એ જાય. ૧૬૦
કોણે વાત જાણી નહી, કોણે નવિ જાણ્યો મર્મ;
વિજાર વિદ્યા એતે ખરી, રહ્યો પશુનો ધર્મ. ૧૬૧
કહે પોપટ પરભાવતી, ગુણ રૂડા જો આવ્યો;
એમ વિજારી આવડે, તરૂર જારીએ જાણ્યો. ૧૬૨
સાંભળ શુક સલક્ષણા, વૈર વિખરી વાત;
જિસમે જિન વનિતા રહી, રાખ્યા ન ગઈ રાત. ૧૬૩
એહ કથા શુકબોતરી, વાણી વેદ વિલાસ;
જોર જસવંતા આગળે, કહે કવિ શામળદાસ. ૧૬૪
શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કલ્લોલ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૧૬૫